


# સ્વામી રામદાસજી

ભાગ ૧–૨



: લેખક :

**મગનલાલ લા. રાયચુરા**

એડવોકેટ.

કિંમત : રૂા. ૪–૦–૦




# સ્વામી રામદાસજી

## ભાગ ૧–૨



: લેખક :

**મગનલાલ લા. રાયચુરા**

ઍડ્વોકેટ.

કિંમત : રૂ. ૪–૦–૦



સ્વામી શ્રી રામદાસજી

# સ્વામી શ્રી રામદાસજી

## આધારભૂત સંપૂર્ણ જીવનચરિત્ર

અને

## તેમના પરિભ્રમણ દરમિયાનના પત્રો.

( ઉપદેશામૃત સાથે. )

ભાગ ૧-૨




: લેખક :

મગનલાલ લા. રાયચુરા એડ્વોકેટ.
શિવકુંજ : કૃષ્ણનગર—ભાવનગર

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

હજારો મનુષ્યોમાંથી કોઇક જ મને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે; અને આવા પ્રયત્ન કરનારાઓમાં કોઇક જ મને ખરા સ્વરૂપમાં ઓળખી શકે છે.

( Among thousands of men scarce one striveth for perfection; of the successful strivers scarce one knoweth Me in essence. )

સં. ૨૦૦૪ : સને ૧૯૪૮
આવૃત્તિ પહેલી. પ્રત. ૫૦૦
સં. ૨૦૦૫ : સને ૧૯૪૯
અસંખ્ય સુધારા વધારા સાથેની
આવૃત્તિ બીજી : પ્રત ૧૦૦૦

પહેલા ભાગની
કિંમત : રૂા. ૨–૮–૦
બીજા ભાગની
કિંમત : રૂા. ૧–૮–૦
બંને ભાગ ભેગા
કિંમત રૂા. ૪–૦–૦



પ્રકાશક :
રમણલાલ પી. સોની
મોડાસા ( અમદાવાદ થઈને )



ANANDASHRAM
Anandashram P. O.
Via : Kanhangad.
( S. I. Railway. )

આનંદાશ્રમ
રામનગર : કન્હનગઢ.
( એસ. આઇ. રેલ્વે. )



મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ નવપ્રભાત પ્રિં. પ્રેસ, ઘીકાંટારોડ, અમદાવાદ

## અર્પણપત્રિકા

Offered as love-offering at the
holy feet of beloved Papa
by his humble child
Maganlal

પ્રેમમૂર્તિ પૂજ્ય પપાના પવિત્ર ચરણકમલમાં
તેના નમ્ર બાલક મગનલાલ
તરફથી પ્રેમની ભેટ તરીકે
અ ર્પ ણ

# લેખકનું બીજી આવૃત્તિનું નિવેદન

માત્ર બાર માસ જેટલા સમયમાં પૂ૦ સ્વામીજીના જીવનચરિત્ર અને પત્રોની પહેલી આવૃત્તિ ખલાસ થઇ ગઇ છે, અને આજે, પૂ૦ સ્વામીજી ગૂજરાતના પ્રવાસે પધાર્યા છે તે પ્રસંગે, ઠેરઠેરથી તે પુસ્તકની ઘણી માગણીઓ આવી રહી છે. ભક્તોની આ ઇચ્છાને પૂરી કરવા આ બીજી આવૃત્તિ પ્રગટ કરતાં મને આનંદ થાય છે.

આ આવૃત્તિમાં ઘણું નવું લખાણ ઉમેર્યું છે, તેથી કરીને પુસ્તકનું કદ ઘણું વધી ગયું છે. એટલે પુસ્તકને બે ભાગમાં વહેંચવામાં આવ્યું છે. બંને ભાગની કિંમત ચાર રુપિયા રાખવામાં આવી છે, પરંતુ પૂ૦ સ્વામીજી આજે આપણી વચ્ચે બિરાજમાન છે એ પુણ્ય પ્રસંગે બંને ભાગની કિંમત માત્ર ત્રણ રુપિયા લેવા નિર્ણય કર્યો છે જેથી આવા જીવનમુક્ત સંતનું જીવન અનેક સજ્જનો વાંચી શકે અને તેમાંથી પ્રેરણા લઇ શકે.

અમદાવાદ, ૧–૮–૧૯૪૯ મગનલાલ લા. રાયચુરા.

# લેખકના બે બોલ

**શ્રી** રામને ચરણે પોતાનું જીવન સમર્પી, હનુમાનની માફક રામનામને જ પોતાના જીવનનો આધાર ગણી, સારા નરસા દરેક કાર્યમાં રામનો જ શુભ સંકેત સમજી, ઇશ્વરની શોધમાં ઘરબાર ત્યજી, ઇશ્વરનો સાક્ષાત્કાર કરી, અત્યારે, હિંદુ, મુસ્લિમ, ક્રિશ્ચિયન, પારસી, જૈન દરેકને સમભાવથી જોતા અને પ્રાણીમાત્રમાં રામનું જ દર્શન કરતા, લોકકલ્યાણ માટે જ નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન આચરતા સ્વામી રામદાસ વિષે કંઇપણ લખવાને હું અધિકારી નથી, છતાં તેમની સાથેના સહવાસ અને પ્રવાસ દરમિયાન જે કંઇ જોવા જાણવાનું મળ્યું તે યથાશક્તિ યથામતિ લખવા મેં પ્રયત્ન કર્યો છે.

હું કોઇ લેખક નથી એટલે જે કંઇ લખાયું છે તે હૃદયમાં થએલ સ્વામીજીની સ્ફુરણા અને પ્રેરણાથી લખાયું છે અને તેનો બધો યશ પૂજ્ય સ્વામીજીને જ છે.

હું તથા ભાઇ કાન્તિલાલ સને ૧૯૨૩ માં પ્રથમ સ્વામીજીના સંસર્ગમાં આવ્યા. ત્યારથી આજસુધી તેમના પરિચયમાં છીએ. સ્વામીજીના પરિભ્રમણ કાળમાં તેઓના ગુજરાત કાઠિયાવાડના પ્રવાસમાં હું તેમની સાથે હતો. આશ્રમની સ્થાપના પછી સને ૧૯૩૬ માં સ્વામીજી ગુજરાત કાઠિયાવાડના પ્રવાસે આવ્યા ત્યારે પણ હું તેમની સાથે હતો.

આ ચરિત્રમાં કોઇ પાસેથી સાંભળેલી વાતો લેવામાં આવી નથી, પરંતુ મેં નજરે જોયેલી અને અનુભવેલી અને કોઈ કોઈ મારા બાલમિત્ર શ્રી. કાન્તિલાલ મ. ઉપાધ્યાયે જોયેલી અને અનુભવેલી બિનાઓનો જ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ બિનાઓને કશો પણ ઓપ ચડાવવામાં આવેલ નથી કે અતિશયોક્તિ કરવામાં આવેલ નથી. જે કંઇ લખવામાં આવેલ છે તે જે રીતે જોયેલ અને સમજેલ તે રીતે સંયમપૂર્વક લખવામાં આવેલ છે. બુદ્ધિનો ઉપયોગ કરીને કંઇપણ ફેરફાર કરવામાં આવ્યો નથી. આને હું એક બનેલી ઘટનાઓનો દસ્તાવેજ માનું છું અને ઘટનાઓની દસ્તાવેજી કિંમત કોઇપણ રીતે ઘટાડવા માગતો નથી. નાની વિગતો મહત્ત્વની હોવા છતાં પુસ્તકનું દળ વધી ન જાય તે માટે છોડી દેવામાં આવેલ છે અને જે કંઈ ઘટનાઓ રજૂ કરવામાં આવી છે તે પણ તે જ હેતુથી ટૂંકામાં ટૂંકી રીતે મૂકવામાં આવેલ છે. હું સ્વામીજી સાથે અને સ્વામીજી મારી સાથે મુખ્યત્વે હિંદીમાં જ વાતચીત કરતા એટલે સ્વામીજીના તે વખતે બોલેલા શબ્દો જ વાચક આગળ મૂકવા તેઓશ્રીના શબ્દપ્રયોગો કાઉન્સમાં હિન્દીમાં આપ્યા છે. યોગ્ય સ્થળોએ સ્વામીજીના આવેલા પત્રોનો અનુવાદ આપ્યો છે પરંતુ અંગ્રેજી જાણનાર મૂળ લખાણના વાચનથી વંચિત ન રહે તે ખાતર કાઉન્સમાં અંગ્રેજી પત્રો જેમના તેમ આપવામાં આવ્યા છે.

સને ૧૯૨૩ થી ૧૯૩૦ સુધીનો સ્વામીજીનો પરિભ્રમણનો કાળ હતો. સને ૧૯૩૧ માં આનંદાશ્રમની સ્થાપના થઇ અને લોકકલ્યાણની પુણ્યપ્રવૃત્તિઓનો ધીમો ધીમો વિકાસ શરૂ થયો. દરિદ્રનારાયણોની અનેકવિધ સેવા એ આશ્રમનું મુખ્ય ધ્યેય બન્યું.

સ્વામીજીનો આ સ્વર્ગ સમો આશ્રમ દક્ષિણ કાનડા જિલ્લામાં આવેલ એસ. આઇ. રેલ્વેના કનહનગઢ સ્ટેશન પાસે રામનગરમાં આનંદાશ્રમ નામે પ્રસિદ્ધ છે. જે જે લોકોએ નાના સાથે નાના અને મોટા સાથે મોટા, એવા સ્વામીજી સાથે પરિચય કેળવ્યો છે અથવા સ્વામીજીએ લખેલ "In Quest of God" (જેનું "ઇશ્વરની શોધમાં' નામે ગુજરાતી ભાષાન્તર પણ થયેલ છે) "In the Vision of God" "At the Feet of God" વગેરે સાહિત્ય વાંચ્યું છે અથવા તેમની પ્રેરણાથી ચાલતું ધાર્મિક અને તત્ત્વજ્ઞાનપૂર્ણ માસિક "વિઝન" (Vision) જોયું છે, તેમને જરૂર ખાતરી થઇ ગઈ હશે કે સ્વામીજીએ પોતાનું સમગ્ર જીવન "દરિદ્ર-નારાયણો" અને પીડાતી જનતાના ઉદ્ધાર માટે અર્પણ કરી દીધું છે. પોતાના જીવનનો આ ઉદ્દેશ પાર પડે તે સારૂ ઈ. સ. ૧૯૩૧ માં સ્વામીજીએ આનંદાશ્રમની સ્થાપના કરી કે જે પવિત્ર ધામને સ્વામીજીનું ભક્તમંડલ અને મિત્રો તથા પ્રશંસકો તેમ જ તમામ કોટીના માણસો, હિંદ બહારના કે હિન્દુસ્થાનના, ચાહે છે અને પૂજ્યભાવથી જુએ છે. આનંદાશ્રમની સ્થાપના પછી તેનું કાર્ય-ક્ષેત્ર ધીમે ધીમે બહુ જ વિસ્તૃત થતું ગયું. પીડિત અને આર્તજન-સમૂહનાં દુઃખો દૂર કરવાં, ભૂખ્યાંને અન્ન અને નગ્નને વસ્ત્ર આપવાં, આશ્રય અને ઘરબાર વગરનાઓને ઝૂંપડાં બાંધી આપવા, વ્યાધિ-ઓથી પીડાતા લોકોને ઔષધોપચારથી સાજા કરવા—આવી અનેક-વિધ પુણ્યપ્રવૃત્તિઓ આનંદાશ્રમમાં ચાલે છે. આનંદાશ્રમના સંપ-ર્કથી ઘણાય ભક્ત અને જીજ્ઞાસુ તથા મુમુક્ષુ લોકોને ઇશ્વરની

ઝાંખી થઇ છે અને આશ્રમના સંપર્કમાં આવ્યા ન હોત તો તેઓનું જીવન કદાચ નિરાશામાં જ પસાર થયું હોય એવા લોકોનો આશ્રમના સાધુચરિત મહાત્મા શ્રી સ્વામી રામદાસજી સાથે સંપર્ક થતાં જ જીવનપલટો થયો છે અને ઇશ્વરી આનંદ તેમનાં હૃદયોમાં વિલસી રહ્યો છે.

સ્વામીજીના ગ્રંથોમાં રહેલો આધ્યાત્મિક ઉપદેશ વાંચનારના મનમાં સાન્ત્વન અને હૃદયમાં શાંતિ રેડે છે. "વિઝન" (Vision) માસિક, પ્રેમ અને સેવાનો મંત્ર સુણાવે છે, જેનાથી આત્મશુદ્ધિ અને શરણાગતિનો માર્ગ સરલ બની જાય છે.

આનંદાશ્રમની વિશિષ્ટતાઓ ઘણી છે. પરંતુ ખાસ ધ્યાન ખેંચે તેવી "શ્રી કૃષ્ણ વિદ્યાલય" અને "શ્રી કૃષ્ણ ઉદ્યોગશાળા" છે. આ શાળામાં સો ઉપરાંત વિદ્યાર્થીઓ (છોકરા છોકરીઓ) છે અને તેમાંનો મોટો ભાગ પછાત કોમોના અને ગરીબનાં બાળકોનો છે. આ વિદ્યાર્થીઓને મફત કેળવણી, બે વખત મફત ભોજન, મફત કપડાં, મફત પુસ્તકો અને લેખનસામગ્રી અપાય છે. આ શાળામાં અપાતી કેળવણીમાં ઉપયોગી ઉદ્યોગો જેવા કે વણાટ, કાંતણ, દોરડાં બનાવવાં, ટોપલીઓ બનાવવી, સાદડી ગૂંથવી, બટન, દાંતિયા, ચંપલ વગેરે બનાવવાં, માટીકામ વગેરે હોય છે. તદુપરાંત શાળાનું આધ્યાત્મિક ધ્યેય તો છે જ. મનુષ્યકૃત ભેદભાવોને દૂર કરી વિશ્વપ્રેમ અને માનવસેવાનું શિક્ષણ ત્યાં વિદ્યાર્થીઓને અપાય છે.

આશ્રમમાં એક મફત ઔષધાલય ચાલે છે કે જ્યાં ગરીબ, રોગી, દુ:ખી મનુષ્યો આવે છે અને સ્વાસ્થ્ય મેળવે છે. જ્યાં વૈદકીય સગવડો મળવી મુશ્કેલ અથવા બહુ જ ખરચાળ હોય એવા સ્થળમાં આ ઔષધાલય એક કલ્પતરુ સમાન બની રહ્યું છે.

આશ્રમમાં એક ગૌશાળા પણ છે. તેમાં ઘણી ગાયો અને વાછરડાંઓ પાળવામાં અને ઉછેરવામાં આવે છે; જો કે ગોપાલન

માટેની અત્યારની વ્યવસ્થા બહુ જ મર્યાદિત છે, પરંતુ તે મોટા પાયા ઉપર મૂકવાના પ્રયત્નો થઇ રહ્યા છે.

અંતમાં વિશ્વપ્રેમ, લોકસેવા અને પ્રભુભક્તિના આદર્શના પ્રચાર માટે આશ્રમ તરફથી બહાર પાડવામાં આવેલ સાહિત્યનું આ નીચે સુચિપત્ર આપી તે તરફ જનતાનું લક્ષ ખેંચી વિરમું છું.

**English.**

1. In Quest of God (5th Edition)
2. At the Feet of God (3rd Edition)
3. Krishnabahi (2nd Edition)
4. Gita-Sandesh (3rd Edition)
   (The Message of the Gita)
5. The Sayings of Ramdas (3rd Edition)
6. The Divine life (Vol. 1) (3rd Edition)
7. In the Vision of God (2nd Edition)
8. Poems
9. Letters of Swami Ramdas (Vol. I)
10. Glimpses of Divine Vision
11. Letters of Swami Ramdas (Vol. II)
12. Passage to Divinity (By Chandrashekar)
13. Guide to Aspirants (By Devotees)

**ગુજરાતી**

૧. ઇશ્વરની શોધમાં (૨ જી આવૃત્તિ)
૨. માતાજી કૃષ્ણાબાઇ
૩. ઇશ્વરના સાન્નિધ્યમાં

શિવકુંજ, કૃષ્ણનગર-ભાવનગર, મગનલાલ લા. રાયચુરા
ચૈત્ર શુદ પુનમ. સં. ૨૦૦૩
તા. ૫-૪-૧૯૪૭

# અહીં રામનું નામ છે !

## અલૌકિક છે આ ભારતભૂમિ !

આજે જગતમાં જડવાદનો વાયરો વાઇ રહ્યો છે. વંટોળિયાના મારામાં વૃક્ષો ઊથલી પડે તેમ, ભલભલા માનવીની શ્રદ્ધાના પાયા આજે ખળભળી રહ્યા છે. ઇશ્વરને આસન ઉપરથી ઉઠાડી, આજે, વિજ્ઞાન એ આસન ઉપર પોતાનો દોર જમાવવા માગે છે: એને માટે એ રોજ નવાં નવાં શર પોતાના ભાથામાંથી કાઢે છે. પણ વિજ્ઞાને આજલગીમાં શોધેલાં—અને હવે પછી એ જે શોધશે તે—બધાંયે શર ભારતવર્ષના સંતોના તેજ સામે ઘડીકમાં પાછાં પડી જાય છે. આ ગ્રંથમાં એવા એક સંતનું ચરિત્ર છે, અને સાથે સંતવાણી પણ છે.

અત્યારે આ સંત ગૂજરાતના પાટનગર અમદાવાદમાં બિરાજે છે. ગૂજરાત અને સૌરાષ્ટ્રનાં દૂર દૂરનાં ગામોમાંથી ભાવિક ભક્તજનો સંતનાં દર્શનાર્થે અને આશીર્વાદાર્થે આવે છે. કેવળ કુતૂહલથી આવેલો કોઇ જુવાન, સંતનાં દર્શન કરી, કુતૂહલ ભૂલી શ્રદ્ધાનું સેવન કરતો થવા માંડે છે, અને એક વાર દર્શન કરી પાછા વળી જવાની વૃત્તિવાળો વ્યવસાયરત જિજ્ઞાસુ, એક દિવસને બદલે સાત દિવસ રોકાઇ જાય છે. જે મસ્તક કદી કોઇને નમ્યું નથી, તે આ સંતનાં ચરણમાં આપોઆપ ઝૂકી પડે છે; જે જીભ સાધુ સંતોને મફતના માલમલીદા ખાઈ પડી રહેનારા નિરુપયોગી બાવાઓ કહી નિંદતાં કદી થાકી નથી, તે આજે આ સંતનાં દર્શન કરી, કેવળ એના મૂક સાન્નિધ્યની અસરથી, રોજનો નિંદા–ઉદ્યોગ ભૂલી, સ્વયં મૂક બની જાય છે.

ત્રણેક વર્ષ પહેલાં જ્યારે મેં સ્વામીજી વિષે સાંભળ્યું ત્યારે પહેલા જ માનસિક પરિચયે મને તેમનું આકર્ષણ થયું. પછી તો જેમ જેમ તેમની ગ્રંથસ્થિત વાણી વાંચતો ગયો, તેમ તેમ મુગ્ધ-

ભાવ વધતો ગયો. આવા સંતનો સંપર્ક થાય તો મહદ્‌ભાગ્ય, એમ સમજી મેં તેમની સાથે પત્રવ્યવહાર શરુ કર્યો. પત્ર તો લખ્યો, પણ મનમાં ડર હતો કે જવાબ નહિ મળે. પરંતુ થોડા જ વખતમાં જવાબ આવ્યો. વાંચી હું અત્યાનંદમાં ડૂબી ગયો કે અહોહો ! રામદાસ મને 'વહાલા રામ' કહીને સંબોધે છે, ને હું જાણે તેમનો કેટલાંયે વર્ષોનો પરિચિત હોઉં તેમ અંતરંગ ભાવે મારી સાથે વાતચીત કરે છે !

પછી મેં એમને ગૂજરાતમાં પધારવા વિનતિ કરી. જવાબ મળ્યો કે ' રામદાસ હમણાં આશ્રમ છોડે એવી રામજીની ઇચ્છા નથી.' પછી બીજો પત્ર આવ્યો : 'હરેક બાબતમાં ઇશ્વરને અધીન રહો. ભય ન રાખો ! ચિંતા ન રાખો ! ગુરુઓનો એ ગુરુ છે; એના ખોળામાં માથું મૂકો, અને તમારી અંદર જ સંપૂર્ણ શાન્તિ અને મુક્તિનો અનુભવ કરો ! તમને અને સૌને રામદાસના પ્રેમાશીર્વાદ !'

તે પછી તો મેં કંઇ કંઈ બાલિશ પ્રશ્નો ફેંકયે રાખ્યા, અને તે તમામના મને જવાબ મળ્યા. મારું મન હર્ષ અને સુખગર્વથી પ્રફુલ્લિત બની ઊઠયું.

ઉપનિષદો અને ભાગવતની કથાઓ લોકભોગ્ય શૈલીમાં લખ્યા પછી મેં એવી રીતે રામાયણની કથાઓ લખી, અને 'રામાયણ કથામંગલ' નામે તે પ્રસિદ્ધ કરી. એ પુસ્તક મેં પૂ૦ સ્વામીજીને અર્પણ કરેલું છે. એ પુસ્તક માટે મેં સ્વામીજી પાસે બે શબ્દોની માગણી કરી, જવાબમાં તેમણે લખ્યું કે ' રામદાસ તમારા એ ગ્રંથને સફળતા ઇચ્છે છે. તમે જનસમાજ માટે સારું કામ કરી રહ્યા છો, એટલે મહાન ધર્મગ્રન્થ રામાયણનું ભક્તિરહસ્ય તમે સમજી શકશો. તમારી સાહિત્યિક પ્રવૃત્તિઓ સફલ થાઓ !"

તે પછી મારે સાબરકાંઠાના ગરીબ અજ્ઞાન ભીલોમાં ભમવાનું

થયું. એમનાં દુઃખ દર્દોથી હું માહીતગાર થતો ગયો. એવામાં ચોમાસું આવ્યું. આવ્યું ને ગયું, પણ વરસાદ વરસ્યો નહિ, ને પાક થયો નહિ. જીલ્લાના આદિવાસી પ્રદેશમાં દુષ્કાળની સ્થિતિ પ્રવર્તી રહી. જીલ્લા કોન્ગ્રેસ અને ગ્રામવિકાસમંડળના મંત્રી તરીકેની જવાબદારી, સાહિત્યિક પ્રવૃત્તિના ભોગે, માથે લેવાનો વખત આવ્યો. મેં સ્વામીજીની આજ્ઞા માગી અને તેમણે મને પ્રેમાશીર્વાદ સાથે લખ્યું કે 'તમે જે કરો છો તે પ્રભુનું કાર્ય છે. પ્રભુનું કાર્ય સમજી તે કરો!'

અચાનક જાણવા મળ્યું કે સ્વામીજી ગૂજરાતમાં પધારે છે! તરત જ મેં સ્વામીજીને મુંબઇ તાર કરી મોડાસા પધારવા પ્રાર્થના કરી. તેનો ઉત્સાહપ્રેરક જવાબ પણ મળ્યો. મોડાસા અને આસપાસમાં ગામોમાં સ્વામીજીના આગમનનો સંદેશો ફરી વળ્યો, ને એ તૈયારીઓના સમાચાર લઇ હું અમદાવાદ આવ્યો. અમદાવાદના વિમાનઘર પર સ્વામીજીના સત્કારાર્થે જવા નીકળ્યો, ત્યારે ગૂજરાતના પ્રખર સમાજસેવક શ્રી. રવિશંકર મહારાજનો મને સમાગમ થયો. મેં મહારાજને સ્વામીજીના આગમનની વાત કરી, ને એકવાર સ્વામીજીને મળવા આગ્રહ કર્યો. બીજાં રોકાણો રદ કરી મહારાજ મારી સાથે જ વિમાનઘર પર આવ્યા, એટલું જ નહિ, ત્યાંથી સ્વામીજીના મુકામે આવ્યા, ને સ્વામીજીની સાથે આશ્રમની પ્રવૃત્તિઓ તથા ભાવના વિષે તેમણે લંબાણથી વાતચીત પણ કરી! મોટાંનાં મન કેવાં મોટાં હોય છે! આનંદસ્વરૂપ સ્વામીજીની વાણીમાંથી આનંદના ઓઘ છૂટતા હતા, અને મહારાજ મૂક ભાવે તે પીતા હતા! કેવું પ્રેરક દૃશ્ય!

તે જ દિવસે સૌના વિખરાયા પછી સ્વામીજીએ મને બોલાવીને કહ્યું કે 'મોડાસા જવાનું અમે નક્કી કર્યું છે. માત્ર તારીખ નક્કી કરવી બાકી છે.' બીજે દિવસે ફરી મને બોલાવીને કહ્યું:



'સવારે અહીંથી નીકળી સાંજે પાછા આવીશું. મોડાસામાં ચાર કલાક મળશે.' મેં પ્રવાસની તકલિફની વાત કરી ત્યારે કહે : 'રામદાસને વળી તકલિફ શું ?'

પણ તારીખ નક્કી થાય તે પહેલાં સ્વામીજીથી તબિયત લથડી ––આશ્રમ છોડયો ત્યારથી એ લથડેલી તો હતી જ, પણ મુંબાઇમાં થોડો વખત દબાઇ રહેલો તાવ ફરી દેખાયો. સ્વામીજી તો તાવની પરવા કરતા નથી. તેમણે હસતાં હસતાં કહ્યું : 'આ ઘોડો (શરીર) હવે થાકી ગયો છે. રામદાસ એને કેવળ ચાબખા મારી મારીને ચલાવે છે !' આ કારણે સ્વાભાવિક રીતે જ તેમનો મોડાસાનો કાર્યક્રમ પડતો મુકાયો. પણ સ્વામીજીનું હૃદય એટલું કોમળ અને પ્રેમભર્યું છે કે કાર્યક્રમ પડતો મુકાયાની વાત નીકળતાં કહે : 'હું જાણું છું, મોડાસામાં ઘણા રામને રામદાસ પર પ્રેમ છે, અને રામદાસને ઘણા રામ પર પ્રેમ છે. પણ રામદાસ પ્રવાસ ખેડવા નિરૂપાય છે.' તાવમાં પણ એમનું એ જ ભુવનમોહન હાસ્ય ! એ હાસ્ય અને એ વિનોદને જો કોઇની પણ સાથે સરખાવી શકાય તો ગાંધીજીનાં હાસ્ય અને વિનોદ સાથે !

કેવું પ્રેરક છે સ્વામીજીના સાન્નિધ્યનું વાતાવરણ ! સ્વામીજી રામની સાથે એકરુપ બની ગયા છે. રામની વિશ્વવ્યાપી ચેતના તેમના દ્વારા પ્રગટ થઇ રહી છે. એ ચેતના કેવી રીતે પ્રગટ થઇ રહી છે, ને કામ કરી રહી છે તેનું રહસ્ય, તેમની સાથે એકરુપતા સાધીએ તો જ સમજાય. તેમનું સાન્નિધ્ય આ એકરુપતા સાધવામાં મદદ કરે છે. તે વખતે દેહભાન ભૂલી જવાય છે, અને સમયનું ભાન પણ ચાલી જાય છે. નમ્રભાવે મારું દૃષ્ટાન્ત આપું. સત્તર વર્ષથી મને પગના સાંધા દુખે છે, હું પલાંઠી વાળી એકાસને અડધો કલાક પણ બેસી શકતો નથી, પરંતુ સ્વામીજીના સાન્નિધ્યમાં મને કદી એ સાંધાનું દર્દ જણાયું નથી !

અતિ પ્રેરક છે સ્વામીજીનું જીવન અને એમની વાણી ! ભાઈ મગનલાલે મગનલાલમાંથી મગનલાલને કાઢી નાખીને, રામની

વિશ્વવ્યાપી ચેતનામાં મન ડુબાડીને, પૂજ્ય સ્વામીજીનું આ ચરિત્ર-આલેખન કર્યું છે. તે જેટલું સરળ અને નિખાલસ છે, તેટલું જ મધુર અને મનનીય છે. રામ–બાગના સુગંધથી એ મઘમઘે છે. દાઝેલાંને માટે એમાં શાન્તિ છે, તરછોડાયેલાંને માટે એમાં આશ્રય છે, શોધનારને માટે એમાં સુખ છે. કારણકે એમાં સર્વ ઔષધિઓની ઔષધિ, બધાં ઓસડોનું ઓસડ, બધા આશ્રયોનો આશ્રય, અને બધાં સુખોનું સુખ રામનું નામ છે.

હું તો અલ્પ જીવ છું. રામનું નામ મને ગમે છે, પણ શા માટે ગમે છે, અથવા ગમવું જોઈએ તેની સ્વામીજીના આત્માનુભવો વાંચ્યા પછી જ મને ખબર પડી. સ્વામીજીની વાણીએ, શરણ–ભાવનાનું રહસ્ય પ્રકટ કરી, નિર્બળમાં બળ પૂર્યું છે ને ડગમગતા પગોને સ્થિર કર્યા છે. સ્વામીજીના ગ્રંથો 'ઇશ્વરની શોધમાં' અને 'ઇશ્વરના સાન્નિધ્યમાં', શ્રી દિલીપકુમાર રોય કહે છે તેમ, જગતભરમાં, આધ્યાત્મિક અનુભવોના સર્વશ્રેષ્ઠ પ્રમાણગ્રંથો છે. પૂજ્ય સ્વામીજીના એ બે મહાન ગ્રંથોમાં એક પાત્ર તરીકે દેખા દેતા ભાઇ મગનલાલ સ્વામીજીના અંતરંગ શિષ્ય છે, સ્વામીજીની શતધારે વરસતી કૃપાનું પાત્ર છે. અંગે અંગે તેઓ સ્વામીજીનો પ્રસાદ પામ્યા છે. એ પ્રસાદ, એ કૃપા, તેમણે આ ગ્રંથમાં આપણી આગળ ધર્યાં છે. આપણે ભૂખ્યાં છીએ, અહીં અન્ન છે, આપણે તરસ્યાં છીએ, અહીં જળ છે, આપણે થાક્યાં છીએ, અહીં ઘર છે. આપણે દરિદ્ર છીએ, અહીં ધન છે. આપણે વ્યાધિગ્રસ્ત છીએ, અહીં અમૃત છે. ચાલો, ખાઇએ, પીએ, ને મસ્ત બની આનંદ માણીએ!

અહીં સુખનો ફુવારો છે, કારણકે અહીં રામનું નામ છે. ભીંજાઓ! રે ભીંજાઓ!

અહીં આનંદનો ઓવારો છે, કારણકે અહીં રામનું નામ છે. ઝીલો! રે ઝીલો!

અમદાવાદ
તા. ૧–૮–૧૯૪૯

રમણલાલ પી. સોની

# અનુક્રમણિકા

# " પ્રેમમૂર્તિ "

( રાગ—ભીમપલાસ. તાલ—દાદરો. )

પ્રેમમૂર્તિ રામદાસ, મેરે દિલમેં આ રહા,
પ્યારે પ્યારે શબ્દ તેરે, મન મેરા લુભા રહા–પ્રેમમૂર્તિ.
રામનામ મંત્રસે જો, અન્યકો તરા રહા,
પ્રેમસરમેં સ્વયં સ્નાન, કર રહા કરા રહા–પ્રેમમૂર્તિ.
આધિ, વ્યાધિ, કામ, ક્રોધ, મોહકો જલા દિયા,
ભેદભાવ છોડકે, સબ આત્મવત્ બના લિયા–પ્રેમમૂર્તિ.
આત્મ એક રૂપ અનેક, જગતકો સિખા દિયા,
સર્વ શક્તિમાન આત્મ, હૃદયમેં દિખા દિયા–પ્રેમમૂર્તિ.
રામનામ દિવ્ય મંત્ર–કા, દિવાના હો ગયા,
ખાન, પાન, ભાન ભૂલ, ધૂન મસ્ત હો ગયા–પ્રેમમૂર્તિ.
રટત રટત રામ રામ, રામરૂપ હો ગયા,
મનુષ્ય દેહ ધરકે તુમને, સફલ જન્મ કર લિયા–પ્રેમમૂર્તિ.
પ્રેમમૂર્તિ, ત્યાગમૂર્તિ, નિજસ્વરૂપમસ્ત મૂર્તિ,
સત્યમૂર્તિ, જ્ઞાનમૂર્તિ, સબહી આપ બન ગયા–પ્રેમમૂર્તિ.
વંદન હો બાર બાર, શરણમેં રખો દયાલ,
ધન્ય ધન્ય રામદાસ, જીવનમુક્ત હો ગયા–પ્રેમમૂર્તિ.
ગુરુ બિના ન હોત જ્ઞાન, સદ્‌ગુરુ પરબ્રહ્મ જાન,
કાન્તિ ! જન્મ સફલ માન, સ્વામી રામ મિલ ગયા–પ્રેમમૂર્તિ.

કાન્તિલાલ મ. ઉપાધ્યાય

---

ૐ શ્રી રામ જય રામ જય જય રામ !

# સ્વામી રામદાસજી



## પ્રકરણ ૧ લું

### પ્રથમ મિલન.

### (૧) ગોદડ બાવાનો અખાડો.




જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં બે મિત્રો કૉલેજના બીજા વર્ષના વર્ગમાંઅભ્યાસ કરતા. તે બન્ને જૂનાગઢના જ વતની હતા. આ બે મિત્રો—મગનલાલ અને કાન્તિલાલ—ને દરરોજ સાંજના નિયમિત શહેર બહાર ખુલ્લી હવામાં એકાદ કલાક ફરવા જવાની ટેવ હતી. પાછા વળતાં રસ્તામાં આવતા ભૂતનાથ અથવા તો વૈજનાથના મંદિરમાં ભોળાનાથ મહાદેવનાં દર્શન કર્યા પછી જ તેઓ ઘેર પાછા આવતા. એ રીતે નિત્યના ક્રમ પ્રમાણે એક દહાડો સાંજે તેઓ ફરવા નીકળ્યા. કાળવા દરવાજે આવેલ કાશીગિરિજી મહારાજના અખાડામાં વૈજનાથ મહાદેવનાં પ્રથમ દર્શન કરી પછી જ ફરવાં જવાની આજે મગનલાલને સ્વાભાવિક પ્રેરણા થઈ આવી કેમકે જીવન પર અદ્દભુત પરિવર્તન કરનાર એક મહાન

સંતનો મેળાપ તેમના ભાગ્યમાં સરજાયેલો હતો. આ અખાડામાં ગિરનારની યાત્રાએ આવનાર દેશ પરદેશના સાધુસંતો બે ચાર દિવસનો મુકામ કરતા. એ વેળા ત્યાં નામની અંગ્રેજી ભાષા જાણનાર એક યુવાન સાધુ આવીને ઊતરેલ હતા. તેઓ દર્શને આવતા આ બે મિત્રો જોડે અંગ્રેજીમાં થોડી વાતચીત કરતા અને તેમની ભાંગીતૂટી અશુદ્ધ અંગ્રેજી ભાષા સાંભળી આ મિત્રો આનંદ પામતા. એ સાધુને અખાડામાં સૌ "ઇંગ્લિશ બાવા"ને નામે ઓળખતા.

આજે આ મિત્રોને આવેલા જોઈ "ઇંગ્લિશ બાવા" એ કહ્યું: "એક બીજા 'ઇંગ્લિશ બાવા' આવ્યા છે. ઊંચી કોટીના સાત્ત્વિક, સંસ્કારી ભક્ત છે. દર્શન કરવા લાયક છે." ("એક દૂસરા 'ઇંગ્લિશ બાવા' આયા હૈ. બહુત સાત્ત્વિક, સંસ્કારી ભક્તાત્મા હૈ. દર્શન કરને યોગ્ય હૈ.") મગનલાલે પૂછ્યું, "ક્યાં છે?" તે સાધુએ પોતાની આંગળી વડે બતાવતાં કહ્યું, "જુઓ, સામે બદામના વૃક્ષની નીચે ઊભા છે." ("દેખિયે, સામને જો બાદામકા વૃક્ષ હૈ ઉસકે નીચે ખડા હૈ.")

મિત્રો કુતૂહલ વૃત્તિથી તે સ્થળે ગયા. નવા આવેલા સાધુ મહારાજ બદામના ઝાડ તળે જાણે તે વૃક્ષનાં પાંદડાં ગણુતા હોય તેમ ઊંચી દૃષ્ટિ સ્થાપી મનમાં કંઈક ગણગણતા ગાંડાની જેમ ઊભા હતા. મિત્રોએ પાસે જઈ "નમો નારાયણ" કહી નમસ્કાર કર્યા. મહારાજે હસી સામે તે જ શબ્દોનો પડઘો પાડી નમસ્કાર કર્યા અને ફરી ઊંચે દૃષ્ટિ કરી ગણગણાટ ચાલુ રાખ્યો. મગનલાલે હિંદીમાં પૂછ્યું, "મહારાજ, અમારી સાથે ફરવા પધારશો?"

મહારાજે ઉત્તર આપ્યો, "નહિ રામજી, આજ રાત્રે જૂનાગઢ છોડવાનો રામજીનો હુકમ છે." ("નહિ રામજી, આજ રાતકો

યહાંસે ચલે જાનેકા રામજીકા હુકમ હૈ.") એટલું કહી તેઓ શાન્ત રહ્યા. એટલે ફરી મગનલાલે વિનંતિ કરી, "મહારાજ, ગાડી તો રાત્રે મોડેથી ઊપડે છે. હજુ તો પાંચ છ કલાકની વાર છે. થોડીવાર સાથે ફરવા પધારો તો કૃપા થશે." ઉત્તરમાં તેમણે કહ્યું, "ભલે, જેવી રામજીની ઈચ્છા." ("અચ્છા, જૈસી રામજીકી ઇચ્છા.")

આ મિત્રો મહારાજને સાથે તેડી બહાર ફરવા નીકળ્યા. રસ્તામાં મગનલાલે અંગ્રેજીમાં પૂછ્યું: "સ્વામીજી, આપ અંગ્રેજી જાણો છો?" (Swamiji, do you know English ?) મહારાજે અંગ્રેજીમાં જ ઉત્તર આપ્યો, "રામદાસ થોડું જાણે છે." ("Ramdas knows somewhat.")

ગામ બહાર નજીક જ કાળવાના નહેરામાં એક આંબાના વૃક્ષ નીચે શિલા ઉપર મહારાજને બેસાડી આ બન્ને મિત્રો સામે બેઠા. મગનલાલે કંઇક વચનામૃત સંભળાવવા વિનંતિ કરી. મહારાજે અતિ મધુર સરળ અંગ્રેજી ભાષામાં મનુષ્યમાં રહેલા દશ દુર્ગુણો અને આત્મોન્નતિ અર્થે તેને કેમ દૂર કરવા તે ઉપર કહેવાનું શરૂ કર્યું. ભગવાન બુદ્ધના ચરિત્રમાં આ દશ અરિરૂપ દુર્ગુણો વર્ણવ્યા છે. એનાં નામ છે:—(૧) હિંસા, (૨) ચોરી, (૩) અપવિત્રતા, (૪) અસત્ય, (૫) નિંદા, (૬) ખોટા સોગન, (૭) ગપ્પાં, (૮) લોભ-ઈર્ષ્યા, (૯) તિરસ્કાર અને (૧૦) નાસ્તિકતા. આ દશ દુર્ગુણોના ત્યાગ પર મહારાજે સુંદર મનન કરવા જેવો ઉપદેશ આપ્યો. સાદી પણ મધુર અંગ્રેજી ભાષામાં તેમણે જે અસ્ખલિત પ્રવાહ કલાકેક વહાવ્યો તે સાંભળી આ મિત્રો મંત્રમુગ્ધ બન્યા. સ્વામીજીના જ શબ્દોમાં સૂત્ર રૂપે તે ઉપદેશ આ નીચે આપ્યો છે:—

(૧) કોઈની હિંસા કરો નહિ, પરંતુ જીવ માત્ર પ્રત્યે આત્મભાવથી જુઓ.

(૨) કોઈની વસ્તુ ચોરવાથી અગર છીનવી લેવાથી દૂર રહો, એટલું જ નહિ, પરંતુ દરેકને તેની મહેનતના ફળના ભોક્તા થવામાં મદદ કરો.

(૩) અપવિત્ર જીવનથી હમેશાં દૂર રહો અને પવિત્ર જીવન ગાળવા પ્રવૃત્ત થાઓ.

(૪) જુઠું ન બોલતાં હમેશાં સત્યવાદી બનો. નિર્ભયતાથી પ્રેમપૂર્વક સત્ય વચન બોલો.

(૫) દુષિત વાતો ઉપજાવી કાઢો નહિ કે તેનું પુનરુચ્ચારણ કરો નહિ. તમારા માનવબંધુઓની ખોડખાંપણ કાઢી ખરાબ બાજુ તરફ ન જોતાં તેમનામાં રહેલ સારા ગુણો જુઓ કે જેથી તમો સહૃદયપણે તેમના દુશ્મનોની સામે તેનો બચાવ કરી શકો.

(૬) ખોટા સોગંદ ખાઓ નહિ, પણ અદબથી અને સ્વમાનથી બોલો.

(૭) ગપ્પાં મારવામાં સમય ગુમાવો નહિ, પણ જરુર પૂરતું જ બોલો અગર તો શાન્ત રહો.

(૮) કોઈની વસ્તુ અયોગ્ય રીતે મેળવવાની લાલચ કરો નહિ, અગર તો કોઈની ઇર્ષ્યા કરો નહિ. પણ બીજાની ઉન્નતિમાં હમેશાં રાજી રહો.

(૯) દ્વેષને તમારા હૃદયમાંથી દૂર કરો અને કોઇના પ્રત્યે તિરસ્કાર કેળવો નહિ—તમારા દુશ્મનો પ્રત્યે પણ નહિ—પરંતુ સઘળા પ્રાણીઓને નિષ્પક્ષ અને સંપૂર્ણ પ્રેમથી ચાહો.

(૧૦) સત્યના રાહે ચાલો અને ઇશ્વરના અસ્તિત્વ વિષેની શંકા એટલે કે નાસ્તિકપણાનો ત્યાગ કરો.

(1) Kill not, but have regard for life.

(2) Steal not, neither rob, but help everybody to be master of the fruits of his labour.

(3) Abstain from impurity and lead a life of chastity.

(4) Lie not, but be truthful. Speak the truth fearlessly and with a loving heart.

(5) Invent not evil reports nor repeat them. Carp not but look for the good sides of your fellow-beings, so that you may with sincerity defend them against their enemies.

(6) Swear not, but speak with propriety and dignity.

(7) Waste not your time in gossips, but speak to the purpose or keep silence.

(8) Covet not, nor envy but rejoice at the good fortune of others.

(9) Cleanse your heart of malice and cherish no hatred — not even against your enemies — but embrace all living beings with impartial and unlimited kindness.

(10) Follow truth and give up scepticism or doubt about God. ]

આમ એકાદ કલાક તેમનું વચનામૃત પીધા પછી મગનલાલે મહારાજને વિનયપૂર્વક એક દિવસ રોકાઈ જઇ બીજે દિવસે પોતાને ઘેર ભિક્ષા લેવા પધારવા આગ્રહપૂર્વક પ્રાર્થના કરી અને સ્વામીજીએ તેમનો નિર્દોષ પ્રેમપૂર્ણ આગ્રહ જોઇ તેનો સ્વીકાર કર્યો. ત્રણે જણ અખાડે પાછા આવ્યા. મગનલાલે ફરીથી ભિક્ષાનું યાદ આપ્યું. સ્વામીજીએ કહ્યું, "કાલે સવારે અહીં આવજો. રામદાસ ભોજન માટે જરૂર તમારે ત્યાં આવશે." ("રામજી, કલ સવેરે ઈધર આના. રામદાસ ભોજન કે લિયે જરૂર આયગા.") સ્વામીજીને મગનલાલે પૂછ્યું, "આપ ભોજનમાં શું લેશો?" સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, "મીઠું મરચું અને મસાલા વગરનું સાદું ભોજન રામદાસને આપજો." ("બીના નમક મિર્ચકા સાદા ભોજન રામદાસકો દેના.") આ જવાબ સાંભળી મગનલાલને આશ્ચર્ય થયું કેમકે મસાલાના જ સ્વાદને માનનારા તેમને, મીઠા મરચા વગરનું ભોજન કઇ રીતે ગળા નીચે ઊતરે તે સમજી શકાયું નહિ. ઘેર જઇને પણ માતાને કહેલ કે, "સ્વામીજીએ તો તદ્દન મીઠું, મરચું અને મસાલા વગરનું ભોજન બનાવવા કહેલ છે, પરંતુ તમો તો થોડું થોડું બધું નાખજો. સાવ મોળું હશે તો સ્વામીજી ભૂખ્યા રહેશે."

અખાડા આગળથી મિત્રો પોતપોતાને ઘેર જવા છૂટા પડયા. મગનલાલ પોતાને ઘેર આવ્યા. મગનલાલની બાજુમાં કાશીરામભાઈ નામે એક સંસ્કારી વૃદ્ધ બ્રાહ્મણ રહેતા હતા. ફળીમાં બીજાં પણ બે ત્રણ સંસ્કારી કુટુંબનો વાસ હતો. દરરોજ રાત્રે પુરૂષો વાળુ પછી એકઠા મળી વાર્તાવિનોદ—ચર્ચા કરતા. કાશીરામભાઇને મગનલાલ પ્રત્યે મમતા બંધાયેલી. તેથી મગનલાલ તેમની પાસે દરરોજ થોડો સમય બેસી વાતો અથવા કોઇ ઉપયોગી બાબત પર ચર્ચા અથવા કોઈ ધાર્મિક ગ્રંથનું વાંચન કરતા. મમતા એટલી હદ સુધી બંધાઈ

ગયેલ કે મગનલાલને નિત્યક્રમ પ્રમાણે રાત્રે આવતાં કોઈ કારણ-સર મોડું થયું હોય તો ડોસા બહાર ઓટા ઉપર આવી, મગન-લાલના ઘરમાં ડોકિયું કરી, મગનલાલ બહારથી આવી ગયેલ છે કે કેમ તે ઉપરા ઉપરી દશ દશ મિનિટને અંતરે 'આવી ગયા છે' એવા સમાચાર મળતાં સુધી પૂછ્યા કરતા અને ' આવી ગયા છે અને હમણાં તમારી પાસે આવે છે ' એક સાંભળ્યા પછી જ શાન્ત બેસતા.

કાશીરામભાઈને લગભગ મગનલાલના જેટલી જ ઉમ્મરનાં બે સંતાનો હતાં. એક પુત્રી અને એક પુત્ર. પુત્ર ચૌદ પંદર વર્ષની ઉમ્મરનો થઈ ગુજરી ગયેલ અને પુત્રી સાસરે ગયા પછી બે સંતા-નની માતા થઈ ગુજરી ગયેલ. ડોસા જ્ઞાની અને ભક્ત તો હતા જ, તેમાં આ કારમા ઘાએ તેમનો સંસારમાં રહ્યો સહ્યો રસ પણ ખેંચી લીધો એટલે પેટ માટેની પ્રવૃત્તિ સિવાયનો બાકીનો સમય તેઓ પાઠપૂજા અને વાંચનમાં જ ગાળતા. પુત્રના મરણ પછી તેમની મમતા મગનલાલ ઉપર બંધાયેલ અને તે તેમણે જૂનાગઢ છોડયું ત્યાં સુધી કાયમ રહેલ.

આજે ઘરમાં જતા અગાઉ જ મગનલાલ કાશીરામભાઈને મળ્યા અને તેમને આ સાધુ મહારાજના મિલનની તથા તેમના, મનુષ્યના દશ દુર્ગુણો અને તેમાંથી છૂટવાના ઉપાય પર આપેલ ઉપદેશના સારની વાત કરી અંતમાં કહ્યું કે, " મહા-રાજને આવતી કાલે ભિક્ષા માટે આમંત્રણ આપ્યું છે. સવારે હું તેમને તેડી લાવીશ." આ સાંભળી આ વૃદ્ધ સજ્જનને આનંદ થયો. તેમણે સૂચન કર્યું કે, " સવારે વહેલા નવેક વાગે તેમને તેડવા જજો અને સીધા મારે ત્યાં જ લાવજો."

આ સાધુચરિત સ્વામીજી પ્રત્યે મગનલાલના અંતઃકરણમાં સ્વાભાવિક જ ભારે આકર્ષણ, આદરમાન અને ભક્તિ ઉદ્‌ભવેલ.

ઘેર આવી માતાપિતાને એક સાધુ મહારાજ બીજે દિવસે ભિક્ષા માટે આવવાના છે એ વાત કરી, જમીને સૌ સૂતા.

બીજા દિવસની સવાર થતાં નિત્યકર્મથી પરવારી મગનલાલ અખાડામાં આવ્યા અને સ્વામીજીને પોતાને ઘેર પધારવા વિનંતિ કરી. સ્વામીજીને સાથે લઈ તે સીધા કાશીરામભાઈને ઘેર આવ્યા. કાશીરામભાઈએ સ્વામીજીને હિંડોળાખાટ પર બેસાડી, પ્રણામ કરી, પાંચેક મિનિટ તેમના ચહેરા પ્રત્યે નજર માંડી તરત જ મગનલાલને કહ્યું, “મગન, નિદાન કરવામાં થોડી તારી ભૂલ થઈ,” મગનલાલે પૂછ્યું: “શું?” તેમણે જવાબ આપ્યો, “તેં આમને સંત કહ્યા, પણ આ તો વાસુદેવ જ છે.” પછી તો તેમનો ભાંગી તૂટી હિંદી ભાષામાં સ્વામીજી સાથે બે ત્રણ કલાક વાર્તાવિનોદ ચાલ્યો. આમ આ વૃદ્ધ સજ્જનના અંતરમાં પણ આ સરળ સંસ્કારી પરમ રામભક્ત પ્રત્યે ભારે આકર્ષણ પેદા થયું. તેથી એક દિવસ વધુ રોકાઈને બીજે દહાડે પોતાને ત્યાં ભિક્ષા સારુ પધારવા તેમણે આગ્રહપૂર્વક વિનંતિ કરી જે સ્વામીજીએ સ્વીકારી. ત્યારબાદ મગનલાલને ત્યાં ભિક્ષા લઈ સ્વામીજી પોતાના ઉતારા પર અખાડામાં આવ્યા અને ત્યાંના નાના બગીચામાં પેલા બદામના વૃક્ષ તળેની છાપરીમાં બેસી તેમણે પોતાના પ્રિય મંત્રનો જાપ ચાલુ કર્યો.

સાંજે પેલા મિત્રો સ્વામીજીને સાથે ફરવા તેડી ગયા. ત્યાં આ યુવાન વિદ્યાર્થીઓને મધુર વચનામૃત સ્વામીજીએ પાયું. બીજે દહાડે સ્વામીજીએ કાશીરામભાઈને ત્યાં ભિક્ષા લીધી. કાન્તિલાલે પોતાના વૃદ્ધ પિતાને આ સાધુજી વિષે વાત કરેલી એટલે ત્રીજે દહાડે સ્વામીજીને ભિક્ષા સારુ કાન્તિલાલે આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યું જે સ્વામીજીએ સ્વીકાર્યું.

કાન્તિલાલના પિતા ધર્મનિષ્ઠ અને પ્રેમાળ હતા. સ્વામીજીને જમાડતી વખતે ઘીમાં ઝબોળી ઝબોળીને રોટલીઓ પીરસતા

હતા. આ જોઈ સ્વામીજીએ વિનયપૂર્વક તેમની લાગણી અને પ્રેમને આઘાત ન પહોંચે તેવી ભાષામાં કહ્યું, " રામજી, આપનો રામદાસ પરનો પ્રેમ અનહદ છે. અને તે પ્રેમને સાકાર સ્વરૂપ આપવા આપ રોટલીઓ ઘીમાં ઝબોળી ઝબોળીને રામદાસને ખવરાવો છો. પરંતુ રામદાસે માલમલીદા ઉડાવવા માટે ભેખ લીધો નથી. ફક્ત દેહ ટકી રહે તેટલું જ પોષણ તે શરીરને આપે છે. આપ આ રીતે આપનો પ્રેમ વ્યક્ત કરશો તો રામદાસ વધારે સમય અહીં રહી શકશે નહિ." (" રામજી, આપકા રામદાસ પ્રતિ પ્રેમ અનહદ હૈ. ઔર ઇસ પ્રેમકો સાકાર સ્વરૂપ દેનેકે લિયે આપ રામદાસકો ઘીમેં ભીગો ભીગો કર રોટિયાં ખીલાતે હો. પરંતુ રામદાસને માલમલીદા ખાનેકે લિયે ભેખ નહિ લિયા. માત્ર શરીર ટિકાને કે લિયે જીતના પોષણ કી જરૂરત હૈ ઇતના હી પોષણ વહ શરીરકો દેતા હૈ. આપ ઇસ તરહ આપકા પ્રેમ વ્યક્ત કરેંગે તો રામદાસ અધિક સમય યહાં નહિ રહ સકેગા.) કાન્તિલાલના પિતા સ્વામીજીના કથનનો મર્મ સમજી ગયા અને ત્યાર બાદ જ્યારે જ્યારે સ્વામીજી ભોજન માટે તેમને ત્યાં આવેલ ત્યારે ત્યારે તેમણે સ્વામીજીની ઇચ્છા મુજબનું જ સાદું ભોજન આપેલ.

બીજે દહાડે મગનલાલે સ્વામીજીને પોતાને ઘેર ભોજન લેવા પધારવા આગ્રહ કર્યો. અને આમ આ ત્રણે જણે મળીને સ્વામીજીને આગ્રહ કરી કરીને દશેક દિવસ રોકયા અને તેમના નિર્મળ પ્રેમ અને સત્સમાગમનો પૂરો લાભ મેળવવા માંડયો. પણ હવે સ્વામીજી વધુ વખત જૂનાગઢમાં રોકાવા રાજી નહોતા. તેથી દિવસો જતાં સ્વામીજી દરરોજ આ ત્રિપૂટિને કહેતા, " રામજી, સાધુને શા માટે જકડીને રાખ્યો છે? હવે તેને છૂટો મૂકી દો અહીંથી જવા દો." (" રામજી, સાધુકો કયોં જકડ રકખા હૈ.? ઇસકો અબ છોડ દો.") આમ સ્વામીજી દરરોજ કહે, પણ આ ત્રણે આગ્રહ કરી તેમને રોકી રાખતા હતા.

## (૨) સોમનાથ મહાદેવનાં દર્શને

વૃદ્ધ કાશીરામભાઇએ જોયું કે આ રીતે સ્વામીજીને વધુ વખત રોકી શકાય તેમ નથી. એટલે એક દહાડો તેમણે એક યુક્તિ રચીને કહ્યું, " મહારાજ, અહીં નજીકમાં જ દ્વાદશ જ્યોતિર્લિંગ માંહેના પ્રસિદ્ધ ભગવાન સોમનાથનું યાત્રા સ્થાન પ્રભાસપાટણ છે. આપ ત્યાં જઈ આવ્યા છો ? " સ્વામીજીએ કહ્યું, " રામદાસ નથી ગયો. " ( " રામદાસ નહિ ગયા. " ) કાશીરામભાઇએ ઊમેર્યું, " આપ અહીં સુધી આવ્યા છો તો એ પવિત્ર સ્થાનનાં દર્શનાર્થે પધારો તો સારું. " સ્વામીજીએ ઉત્તર આપ્યો, " રામજીનો હુકમ હશે તો આ દાસ જશે. " ( " અગર રામજીકા હુકમ હોગા તો યહ દાસ જરૂર જાયેગા. " ) એટલે તરત જ કાશીરામભાઇએ કહ્યું, ' જો આપની ઇચ્છા હોય તો વેરાવળમાં ઉતારાનો બંદોબસ્ત કરીએ. " સ્વામીજીએ કહ્યું, " જેવી રામજીની ઇચ્છા. " ( " જૈસી રામજીકી ઇચ્છા. ")

યુક્તિ સફળ થઈ. કેમકે સ્વામીજીને જૂનાગઢમાં જ વધારે વખત રોકી રાખી શકાય તેમ ન હતું એટલે સ્વામીજી પ્રભાસપાટણની યાત્રા નિમિત્તે જૂનાગઢ છોડી શકે અને આ ત્રિપૂટિ વળતાં પાછા તેમને જૂનાગઢ રોકી શકે.

વેરાવળમાં તે વખતે પ્રાગજીભાઈ નામે એક ધનાઢ્ય વેપારી હતા. તેઓ મગનલાલના અંગત સગા થતા હોવાથી સ્વામીજીના ઉતારા ઈત્યાદિની સગવડ માટે મગનલાલે તેમના પર એક પત્ર લખી ટપાલમાં રવાના કર્યો. પણ તેનો ઉત્તર વખતસર નહિ મળવાથી સૌને ચિંતા થવા લાગી, કારણકે સ્વામીજીનો ત્યાં જવા માટેનો દિવસ ચોક્કસ કરી દીધો હતો. પ્રત્યુત્તર મળ્યો નહિ તેથી

મુકરર કરેલ દિવસે ઘેરથી નીકળતા અગાઉ, સ્વામીજીએ વેરાવળ સ્ટેશને ઊતરી પ્રાગજીભાઇનું ઘર કેવી રીતે શોધી કાઢવું તેનું વિસ્તૃત વર્ણન આપતાં મગનલાલે સ્વામીજીને કહ્યું, "જુઓ મહારાજ, સ્ટેશનેથી ઊતરતાં ઝાંપાની અંદર મોટા રસ્તા ઉપર થોડેક જતાં, ડાબા હાથના રસ્તા ઉપર થોડેક દૂર પોસ્ટ ઓફિસ છે. તેની સામે જ પ્રાગજીભાઈનું મોટું મકાન છે." સ્વામીજીએ કશો ઉત્તર ન આપ્યો. જૂનાગઢ સ્ટેશન ઉપર ટિકિટ કપાવી આપવા તથા વિદાય આપવા મગનલાલ તથા કાન્તિલાલ સ્વામીજી સાથે સ્ટેશને ચાલ્યા. સ્વામીજીને વેરાવળમાં આ ઘર શોધતાં તકલિફ ન પડે તે સારુ મગનલાલે સ્ટેશને જતાં રસ્તે ટાંગામાં વેરાવળના ઉતારાના માર્ગનું ફરી એક વાર વિસ્તૃત વર્ણન કર્યું ત્યારે પણ સ્વામીજી મૌન રહ્યા. પણ જ્યારે મગનલાલે એ માર્ગનું વર્ણન ત્રીજી વખત આપવાનો પ્રારંભ કર્યો ત્યારે વચ્ચે જ સ્વામીજી બોલ્યા, "જુઓ રામજી, રામદાસ જ્યાં જાય છે ત્યાં એકલો જ હોય છે. માર્ગ બતાવવાવાળો રામ છે. તમો શા માટે ચિંતા કરો છો? રામ બધી વ્યવસ્થા કરશે, તેના પર બધું છોડી દો." ("દેખિયે રામજી, રામદાસ હર જગહ અકેલા હિ ઘૂમતા હૈ. ઉસે માર્ગ દિખાનેવાલા રામજી હૈ. તુમ કિસ લિયે ચિંતા કરતે હો? રામજી સબ કુછ કરનેવાલે હૈ. ઉસ પર સબ છોડ દો.")

એટલે મગનલાલ બોલ્યા, "મહારાજ, આપ વેરાવળ પધારો છો એટલે ત્યાં આ સ્થળ શોધતાં તકલિફ ન પડે તે ખાતર હું આપને બતાવું છું. રામજી શી રીતે બતાવશે?" એટલે સ્વામીજીએ દૃઢ સ્વરે કહ્યું, "હવે આ વાત છોડી દો અને જુઓ રામજી શું કરે છે." ("અબ યહ બાત છોડિયે ઔર દેખિયે રામજી કયા કરતા હૈ.")

સ્ટેશને આવી ટિકિટ લઈ વેઇટિંગ રૂમમાં સૌ ગાડીની રાહ જોતા બેઠા. ત્યાં વેઇટિંગ રૂમમાં જ આરામખુરશીમાં રેશમી કપડાંમાં સજ્જ

થયેલા એક ગૃહસ્થ બેઠા હતા. મગનલાલે ફરીથી સ્વામીજી ભૂલી ન જાય માટે રસ્તાનું વર્ણન શરુ કર્યું. વર્ણન ઉપરથી અનુમાને આ ગૃહસ્થે પૂછ્યું, "સ્વામીજીને વેરાવળ મોકલો છો ?" મગનલાલે કહ્યું, "હા. ત્યાં પ્રાગજીભાઇને ઘેર તેમને ઊતરવાનું છે." તરત જ પેલા ગૃહસ્થે કહ્યું, "ત્યારે તો કશી ફિકર ચિંતા કરવાની જરુર નથી. હું પ્રાગજીભાઈનો સેવક છું. તેમના કામે જ અહીં આવ્યો હતો અને પાછું મારે તેમને ત્યાં જ જવાનું છે. હું સ્વામીજીને પ્રાગજીભાઈને ત્યાં પહોંચાડી દઇશ. હવે નિશ્ચિંત રહો." સ્વામીજીએ આ સાંભળ્યું, પણ પોતે બરાબર ગુજરાતી ભાષા સમજતા નહિ તેથી તેમણે મગનલાલને પૂછ્યું, "રામજી, આ ભાઈ શું કહે છે ?" ("યહ ક્યા બોલતા હૈ, રામજી ?") મગનલાલે તેની સમજ પાડી કે તરત જ સ્વામીજીએ હસીને કહ્યું "જુઓ, આ દાસને લેવા માટે, રામજી અહીં સુધી સામે આવ્યા છે. તમારી ચિંતા નકામી હતી." ("દેખો, રામજી યહાં તક ઇસ દાસકો લેનેકે લિયે આયે હૈ. તુમ્હારી ચિંતા વ્યર્થ થી.")

આ ગૃહસ્થ વેરાવળના એક પ્રતિષ્ઠિત વકીલ શ્રી. કેશવજી હતા. રામજીની પ્રેરણાથી સ્વામીજીને ખાતર જ તેઓ પ્રાગજીભાઇના સેવક બન્યા હતા.. તેમણે સેકન્ડ કલાસની ટિકિટ કપાવી હતી, પરંતુ સ્વામીજી સેકન્ડ કલાસમાં બેસતા નથી એ જાણી તેઓ સ્વામીજી સાથે થર્ડ કલાસમાં બેસી વાર્તાવિનોદ કરતા વેરાવળ પહોંચ્યા. ગાડીમાંથી ઊતરી, આવા પવિત્ર પુરુષનાં પગલાંથી પોતાના ઘરને પાવન કરવા સ્વામીજીને પ્રથમ સીધા તેઓ પોતાને ઘેર લઈ ગયા અને ભોજન કરાવ્યા બાદ મોડી રાત્રે પ્રાગજીભાઈને ત્યાં પહોંચાડ્યા.

પ્રાગજીભાઇના વિશાળ મકાનના ઉપલા માળે એક ઓરડો સ્વામીજી માટે તૈયાર જ હતો. પ્રાગજીભાઈ ત્રણ ચાર દિવસથી તાવમાં પટકાઈ પડ્યા હતા, અને આ કારણને લઇને જ મગનલાલના

પત્રનો તેઓ પ્રત્યુત્તર આપી શક્યા ન હતા. રામદાસ તેમની પથારી પાસે ગયા ને તેમને સ્પર્શ કર્યો તો શરીર તાવમાં ધખધખતું જણાયું. પ્રાગજીભાઈનાં મા તેમ જ બીજાં સગાંઓ જે ત્યાં હાજર હતાં તેમણે સ્વામીજીને દરદીના આરોગ્ય માટે આશીર્વાદ આપવા વિનંતિ કરી. સ્વામીજીએ રામના નામથી આશીર્વાદ આપ્યો અને પ્રાગજીભાઈને બીજે જ દિવસે આરામ થઈ ગયો.

આ હકિકત સ્વામીજીના જ શબ્દોમાં વાચક આગળ રજૂ કરવા સ્વામીજીનો તે વખતે આવેલ પત્ર આ નીચે આપ્યો છે:

**ૐ શ્રી રામ જય રામ જય જય રામ**

**વેરાવળ,**
તા. ૨૩ સપ્ટેમ્બર ૧૯૨૩.

**મારા વહાલા મગનલાલ,**

શ્રી રામના તમારા બધા ઉપર આશીર્વાદ હો. શ્રી રામની દયા, તેના નમ્ર દાસ ઉપર હમેશ માટે સતત રહ્યા કરી છે. રામે જૂનાગઢના રેલ્વે સ્ટેશન ઉપર મોકલેલ મિત્ર, પોતાને ત્યાં ભોજન કરાવ્યા બાદ, મને કાલે રાત્રે પ્રાગજીભાઈને ત્યાં લઈ ગયા હતા. પ્રાગજીભાઈ બે ત્રણ દિવસથી તાવમાં પટકાઈ પડયા હતા. હવે રામની કૃપાથી તેમને ઘણું સારું છે અને રામદાસને સંપૂર્ણ વિશ્વાસ છે કે રામે તેમના સ્વાસ્થ્ય માટે તેમના પર કૃપાદૃષ્ટિ કરી છે. પ્રાગજીભાઈએ આજે સવારે ગાડીની વ્યવસ્થા કરી આપી મને ત્રિવેણી મોકલેલ જ્યાં મેં સ્નાન કર્યું અને પછી પ્રસિદ્ધ સોમનાથ મહાદેવનાં દર્શન કર્યાં. બધો યશ શ્રી રામને છે. શ્રી રામની મને પ્રાચી લઈ જવાની પણ ઈચ્છા જણાય છે. શ્રી રામના દયાપૂર્ણ કરકમલમાં હું એક નાનું બચ્ચુ હોઉં તેવું મને લાગ્યા કરે છે. રામના અખૂટ પ્રેમના ઝરણામાંથી તમો ધરાઈને પાન કરો એમ

રામદાસ તમોને ભારપૂર્વક કહે છે. એ ઝરો, સર્વને માટે ખુલ્લો છે. રામ તમારા સૌનું કલ્યાણ કરો.

રામદાસ.

[Om Shree Rama Jai Rama Jai Jai Rama.

Veraval,

D/. 23rd September 1923.

My dear Maganlal,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama's kindness to His humble slave has been all along very great. The friend sent by Shree Rama on the Railway Station at Junagadh, after supper at his house, took me last night to Pragjibhai. Pragjibhai was suffering from fever for 2 or 3 days. Now, by the grace of Rama he is much better and I fully trust Rama sees to his recovery.

Pragjibhai arranged for a carriage this morning and sent me to visit Triveni where I took a bath and then visited the famous shrine of Somnath. All praise to Shree Rama. Shree Rama seems to desire to take me to Prachi also. I feel quite a baby in the kind hands of Rama. I exhort you to drink deep at the fountain of Rama's inexhaustible love. It is open to all.

May Shree Rama bless you all.

**Ramdas.** ]

પ્રભાસ પાટણમાં ત્રિવેણીસ્નાન અને સોમનાથ મહાદેવનાં દર્શન માટે સ્વામીજીને પ્રાગજીભાઈએ સગવડ કરી આપી અને ત્રણ દિવસ પોતાને ત્યાં રોકયા. દરમિયાન પ્રાચી દર્શનાર્થે પગપાળા જવા સ્વામીજીએ ઇચ્છા દર્શાવી. પરંતુ પ્રાગજીભાઈએ એક ગાડું ભાડે કરી આપી ત્યાં પહોંચ્યા બાદ ગાડાવાળાને ભાડું ચુકવવા બે રુપિયા રૂમાલને છેડે બાંધી રામદાસના ગજવામાં નાખ્યા. રસ્તામાં ગાડાવાળાને બળદને પરોણીના ફટકા મારતો જોઈ સ્વામીજીનું હૃદય વીંધાયું અને તેમણે ગાડાવાળાને કહ્યું, "રામજી, આને મારો નહિ." ('રામજી, ઇસકો મત મારો.') છતાં ગાડાવાળાએ મારવું જારી રાખ્યું એટલે "આ તમારું ભાડું!" (યે તુમ્હારા કીરાયા!") એમ કહી બળદને ન મારવાની ફરી સૂચના આપી હાથમાં ભાડાનો રુપિયો મૂકી તેઓ માર્ગ પૂછતા પગપાળા પ્રાચી ગયા. ત્યાં કુંડમાં સ્નાન કરી ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિનાં દર્શન કરી તેઓ પાછા ફર્યા. વળતાં માર્ગમાં ગોરખમઢી દર્શન કરી વેરાવળ આવ્યા. ત્યાંથી આ ત્રિપુટિના આગ્રહથી સ્વામીજી પાછા જૂનાગઢ આવ્યા.

## (૩) મુચુકુંદની ગુફામાં

ફરી મગનલાલ અને કાન્તિલાલે સ્વામીજીનું હૃદયપૂર્વક સ્વાગત કર્યું. આ વેળા પણ ઉતારો અખાડામાં જ રાખ્યો. ત્રણ ચાર દિવસ બાદ ફરવા જતાં રસ્તામાં સ્વામીજીએ જૂનાગઢ છોડવાની વૃત્તિ દર્શાવી કહ્યું, "રામદાસને હવે જવા દો. જેટલી વધારે મમતા થશે તેટલું વિયોગને વખતે તમોને વધારે દુઃખ થશે. વિયોગને વખતે રામદાસને કંઇ થવાનું નથી કેમકે તે અંદરથી બિલકુલ મમતા અને આસક્તિરહિત છે." "(ઇસે અબ જાને દો. જીતની અધિક મમતા ઇતના અધિક વિયોગ કે સમય તુમ્હે દુઃખ હોગા.

રામદાસકો વિયોગ કે સમય કુછ નહિ હોતા. ક્યોં કિ વહ અંતરસે મમતા ઔર આસક્તિ રહિત હૈ. " ) પણ આ ત્રિપુટિ તેમને છોડે તેમ ન હતું. તેથી સ્વામીજીએ કહ્યું, " એક શરતે રામદાસ અહીં રહેશે. તેને રામભજન માટે કોઈ એવું એકાન્ત સ્થાન બતાવો કે જ્યાં તમારા સિવાય કોઈ આવી ન શકે." ( " દેખો રામજી, રામદાસ યહાં એક શર્ત પર રહ સકતા હૈ. ઔર વહ શર્ત યહ કિ ઉસે કોઇ એકાન્ત સ્થાન રામ ભજન કે લિયે બતાયા જાય જહાં તુમ્હારે સિવા કોઈ ન આ સકે." ) હવે એવા શાન્ત એકાન્ત સ્થાનની આ મિત્રોએ યાદ કરવા માંડી. એક સ્થળ પ્રતિકૂળ જણાતાં બીજું. એમ એક પછી એક સ્થળોનો વિચાર કરતાં બન્ને મિત્રો ચિંતામાં પડયા. તેમને ચિંતા કરતા જોઈ સ્વામીજીએ કહ્યું, " રામજી, ચિંતા શા માટે કરો છો ? આવું સ્થાન રામજી બતાવશે." (" રામજી, ચિંતા કિસ લિયે કરતે હો ? ઐસા સ્થાન રામજી બતાયેગા." ) મગનલાલે કહ્યું કે, " સ્થાન શોધવાનું આપે અમોને કહ્યું અને રામજી કઈ રીતે બતાવશે ? અમારે જ વિચાર કરીને શોધવાનું રહ્યુ." ત્યારે સ્વામીજીએ કહ્યું, " ચિંતા કરો નહિ. આ વાત હવે છોડી દો. જો રામજીની ઈચ્છા આ દાસને અહીં રાખવાની હશે તો તેવું સ્થાન તે જરૂર બતાવશે." ( " ચિંતા ન કરો ઔર ઈન બાતોંકો છોડો. અગર રામજીકી ઇચ્છા ઈસ દાસકો યહાં રખનેગી હોગી તો વહ ઐસા સ્થાન જરૂર બતાયેગા.") પછી પાછા ફરતાં સ્વામીજીને કાન્તિલાલને ત્યાં દૂધ પીવા માટે બંને જણા તેડી લાવ્યા. ત્યાં તે વખતે એક ભાઇ બેઠા હતા. સ્વામીજીને જોતાં જ તેઓ બોલી ઊઠયા, ' મહારાજે ભજન માટે ભેખ લીધો છે અને આ બન્ને ભાઇઓ તેમને નાહકના રખડાવે છે. દામોદરકુંડ પાસે મુચુકુંદની જગ્યા છે ત્યાં મહારાજને રાખ્યા હોય તો એકાન્તમાં કોઈની દખલગીરી વગર તેઓ નિરાંતે ભજન કરી શકે.

સ્વામીજીએ મગનલાલને પૂછ્યું, "આ રામજી શું કહે છે?" ("યહ રામજી ક્યા કહેતા હૈ?") મગનલાલે હકીકત સમજાવતાં સ્વામીજીએ આ સ્થળે બીજેજ દિવસે જવાનો નિર્ણય કર્યો. આ સાંભળી કાન્તિલાલના પિતા પેલા ગૃહસ્થ ઉપર ગુસ્સે થઇ ગયા. તેમને શાન્ત પાડતાં સ્વામીજીએ કહ્યું, "રામજી, એમના ઉપર ગુસ્સે થશો નહિ. એમાં એમનો કંઇ પણ દોષ નથી. રામજીએ તેમને આ સ્થાન બતાવવાની પ્રેરણા કરી છે અને તેમણે યોગ્ય જ સ્થાન બતાવ્યું છે. રામજી ઉપર આવું સ્થાન બતાવવાનું છોડયું હતું અને આમની મારફત રામજીએ આ સ્થાન બતાવ્યું છે. એટલે હવે રામજીનો ત્યાં જવાનો હુકમ થઈ ગયો છે. રામદાસ કાલે સવારે ત્યાં જશે. કાલથી ભોજન બંધ છે. ફક્ત સવારે અને સાંજે, બે કેળાં, બે બાફેલાં બટેટાં અને પાશેર દુધ રામદાસ લેશે." ("નહિ, નહિ, રામજી. ઉસમેં ઉસકા કોઈ દોષ નહિ. રામજીને ઉસે યહ સ્થાન બતાનેકી પ્રેરણા કી હૈ. યહ સ્થાન ઠીક હૈ. રામજી પર સ્થાન બતાનેકા કામ છોડા થા. ઉસને ઈસિકે મારફત યહ બતાયા હૈ. ઉસકા હુકમ હો ગયા. હમ કલ સવેરે ઉધર જાયેંગે. અબ ભોજનકી કુછ જરૂરત નહિ હૈ. દો કેલે, દો આલુ ઔર પાવ ભર દુધ કલસે મેં લુંગા.")

પેલા બે મિત્રો બીજે દહાડે સવારે એક સાવરણો, એક ગુણપાટ, સાદડી, લોટો, ધુપ સળીઓ, મીણબત્તી, દીવાસળીની પેટી, કાગળ, ખડીઓ, હોલ્ડર, ઇત્યાદી લઇને સ્વામીજીની સાથે મુચુકુંદની ગુંફા પર ગયા અને ત્યાં પડેલો કચરો, પક્ષીની હગાર, કરોળીયાનાં જાળાં ઈત્યાદી જે લાંબા વખતથી જામેલું તે સર્વ વાળીઝુડી સાફ કરી પાણીથી ધોઈ નાખ્યું, સાદડી પાથરી સ્વામીજીનું આસન બીછાવ્યું અને આવનાર સારૂ સામે ગુણપાટ પાથર્યું. સ્વામીજીના આસન પાસે એક ધૂણી તૈયાર કરી અને પાસેના ડુંગર ઉપરથી

સૂકાં લાકડાં લઈ આવી ધૂણી સળગાવી. આમ સ્વામીજીએ મુચુકૂંદની ગુફામાં મુકામ કર્યો.

આ ગુફા દામોદરકુંડ પાસેની એક ટેકરીની તળેટીમાં એકાન્ત સ્થળે આવેલી છે. પાછળ અને આગળ પર્વતો છે અને આજુબાજુ વૃક્ષોનું વૃંદ છે. ભજન માટેનું આ સુંદર સ્થાન જોઈ સ્વામીજીને ભારે આનંદ થયો અને ત્યાં પોતાના પ્રિય મંત્રનો જાપ શરૂ કર્યો. દરરોજ સવારે અને સાંજે મગનલાલ બે કેળાં, બે બાફેલાં બટાટાં અને અરધો શેર દુધ સ્વામીજીને પહોંચાડતા અને સાંજે સાથે ફરવા જતા.

આજ મુચુકુંદની જગ્યામાં અગાઉ વર્ષો પહેલાં બીલખા આનંદાશ્રમવાળા બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી નથુરામ શર્મા, તેમના સાધન કાળમાં, સાધના માટે રહ્યા હતા. મુચુકુંદના તેઓશ્રીના વાસ દરમ્યાન તેઓશ્રીની રોજીંદી જરૂરીયાતો માટેની વ્યવસ્થા જુનાગઢના નવાબ રસુલખાનજીના ખાનગી કારભારી શ્રી. અમરજી આણંદજી કચ્છી તરફથી કરવામાં આવી હતી અને આ કાર્ય માટે તેમણે પોતાના ખાસ વિશ્વાસુ અને અંગત માણસ તરીકે મગનલાલના પિતા લાધાભાઇને નિયુક્ત કર્યા હતા જેઓ તનમનથી આ સેવા ઉઠાવતા.

મુચુકુંદમાં સાધના માટે રહેલા આ બે મહાત્માઓ પૈકી પહેલા મહાત્માશ્રી નથુરામ શર્મા–માટે ફળાહાર વીગેરે લઈ જવાની સેવાનો લાભ પિતાને મળ્યો હતો અને બીજા–મહાત્માશ્રી રામદાસજી. માટે આજ જાતની સેવાનો લાભ પુત્રને મળ્યો હતો.

સ્વામીજી ગીરનાર પર્વત ઉપર કાશીગિરિજી મહારાજ સાથે જઇ આવ્યા છે તેની મગનલાલને માહિતી ન હતી. એટલે તેમનો વિચાર એક વખત સ્વામીજીને ગીરનાર પર્વત ઉપર લઈ જવાનો હતો. એટલામાં કાન્તિલાલને ત્યાં તેમના એક સગા લીંબડીથી

ગીરનાર જવા માટે આવ્યા અને બીજેજ દિવસે વહેલી સવારે ગીરનાર ચડવાનું તેમણે નક્કી કર્યું. આ બધું રાત્રે નક્કી થયું ત્યારે મગનલાલ કાન્તિલાલને ત્યાં હાજર હતા. તેમણે સ્વામીજીને ગીરનાર લઈ જવાનો આ મોકો જોઈ, સ્વામીજીને લઈને પોતે પણ આ મિત્રની સાથે ગીરનાર જવાનું નક્કી કર્યું અને તે પ્રમાણે બન્ને સવારના સાડાત્રણ વાગ્યે ઘરમાંથી નીકળી સવારે સાડાચારે મુચુકુંદમાં આવ્યા. આટલી વહેલી સવારે પણ મુચુકુંદમાં રામ મંત્રનો અવાજ ગૂંજતો હતો. અંદર જઈ જોતાં સ્વામીજી ધૂણી પાસે મંત્ર જાપ કરતા બેઠા હતા

મુચુકુંદમાં રહ્યા તે દરમ્યાન સ્વામીજી ભાગ્યેજ ચોવીસ કલાકમાં બે ત્રણ કલાક ઉંઘતા હશે. બધો વખત મંત્ર જાપમાંજ જતો. મગનલાલ ઘણી વખત ટાણે કટાણે મુચુકુંદમાં જતા પરંતુ જ્યારે જતા ત્યારે મંત્રજાપનો અવાજ અચૂક સંભળાતો.

જૂનાગઢની પહેલી જ મુલાકાત દરમ્યાન અને પ્રથમ દર્શનેજ આ બન્ને મિત્રોનું આટલું બધું આકર્ષણ કરનાર સ્વામીજીની સ્થિતિ અને દેખાવ કેવાં હતાં ? તે જાણવાની વાંચકને સ્વાભાવિક જ જીજ્ઞાસા થાય એટલે તે હકીકત આ નીચે અહિં આપી છે.

તેઓ એક શુદ્ધ ખાદીનો ભગવો ઝભો પહેરતા અને શુદ્ધ ખાદીનો એક ભગવો ટુકડો દુપટ્ટાની જેમ ગળે વીંટાળતા. આંખ ઉપર ધોળી રૂપેરી ફ્રેઈમના ચશ્મા પહેરતા. આ બે વસ્ત્રો અને ચશ્મા ઉપરાંત બે ખાદીની લંગોટી, એક એલ્યુમીનમની નાની લોટી અને ગીતા, બાઇબલ તથા લાઈટ ઑફ એશિયાના ત્રણ નાના ગોટકાની એક પોટકી તેમની પાસે હતી. ઘણા વખતની હજામત ચડી ગયેલ હતી. પરંતુ તે એક સરખી રીતે વધેલ હોઈ તેઓ સંન્યાસી હશે અને અગાઉ દાઢી, મૂછ અને માથું ત્રણે એકી સાથે મુંડાવેલ હશે એવું અનુમાન થઈ શકતું હતું.

એક દિવસ સ્વામીજીને લઇને મગનલાલ અને કાન્તિલાલ ભોજન માટે મગનલાલને ત્યાં આવતા હતા ત્યારે રસ્તામાં મગનલાલે સ્વામીજીને પૂછ્યું, " આપ સંન્યાસી હો તેવું લાગે છે અને તેમ હોય તો અને આપની ઇચ્છા હોય તો સંન્યાસીની રીતે આપનું મુંડન કરાવી આપીએ." સ્વામીજીએ જવાબ આપ્યો, "રામદાસ કોણ છે અને શું છે તેની રામદાસને ખબર નથી. એક માત્ર રામજ તે જાણે છે. તમો રામ છો અને શું કરવું અને શું ન કરવું તે તમારે નક્કી કરવાનું છે. તમોને ઠીક લાગે તેમ કરો." ( " રામદાસ કોન હૈ ઔર કયા હૈ યહ રામદાસકો માલૂમ નહિ. યહ માત્ર રામજી હી જાનતા હૈ. આપ રામ હૈ. ઔર કયા કરના ચાહિયે ઔર કયા ન કરતા ચાહિયે ઈસકા નિશ્ચય આપકો કરના હૈ. જૈસા આપ ચાહે વૈસા કરે." ) આ જવાબ સાંભળતાંજ બન્નેએ એક હજામને બોલાવી તેમનું સંન્યાસીની રીતે મુંડન કરાવી આપેલ.

તેમનાં કપડાં પણ જાળાં ઝાંખરામાં ભરાઇને ફાટેલાં અને મેલાં હતાં. બન્ને મિત્રોએ બીજી કફની શીવડાવી આપવા આગ્રહ કરેલ પરંતુ સ્વામીનીએ સ્વીકાર કર્યો ન હતો. સ્વામીજીને તેમના મેળાપ પછી સ્નાન માટે મગનલાલ પોતાને ત્યાં લાવતા અને સાબુથી તેમનું શરીર ચોળીને તેમને સ્નાન કરાવતા અને કપડાં ધોઈ સૂકવવા નાખી દેતા. કપડાં સૂકાતાં સુધી. કપડાંની બીજી જોડ તેઓ પાસે નહિ હોઈ તેઓ લંગોટીભર કમર ઉપર મગનલાલને ત્યાંથી આપેલ કપડાંનો ટુકડો વીંટાળીને બેસી રહેતા.

આ વખતે તેમની ઉંમર ફક્ત ૩૯ વર્ષની હતી છતાં તેઓ તદ્દન વૃદ્ધ જેવા દેખાતા હતા. દેખાવમાં વૃદ્ધ હતા પરંતુ તેમનામાં શક્તિ યુવાનને પણ શરમાવે તેટલી હતી. સ્વભાવે અને

વર્તનમાં તદ્દન નિર્દોષ બાળક જેવા હતા. દૂરથી જોનારને ગાંડા જેવા લાગે પરંતુ અંદરથી પૂર્ણ જ્ઞાની હતા અને નિકટમાં આવનારને તેમની વાણીદ્વારા જ્ઞાનામૃતનું પાન કરવા મળતું. ઉંમર ૩૯ વર્ષની હોવા છતાં મોંમાં એક પણ દાંત ન હતો. તેમનું આટલી નાની ઉંમરે બોખું મોં જોઈ મગનલાલે તેનું કારણ પૂછતાં તેમણે હસીને જવાબ આપ્યો, " કારણ એ છે કે રામે રામદાસને બાળક બનાવી દીધો છે." (" કારણ યહ હૈ કિ રામને રામદાસકો બાલક બના દિયા હૈ.")

તેઓ કોઈ પણ વસ્તુ માગતા નહિ. પૈસા બીલકુલ રાખતા નહિ. પોતાની મેળે કંઈપણ વાત કરતા નહિ. અખાડામાં પણ બીજા સાધુઓ સાથે નહિ ભળતાં એક ખૂણામાં નાના બગીચાની અંદર આવેલ છાપરી નીચે રામમંત્રનો જાપ કરતા બેસી રહેતા. કંઈ પૂછવામાં આવે તો જરૂર પુરતો જ જવાબ આપી ફરી પોતાના પ્રિય મંત્રનો જાપ ચાલુ કરી દેતા. દૃષ્ટિ હંમેશાં નીચીજ રાખતા. સામા માણસના નામની એની મેળે ખબર પડે તો ઠીક નહિ તો નામ પણ પૂછતા નહિ તો પછી નાત, જાત, ધંધો વિગેરે જાણવાની તો વાત જ ક્યાંથી હોય? તેમને મન બધા રામ હતા અને તેનાથી વિશેષ કાંઈપણ જાણવાની તેમને જીજ્ઞાસા ન હતી.

દરેકને રામરૂપે જોતા એટલે કંઈ પણ પૂછ્યા સિવાય જે કોઈ આમંત્રણ આપે તેને ત્યાં જતા. જ્યાં લઈ જવામાં આવે ત્યાં આવતા. બેસવાનું કહેતાં બેસતા, સુવાનું કહેતાં સુઈ જતા અને ચાલવાનું કહેતાં ચાલી નીકળતા. આમ તેમના પોતાના હૃદયમાં રહેલા રામની આજ્ઞા વિરૂદ્ધનું કાર્ય ન હોય ત્યાં સુધી તેઓ એક આજ્ઞાંકિત બાળકની જેમ વર્તતા. તેમની આવી વૃત્તિને લઈનેજ. તેઓ મગનલાલ અને કાન્તિલાલના પ્રથમ મિલનના દિવસેજ

રાતની ગાડીમાં જવાના હોવા છતાં, તેઓ બન્ને તેમને આટલો લાંબો સમય રોકી શકયા હતા અને તેમના સમાગમનો લાભ લઈ શકયા હતા.

અંદર સ્વામીજી પાસે જતાંજ મગનલાલે કહ્યું, "ચાલો સ્વામીજી." તુરતજ કંઇપણ પૂછ્યા વગર સ્વામીજી ઉઠીને તેમની સાથે ચાલવા લાગ્યા. રસ્તામાં દામોદરકુંડ પાસે આવતાં. સ્વામીજીએ ઝભો ઉતારી, પાણીમાં એક ડુબકી મારી, તરતજ બહાર નીકળી. ભીને શરીરે ફરી ઝભો પહેરી ચાલવા માંડયું. ગીરનારની તળેટી આવી અને પગથીયાં ચડવાનું શરૂ થયું. પચાસેક પગથીયાં ચડયા પછી સ્વામીજીએ પૂછ્યું, "રામજી, આ દાસને ગીરનાર પર લઇ જાંય છે?" ("રામજી, કયા દાસકો ગીરનાર પર લે ચલોગે?") મગનલાલે કહ્યું, "હા સ્વામીજી." સ્વામીજીએ વિશેષ કંઇ ન પૂછ્યું. તેમ એક વખત પોતે ઉપર જઈ આવેલ છે એટલું પણ ન બોલ્યા.

સ્વામીજીની ચડવાની ઝડપ એટલી બધી હતી કે આ બે જુવાનીયા પણ સો–સો, બસો–બસો પગથીયાં પાછળ રહી જતા અને બુમ પાડી સ્વામીજીને રોકી સાથે થતા. ગીરનાર ઉપર ગુરૂ દત્તાત્રયની ટૂંક ઉપર જઈ અવધૂત શ્રી દત્તનાં પગલાનાં દર્શન કરી, નીચે ઉતરી, તેઓ સાતપુડા આવ્યા.

સાતપુડા જવા માટે પગથીયાં નથી પરંતુ કેડી રસ્તો છે અને જાણીતા માણસો જ જઈ શકે છે. પત્થરનાં સાત પડો ભેદીને ઝરણાનું પાણી આવતું હોઈ આ જગ્યાનું નામ સાતપુડો પડેલ છે. ચારે બાજુ અને ઉપર નીચે મોટા કાળમીંઢ પત્થરોની વચ્ચે આવેલ એક કુદરતી ટાંકામાં પત્થરનાં સાત પડો વીંધીને આવતું, ઝરણાનું પાણી એકઠું થાય છે. અંદર જવાને માટે, નીચેના ભાગમાં, એક માણસ માંડ માંડ પેસી શકે તેવડું બાકું છે

અને બહાર નીકળવાને માટે, તેવડું જ એક ઉપરના ભાગમાં, બાંકું છે. અંદરના ભાગમાં વાંકા વાંકા ટાંકાની આસપાસ ફરી શકાય તેવી કુદરતી પાળ છે. વચમાં બીલોરી કાચ જેવું સ્વચ્છ અને બરફ જેવું ઠંડું પાણી ભરેલું છે. આ કુદરતી ટાંકામાંથી વધારાનું પાણી છલકાઈને બહાર નીકળી પત્થર સીમેન્ટથી બાંધેલા એક નાના કુંડમાં એકઠું થાય છે અને તેમાંથી છલકાઈને પાણી નીચે ઊંડી ખીણમાં સરકે છે.

સ્વામીજી અને મગનલાલ બન્ને અંદર ટાંકામાં દાખલ થયા અને સ્વામીજીએ "અમૃત", "અમૃત" "અમૃત" એવા મોટા પોકાર સાથે ખોબે ખોબે પાણી પીવા માંડયું. મગનલાલને પણ "અમૃત" નો પોકાર સાંભળી 'અમૃત" ચાખવાની ઇચ્છા થઈ પરંતુ એક ઘુંટડો જ "અમૃત" માંડ માંડ ગળા નીચે ઉતરી શકયું.

બહાર નીકળી સ્વામીજીએ, કફની કાઢી એક બાજુ મૂકી દઈ, બહારના કુંડના બરફ જેવા ઠંડા પાણીમાં ડુબકી મારી. મગનલાલને જે પાણીનો એક ઘુંટડો પણ ગળે ઉતરવો મૂશ્કેલ બન્યો હતો તે પાણીમાં ડુબકી મારતા સ્વામીજીને જોઈ તેમની આંખો આશ્ચર્યથી સ્વામીજી સામે ફાટી રહી.

આ ટાંકાથી થોડે દૂર એક મોટો પત્થર હતો જે અંદરથી સાવ પોલો હતો અને તેમાં ત્રણ ચાર માણસો સુઇ બેસી શકે તેટલી જગ્યા હતી. અંદર દાખલ થવા માટે, ઉભડક બેસીને દાખલ થઈ શકાય તેવડું, એક બાંકું હતું અને પાંદડાનાં બનાવેલા બારણાથી તે ઢાંકી દેવામાં આવ્યું હતું. આ એક ઓરડા જેવી કુદરતી ગુફા હતી. ઢાંકણના છીદ્રમાંથી અંદર જોતાં, અંદરના ભાગમાં બે સાધુ સુતેલા દેખાયા. ખરેખર ઈશ્વરની શોધમાં નીકળેલા સાધુઓ, સાધના માટે, મનુષ્યના પગરવથી દૂર, આવા એકાન્ત સ્થાનોજ શોધે છે.

આ ગુફાથી થોડે દૂર એક શીલા ઉપર બેસી સાથે લાવેલ નાસ્તો ખાઈ, થોડો આરામ લઇ, બધા પાછા ફર્યા અને રાત્રે પોતપોતાને મુકામે પહોંચી ગયા.

ગીરનારનાં સોએક પગથીયાં ચડયા પછી વિસામાના એક ચોકની બાજુની સપાટ જમીનમાં એક માણસ સુઇ બેસી શકે તેવડું ભોંયરૂં કરીને એક અઘોરી રહેતા હતા. દિવસના ભાગમાં તેઓ ભોંયરાની બહાર આવતા જ નહિ અને કવચિત આવતા તો થોડીવાર ભોંયરાની બહાર એક પત્થર હતો તેના પર બેસી ફરી ભોંયરામાં ચાલ્યા જતા. ભોંયરાની બહારની સપાટ જમીન પર ત્યાંથી પસાર થતા યાત્રાળુઓ બીડી, બાકસ, પૈસા વીગેરે નાખતા તે ત્યાં જેમના તેમ વેરાયેલા પડયા રહેતા. કેટલાક ધુળમાં પણ દટાઇ જતા. આનો ઉપયોગ કોણ, કયારે કરે છે તેની ખબર પડતી નહિ. પરંતુ ગીરનારની તળેટીમાં આવેલ જગ્યાઓના સાધુઓને પૂછતાં તેઓ તરફથી કહેવામાં આવ્યું હતું કે રાતના દશ–અગીઆર પછી તેઓ ભોંયરામાંથી બહાર નીકળી. પડેલા પૈસામાંથી મોજમાં આવે તેટલા ઉપાડી, તળેટીમાં આવેલા ખાદ્ય પદાર્થોની દુકાને જતા અને પૈસા દુકાનમાં નાખી, જે વસ્તુ જોઇતી હોય તેના તરફ આંગળીથી બતાવતા એટલે દુકાનદાર પડીકું બાંધી આપતો. વસ્તુના ભાવ અને પૈસા સાથે સંબંધ ન હતો કેમકે મરજીમાં આવે તેટલા પૈસા દુકાનમાં તેઓ નાખતા અને તેમાંથી પાછા આપવામાં આવે તો પણ લીધા સિવાય પડીકું લઈ ચાલ્યા. જતા. અગાઉ મગનલાલ બીજા મિત્રો સાથે ગીરનાર ગયેલ ત્યારે આ બધું જોયેલ અને જાણેલ. તે વખતે તેમની સાથે કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ હતા. તઓએ આ અઘોરીને જોવા માટે, મગનલાલના વાર્યા છતાં, ભોંયરાના મોઢામાં મુખ રાખી જોરથી બૂમ બરાડા પાડી, પરાણે અઘોરી સાધુને બહાર કાઢેલ. અઘોરી

બહાર સિંહની જેમ છલાંગ મારીને નીકળ્યા અને બહાર પડેલ પત્થર ઉપર બેસી ગયા. આ વખતની તેમની છલાંગ અને ચહેરો તથા આંખનો દેખાવ જોઇને આ મિત્રો ભયના માર્યા પાંચ સાત ફુટ પાછા હઠી ગયેલ. અઘોરીએ આ મિત્રોની સામે પણ જોયું નહિ. થોડીવાર તેમને જોઈ મિત્રો ચાલતા થયેલ.

ગીરનારથી પાછા ઉતરતાં મગનલાલને આ વાત યાદ આવી અને ભોંયરા નજીક આવતાં તેમણે સ્વામીજીને કહી એટલે સ્વામીજી ભોંયરાના મુખ આગળ ગયા અને 'ૐ શ્રી રામ' એટલું બોલ્યા. આ શબ્દ સાંભળતાં જ અઘોરી બહાર આવ્યા અને બન્નેએ એક બીજા સામે જોઈ નમસ્કાર કર્યા. બન્ને, કોઈપણ જાતની વાતચીત વગર મૌન દ્વારાજ એક બીજાને જાણી-સમજી લઈ, થોડીવાર બેસી જુદા પડયા. કોઈની સામે ન જોનાર અઘોરી રામ નામનો ઉચ્ચાર સાંભળતાં જ બહાર આવ્યા અને સ્વામીજી સામે જોઈ નમસ્કાર કર્યા, તે સ્વામીજીના મોંમાંથી નીકળેલ રામનામનો પ્રભાવ અને જાદુ હતાં.

આ રીતે એક વખત સ્વામીજીને મગનલાલ દાતાર અને લક્ષ્મણ ટેકરી ઉપર પણ લઈ ગયેલ.

બીજે એક વખતે સ્વામીજીને સાથે લઈ મગનલાલ, ગીરનારના પાછળના ભાગમાં, ભર જંગલમાં આવેલ અને ભોમીયા વગર પહોંચી ન શકાય તેવા જટાશંકર નામના સ્થાનમાં ગયેલ અને ત્યાં દિવસ ગાળી સાંજે પાછા ફરેલ. આ સ્થળની અનુપમ શાન્તિ અને શીતલતાને લઈને તેમજ રામમંત્રના જાપમાં કરેલ સતત ઉજાગરાના થાકને લઈને, આડે પડખે પડી જાપ કરતાં કરતાં સ્વામીજીને ઝોલું આવી ગયું. મગનલાલને થયું કે ઘણા ઉજાગરાઓ પછી અચાનક આંખ મીંચાઈ છે એટલે એક કલાક વિશ્રાન્તિ

મળે તો સારૂં. એટલામાં, હજુ આંખ મીંચાયે ભાગ્યેજ દશેક મીનીટ થઇ હશે ત્યાં તો, અચાનક માથે વીજળી પડી હોય અને માણસ બેબાકળો ઝબકીને બેઠો થઈ જાય તેમ, સ્વામીજી બેબાકળા બેઠા થઇ ગયા અને ઉંઘવાનું કોઈ મહાપાતક તેમનાથી થઈ ગયું હોય અને ક્ષમા માગતા હોય તે રીતે બોલ્યા, "રામજી, આ શું કર્યું ? તમારૂં વિસ્મરણ કરાવી દીધું ?" ("રામજી, યહ કયા કિયા ? તુમ્હારા વિસ્મરણ કરા દિયા ?") એટલું બોલી ફરી જાપ શરૂ કર્યો. આના ઉપરથી રામનામની તેમને કેવી લગની લાગી હતી તે જોઈ શકાય છે.

## (૪) દેનાર પણ રામ, લેનાર પણ રામ.

એક દિવસ સવારે, જમ્યા પહેલાં ફળાહાર લઇને ગુફા પર જવાને બદલે, તેમના સત્સંગનો વિશેષ લાભ લેવાના હેતુથી, મગનલાલ વહેલા જમીને ફળાહાર લઇને ત્યાં ગયા અને સ્વામીજીના સાનિધ્યમાં રહી ઉચ્ચ આનંદ મેળવવા લાગ્યા. સાંજે બન્ને સાથે ગીરનારની તળેટીમાં ફરવા ગયા અને એમ આધ્યાત્મિક ચર્ચા વાર્તામાં પાછા ફરતાં સૂર્યાસ્ત થઈ ગયો.

પાછા આવતાં રસ્તામાં, રસ્તાની બાજુએ થોડે દૂર આવેલ દૂધેશ્વર મહાદેવની જગ્યામાં મહાદેવનાં દર્શન માટે ગયા. બરાબર એજ વખતે ત્યાં દીપડીયા મહારાજ આવ્યા. દીપડીયા મહારાજ એક લંગોટી પહેરતા અને છાતીથી સાથળ સુધીના ભાગમાં દીપડાનું ચામડું વીંટાળતા. તે ઉપરથી તેઓ દીપડીયા મહારાજને નામે ઓળખાતા. કેટલાક તો કહેતા કે તેઓ દીપડાનું સ્વરૂપ પણ ધારણ કરી શકતા, તેઓ જંગલમાં રહેતા અને કવચિત્ કવચિત્ આ રીતે સાધુઓની જગ્યાઓમાં આવતા. દર્શન કરીને પાછા ફરતાં સ્વામીજીએ અને દીપડીયા મહારાજે સામસામા હસીને હાથ જોડતાં

એક બીજાનો સત્કાર કર્યો અને પાસે પાસે બેઠા. મગનલાલ દીપડીયા મહારાજના ચરણમાં પડયા એટલે દીપડીયા મહારાજે તેમને સંબોધીને કહ્યું, "આવો મહાત્મા ગાંધી" ("આઇએ મહાત્મા ગાંધી.") આ રીતે સંબોધન કરવાનું કારણ મગનલાલ સમજી શકયા નહિ પરંતુ મોડું થઇ ગયેલ હોઇ, કંઇપણ વિશેષ પ્રશ્ન કર્યા વગર ઉઠયા અને જલ્દીથી બહાર નીકળી મુચુકુંદની જગ્યા તરફ પ્રયાણ કર્યું. ખાદીનાં કપડાંને લઇને પણ આ સંબોધન હોય પરંતુ એટલું તો સ્પષ્ટ થતું હતું કે મહાત્મા ગાંધીજીનું નામ ઠેઠ કાઠિયાવાડના એક ખૂણામાં આવેલ ગીરના જંગલમાં દીપડીયા મહારાજ સુધી પહોંચી ગયું હતું.

આ વખતે આઠ સાડા આઠ થયા હતા. ચાલતાં ચાલતાં મગનલાલને યાદ આવ્યું કે સાંજનું ફળાહાર લાવવાનું બાકી રહી ગયેલ છે. તેથી વાત કરતાં મગનલાલ અચાનક વચ્ચેજ થંભી ગયા. સ્વામીજીએ તુરત પૂછ્યું, "કેમ રામજી, શું છે? શું થયું?" ("કયા રામજી, કયા હૈ? કયા હુવા?") મગનલાલે ઉત્તર દીધો, 'મહારાજ" આજ સવારનો હું અહીં છું અને આપના સાનિધ્યના અને વચનામૃતના આનંદમાં સાંજનું ફળાહાર લાવવું તો હું સાવ વિસરી જ ગયો. રાતના સાડા આઠ થયા છે. અહીંથી ઘેર જઇને ફળાહાર લઈ આવતાં એક કલાક તો થશે જ અને અહીં પહોંચાડી ઘેર પાછા પહોંચતાં રાતના બારેક વાગી જશે. એટલે હવે જલ્દી ઘેર પહોંચીને ફળાહાર લઇ આવું, નહિ તો આપને ભૂખ્યા પેટે રાત કાઢવી પડશે.

સ્વામીજીએ ઉત્તર આપ્યો, "ફળાહારની અત્યારે કંઇ જરૂર નથી. અત્યારે રામદાસને ભૂખ પણ નથી. ક્યારેક કયારેક રામની ઇચ્છાથી પાણી ઉપર પણ તે દિવસ કાઢી નાંખે છે." ("રામજી,

ફળાહારકી કુછ જરૂરત નહિ હૈ. અભી રામદાસકો ભૂખ ભી નહિ હૈ. કભી કભી રામજીકી ઇચ્છાસે કેવલ જલ પીકર હી દિન કાટતા હૈ.") મગનલાલે કહ્યું, "મારી ભૂલને લઇને આપને ભૂખ્યા સૂઈ રહેવું પડે તેથી મને દુ:ખ થાય. માટે ગમે તેટલું મોડું થાય છતાં હું તો જઇને ફળાહાર લઇ આવીશ" સ્વામીજીએ કહ્યું, "રામજી, રાતના તકલીફ લેશો નહિં. સવારે ફળાહાર લઇને આવજો." (રામજી, રાતકો તકલીફ ન લેના. સવેરે ફળાહાર લેકે આ જાના") ત્યારે મગનલાલે પૂછ્યું, "અત્યારે મગનલાલ ફળાહાર લઇને ન આવે તો આપ ભૂખ્યા સૂઈ રહો એ વાત તો ચોક્કસ છે ને?" એ સાંભળી સ્વામીજીએ દૃઢ સ્વરે ઉત્તર દીધો, "શું, તમો એમ માનો છો કે મગનલાલ આપે છે અને રામદાસ ખાય છે? અને મગનલાલ ન લાવે તો રામદાસ ભૂખ્યો રહે? એવું કંઈ નથી. રામજી આપે છે અને રામદાસ ખાય છે" ("કયા, તુમ ઐસા સમજતે હો કિ મગનલાલ લાતે હૈ ઔર રામદાસ પાતા હૈ, ઔર મગનલાલ ન લાવે તો રામદાસ ભૂખ્યા રહે? ઐસા નહિ હૈ, રામજી. રામજી દેતે હૈં ઔર રામદાસ પાતા હૈ.") મગનલાલે કહ્યું, "અત્યારે તો આપનો રામજી મગનલાલ છે. મગનલાલ કંઈ ખાવાનું ન લાવે તો આપને ભૂખ્યા સુવું પડે." સ્વામીજી કહે, "હમણાં આ વાત છોડી દો. રામ શું કરે છે. તે જુઓ. જો રામદાસ અત્યારે કંઇ ખાય તો સમજવું કે રામ આપે છે અને રામદાસ ખાય છે. અને અત્યારે જો રામદાસ કંઈ ન ખાય તો સમજવું કે મગનલાલ આપે છે અને રામદાસ ખાય છે. પછી રાતના બાર વાગી ગયા હોય તો પણ આવજો અને તમારૂં લાવેલું રામદાસ ખુશીથી ખાશે."

('રામજી, અબ યહ બાત જાને દો ઔર દેખો રામજી આગે કયા કરતા હૈ. રામદાસ જો કુછ અભી ખાવે તો સમઝના

કિ રામ દેતા હૈ ઔર રામદાસ પાતા હૈ ઔર જો કુછ ન પાવે તો સમઝના કિ મગનલાલ દેતા હૈ ઔર રામદાસ પાતા હૈ. કદિ ઐસા હોવે તો રાતકો બારહ બજે આના ઔર રામદાસ મગનલાલ કા દિયા હુઆ ખાયેગા.")

આવાં ખાત્રીપૂર્ણ દઢ વચનો સાંભળી મગનલાલના મનમાં ગડભાંગ થવા લાગી. તેને થયું કે કદાચ સ્વામીજીએ સવારના બે કેળાંમાંથી એકાદ કેળું રાખી મૂકયું તો નહિ હોય? જો કે ફળાહાર સ્વામીજીએ તેની સાનિધ્યમાંજ કર્યું હતું છતાં ખાત્રી કરવા અને શું થાય છે તે જોવા મગનલાલે સ્વામીજી સાથે ગુફા સુધી જવાનો નિશ્ચય કર્યો. તે બન્ને દામોદરકુંડ પાસેના મુચુકુંદમાં જવાનાં પગથીયાં ઉતરવા લાગ્યા એટલામાંજ સડકની સામેની બાજુએ આવેલી પાસેની જગ્યાવાળા બાવાજીએ સાદ દીધો, "ઓ મહારાજજી." સ્વામીજી પાછા વળ્યા. અને મગનલાલ તરફ જોઈ કહ્યું, "ચાલો કોઈ બોલાવે છે." ("ચલિયે કોઈ બુલા રહા હૈ.") પાસે જતાં જગ્યાના મહારાજે કહ્યું, "ગામમાંથી કોઈ ભક્ત આવ્યા હતા તે આપને માટે અહીં ફળાહાર મૂકી ગયેલ છે. આપ તે લઈ જાવ. ("ગાંવસે કોઇ ભક્ત આયા થા વહ આપકે લિયે યહાં ફલાહાર રખ ગયા હૈ. આપ યહ લે જાઈએ.)" એમ કહી ફળાહાર આગળ મૂકયું. મગનલાલે જોયું તો તેમાં બેક ડઝન કેળાંની એક લુમ, પાંચેક શેર જેટલાં બટેટાં અને બશેરેક દુધ એક લોટામાં હતું. મગનલાલે પૂછ્યું, "કયારે આવ્યા હતા?" સાધુએ કહ્યું, "અરધો કલાક થયો." ("આધ ઘંટા હુઆ.") એટલે જે વખતે સ્વામીજી અને મગનલાલ વચ્ચે ઉપરની વાતચીત ચાલેલી અને સ્વામીજીએ "જુઓ રામજી શું કરે છે." ("દેખિયે, રામજી કયા કરતા હૈ.") એમ કહેલું તેજ વખતે આ ભક્ત ફળાહાર

સાથે અહિં હાજર હતા. દુધના લોટા અને ઝોળી ઉપરથી ફળાહાર આપી જનારનો પત્તો લાગશે એમ માનીને મગનલાલે પૂછ્યું, "આ લોટો કોનો છે?" સાધુએ જવાબ આપ્યો, "એનો લોટો તો તેઓ લઈ ગયા. આ લોટો તો અમારો છે." ("ઉસકા લોટા તો વહ લે ગયા. યહ લોટા તો હમારા હૈ") ફરી મગનલાલે પૂછ્યું, "આ ઝોળી?" સાધુએ કહ્યું. "ઝોળી પણ અમારી છે." ("ઝોલીભી હમારી હૈ") સ્વામીજીએ કેળાંની લુમમાંથી બે કેળાં લઇ બાકીનાં કેળાં અને બધાં બટેટાં તે મહારાજનેજ આપી દીધાં અને દુધના લોટા તરફ બતાવી મગનલાલ તરફ જોઈ "આ લઇને મારી સાથે આવો." ("યહ લે કે ચલો હમારી સાથ.") એમ કહી પાસેની ઝુંપડીમાંથી બે દિવસથી તાવમાં ભૂખ્યા પડેલ એક સાધુ પાસે ગયા અને તેના બે ખંભા પકડી બેઠા કરી કહ્યું, "રામજી તમારા માટે રામજીએ પ્રસાદ મોકલ્યો છે. ઉઠો, પી જાઓ." ("રામજી, તુમ્હારે લિયે રામજીને પ્રસાદ ભેજા હૈ. ઉઠો ઔર પીઓ.") એમ કહી દુધ સાધુને પાઈ દીધું અને ફરી મુચુકુંદમાં જવા પગથીયાં ઉતરતાં મગનલાલને કહ્યું, "આ લોટો મહારાજને પાછો દઈ આવો." ("યહ લોટા મહારાજકો વાપીસ દે આઓ.") અને હાથમાંના બે કેળાં હાથ ઉંચો કરી બતાવતાં કહ્યું "રામજી આપે છે અને રામદાસ ખાય છે. હવે રાતે આંટો ખાશો નહિ. આનંદથી સુઈ રહેજો. સવારે હંમેશ મુજબ આવજો. ("દેખો, રામજી દેતા હૈ ઔર રામદાસ પાતા હૈ. અબ રાતકો ન આના. આનંદસે સો રહેના. સવેરે આના.")

ખાસ નવાઈની વાત તો એ હતી કે ચીજો ફળાહારમાં સ્વામીજી લેતા તે ચીજોજ લાવનારે આણેલ હતી. અહીં સ્વામીજીને રાખ્યા છે તે વાતની મગનલાલના મંડળ સિવાય બીજા કોઇને ખબર ન હતી. દરરોજ મગનલાલ અને કોઇકજ વાર મગનલાલ

સાથે કાન્તિલાલ સિવાય અન્ય કોઈ અહીં ફળાહાર લઈને આવતું નહિ. એટલે આ ચમત્કારનો મનમાં વિચાર કરતાં કરતાં મગનલાલ ઘર ભણી વળ્યા. કયા ભક્તજને આ ફળાહાર આટલી મોડી રાત્રે પહોંચાડેલું તેની બીજે દિવસે મગનલાલે ખૂબ તપાસ કરી. તેના મંડળની દરેક વ્યક્તિને પૂછ્યું પરંતુ તેમને તો આ સંબંધી કંઈજ ખબર ન હતી, તેથી આપનારનો પત્તોજ ખાધો નહિં. સ્વામીજી જેવા અનન્ય રામ ભક્તની ભાળ લેનાર રામજી સિવાય બીજું કોણ હોય? આ પ્રસંગ દ્વારા સ્વામીજીએ મગનલાલની ખાત્રી કરાવી દીધી કે દેનાર રામ છે તેમ લેનાર પણ રામ જ છે.

## (૫) દ્વારકાં તરફ.

મગનલાલ આ સંત સમાગમમાં સંપૂર્ણ રીતે રત રહેતા હતા. તેમને રામદાસ સિવાય બીજો કશો વિચાર ન હતો કે બીજી કશી પ્રવૃત્તિ ન હતી. બાકીની દુનિયા તેના મનમાંથી અદૃશ્ય થઈ ગઈ હતી.

મગનલાલનાં માતાપિતા ભોળાં–સીધાં–સરળ હતાં. તેમને કોઈ બાબતમાં કંઈ ખોટું દેખાતું જ નહિ. અત્યાર સુધી તેઓ તેમને આ સંતસેવામાં અંતઃકરણપૂર્વક સહાય કરતાં હતાં અને મગનલાલ કંઈ ખોટું કરતા હોય તેવો તેમને ખ્યાલ પણ ન હતો. પરંતુ કાશીરામભાઇ સિવાયના ફળીમાં રહેતા બીજા ગૃહસ્થાએ એક રાત્રે શુદ્ધ બુદ્ધિથી આ વિષય ઉપર ચર્ચા ચલાવી અને તેમને લાગ્યું કે મગનલાલ ખોટે રસ્તે ચડી ગયેલ છે. એટલે તેમના પિતા કે જેઓ સીધા–સાદા હોઈ આ પ્રવૃત્તિનું પરિણામ સમજી શકે તેમ ન હતા તેમને તેમના હિતેચ્છુ તરીકે પરિસ્થિતિ સમજાવવા તેમણે નિર્ણય કર્યો.

આ નિર્ણય અનુસાર તેઓએ એક પછી એક મગનલાલના પિતાને, મગનલાલને સ્વામીજી પાસે જતાં અટકાવવા કહેવા માંડયું. આ કલુષિત વિચારોએ મગનલાલના માતા પિતાના શુદ્ધ વિચારોને પણ કલુષિત કર્યા અને તેઓને લાગ્યું કે તેમનો પુત્ર ખોટે રસ્તે જાય છે. તેથી મગનલાલના પિતાએ મગનલાલને સ્વામીજીનો સંગ છોડી દેવા અને પોતાના સમયોચિત કાર્ય અભ્યાસ ઉપર ધ્યાન આપવા સમજાવ્યું. પરંતુ આ શિખામણની મગનલાલ ઉપર કંઈ અસર થઈ નહિ અને તેમણે સ્વામીજી પાસે જવાનું જારી રાખ્યું એટલે કરોડે નામના વૃદ્ધ પાડોશીએ તેમને આ બાબતમાં સલાહ સૂચના આપી, પરંતુ મગનલાલે તેમની સાથે સંમત ન થતાં, જવાબ આપ્યો કે પોતે સાચા માર્ગ ઉપર છે એટલુ જ નહિં પરંતું મનુષ્યને તેના જીવનમાં ભાગ્યેજ પ્રાપ્ત થતી, અવા મહાન રામભક્તની સેવા કરવાની દુર્લભ તક તેમને સાંપડી છે.

આ સ્થિતિનું સ્વામીજીના અંતરમાં દૂર બેઠાં પણ પ્રતિબિંબ પડતું હતું. તેથી બીજે દહાડે સવારમાં મગનલાલ ફળાહાર લઈને ગયા ત્યારે સ્વામીજીએ કહ્યું, “જુઓ રામજી, અંદરથી રામનો અવાજ આવે છે કે ભાગીજા–ભાગીજા. તારા ઘરમાં ગડબડ ઉભી થઈ છે. તારી પ્રવૃત્તિને લઈને ઘરનાં બધાં દુ:ખી થાય છે. માટે હવે આ દાસને જવા દે.” (“દેખો રામજી, અંદર સે રામજી બોલતા હૈ, ભાગજા ભાગજા. તેરે ઘરમેં બહુત ગડબડ હૈ. સબ કોઇ તેરે યહાં આનેસે દુ:ખી હૈ, ઈસ લિયે અબ ઉસકો જાને દે.) પરંતુ મગનલાલ એમ માને તેમ નહતા. ઉલ્ટા સ્વામીજીને વધુ રોકવા આગ્રહ કરતાં બચાવમાં કહ્યું “આપ અહીં એકાન્તમાં રહો છો એટલે એવો ભ્રમ થાય છે. મારાં ઘરનાં બધાં માણસોની રાજીખુશીથી અને સંમતિથી હું અહીં આવું આવું છું.” ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો, રામજીનો

બીનતારી સંદેશો જુઠો હોઇ શકેજ નહિ. તમો જુઠું બોલો છો."
("રામજી કા બેતારકા સંદેશા ઝૂઠ નહિ હો સકતા. તુમ ઝૂઠ બોલતે હો.")

સાંજનું ફળાહાર પહોંચાડી ઘેર પાછા ફરતાં રાત્રે મગનલાલને એમના પિતાએ કહી દીધું કે, "જો બાવાનો સંગ નજ છોડવો હોય તો મારે ત્યાં તમારૂં સ્થાન નથી" આથી મગનલાલની સ્થિતિ નાજુક બની ગઇ. એક બાજુ પિતાની આજ્ઞા. બીજી બાજુ સંતની સેવા, આ બે ફરજમાંથી એકની પસંદગી કરવાનું તેના ઉપર આવી પડયું. બન્ને સાથે થઈ શકે તેવી સ્થિતિ રહી નહિ.

બીજે દિવસે સવારે મગનલાલ ફળાહાર લઇ હંમેશ માફક સ્વામીજી પાસે ગુફા પર ગયા. ફરીથી સ્વામીજીએ પોતાના અંતરના અવાજની વાત કરીને કહ્યું, "રામજી અંદરથી પોકારી પોકારીને કહે છે કે ભાગી જા–ભાગીજા. તારે ઘેરથી ફળાહાર આવે છે તે કોઇનું દિલ દુઃખી કરીને આવે છે. એ હવે પ્રેમની ભેટ નથી રહી માટે હવેથી તારે ઘેરથી ફળાહાર નહીં લાવતો." ('રામજી અંદરસે કહતા હૈ ચલાજા–ચલાજા તેરે ઘરસે જો ફળાહાર આતા હૈ વહ કિસિકા દિલ દુઃખી કર કે આતા હૈ. અબ યહ પ્રેમકી ભેટ નહિ રહા. ઇસ લિયે તેરે ઘરસે ફળાહાર ન લાના.") એટલે મગનલાલે પૂછ્યું, "કાન્તિલાલને ઘેરથી લાવું તો લેશો ને?" તેની તેમણે મૌન દ્વારા હા પાડી એટલે સાંજથી કાન્તિલાલને ત્યાંથી ફળાહાર લઈ જવા માંડયું પરંતુ સ્વામીજીનો અંતરનો અવાજ તો ચાલુજ રહ્યો.

તે દિવસ મગનલાલ રાત્રે ઘેર જરા મોડા આવ્યા. તેથી તેના માતા પિતાને ચિંતા પેઠી અને બધા પાડોશીઓ મળી પેલા દક્ષિણી ગૃહસ્થના યુવાન પુત્રને મગનલાલની તપાસ કરવા મોકલવાની તૈયારી કરતા હતા તેવામાંજ મગનલાલ ઘેર આવ્યા. વૃદ્ધ કરોડેએ,

બીજા બધા બેઠા હતા ત્યાં, તેમને પોતાની પાસે બોલાવી આ હઠ છોડવા ફરી સલાહ દીધી. મગનલાલે કહ્યું, "એક ખૂણામાં બેસી રામમંત્રનો જાપ કરનાર સંતની પાછળ તમો સૌ કેમ પડયા છો ? તમો નહિ માનો પણ અહિંથી બે માઈલ દૂર બેઠેલા તેઓના અંતઃકરણમાં અહીં બની રહેલા બનાવનું ચિત્ર તાદૃશ પડે છે. હવે સ્થિતિ પરાકાષ્ઠાએ પહોંચી છે. કદાચ એ સંત કાલે નહિ હોય." એટલું કહી મગનલાલ ઉભા થઈ ચાલતા થયા.

બીજે દહાડે સવારમાં નિત્યકર્મથી પરવારી મગનલાલ કાન્તિલાલને ઘેરથી ફળાહાર લઇ ગુફા પર આવ્યા. આજે નિત્યની મંત્રજાપની ધુન સંભળાતી નહતી. ગુફામાં જોયું તો સ્વામીજી આસન પર ન હતા. બીજી બધી વસ્તુઓ જેમની તેમ પડેલી હતી. અંદર અને આજુબાજુ બધે ફરીને તપાસ કરી પણ સ્વામીજી કયાંય દેખાયા નહિ. આગલી રાત્રે તેમને સલાહ આપવા મળેલી મંડળી પાસે પોતે બોલેલા શબ્દો–" કદાચ કાલે એ સંત નહિ હોય "–તેમને યાદ આવ્યા અને તે શબ્દો ખરા પડયા હોય તેમ તેમને લાગ્યું. છતાં તેમના મનનું સમાધાન થતું ન હતું. અંદરથી કોઈ તેમને કહેતું હતું કે, "સ્વામીજી તને જણાવ્યા વગર જાય નહિ." તેથી સ્વામીજી જગ્યાની બહાર કયાંય ગયા છે કે જૂનાગઢ છોડી ગયા છે તેની તેમને ખાત્રી કરવી હતી પરંતુ ખાત્રી આપનાર કોઈ ત્યાં હતું નહિ. સ્વામીજી સ્નાન સિવાય બીજા કોઈ કારણસર કયારેય પોતાની ઇચ્છાથી આસન છોડતા નહિ. અને સ્નાન પણ પરોઢીયું થયા પહેલાંજ પતાવી લેતા. છતાં કોઈ કારણસર આજે મોડું થયું હોય તેમ માનીને દામોદરકુંડ તથા મરઘીકુંડ ઉપર જઇને જોયું. પરંતુ સ્વામીજી દેખાયા નહિ એટલે નિરાશ થઈને પાછા ફર્યા અને મુચુકુંદના મુખ્ય પ્રવેશ દ્વારની બહાર ઓટલા ઉપર સ્વામીજીની રાહ જોતા બેઠા.

રામમંત્રના જાપ સાથે આ રીતે એક કલાક બેઠા પછી સ્વામીજી માટે ફળાહાર લાવેલા તેમાંથી થોડો સ્વામીજીનો પ્રસાદ માની ખાવાની અંદરથી પ્રેરણા થઈ અને થોડો પ્રસાદ ખાધો કે તુરત જ અંદર જવાની સ્ફુરણા થઈ. કોઈ અદૃશ્ય બળ તેમને અંદર ધસડી ગયું અને સ્વામીજીના આસન પર તેમને ખડા કરી દીધા. ત્યાં ઉભતાંની સાથેજ યંત્રવત્ તેમનું ડોકું ઉંચું થયું અને અદ્ધર બારીની લોઢાની જાળીના ગોળ બાંકામાં ખોસેલી એક કાગળની ટીપણી ઉપર તેમની નજર પડી. અંગુઠા ઉપર ઉભા રહી તે કાગળનું ભુંગળું તેમણે ખેંચી કાઢયું અને ખોલીને જોતાં તેમાંથી સ્વામીજીના હસ્તાક્ષરની એક ચીઠ્ઠી નીકળી જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

તા. ૧૪–૧૦–૨૩.

મારા વ્હાલા મગનલાલ અને કાન્તિલાલ,

શ્રી રામના તમારા ઉપર આશીર્વાદ ઉતરો. આ સ્થાન છોડવા તથા દ્વારકા તરફ પ્રયાણ કરવા શ્રી રામ તરફથી રામદાસને ચોક્કસ આદેશ મળી ગયો છે. તેથી રાતની ગાડીમાં તે જૂનાગઢ છોડી જાય છે. શ્રી રામની દયા અને પ્રેમ ખરેજ અપાર છે. અન્ય મિત્રોના સાનિધ્યમાં તમને અનેકવાર જે દશ દુર્ગુણોનું સૂચન કર્યું છે, તેને છોડવા તમો બન્ને પ્રયત્ન કરો એટલું રામદાસ માગે છે. નમ્રતા, પ્રેમ અને સેવાને તમારૂં જીવનસૂત્ર બનાવજો. આ ગુણો પ્રાપ્ત કરવા માટેનું બળ તમોને શ્રીરામ જે સર્વ શક્તિમાન, પ્રેમમય અને દયાળુ છે તે આપશે. આવા રામનું સ્મરણ તમો નિત્ય ચાલુ રાખશો. જ્યારે શ્રીરામનો હુકમ થશે ત્યારે રામદાસ ભવિષ્યમાં તમારા પર પત્ર લખશે. ૐ શ્રીરામ, જય રામ, જય જય રામ.

**રામદાસ.**

[ D/. 14th. October 1923.

My dear Maganlal and Kantilal,

May the blessings of Shri Rama be upon you all. Ramdas has received a definite command from Shri Rama to leave this place and proceed to Dwarka. So he leaves Junagadh by night train. Rama's kindness and mercy is indeed very great. Ramdas desires both of you to try your best to avoid the ten evils he has more than once pointed out to you in the company of other friends. Let humility, love and service be the key-notes of your life. To attain these qualities, strength will come to you from Shri-Rama whom you should always remember as a all powerful being, full of love-full of kindness-full of mercy. May Shri Rama bless you all. Whenever Shri Rama bids Ramdas will write to you in future. Om Shri Rama, Jai Rama, Jai Jai Rama.

Ramdas. ]

ઓટા ઉપરથી અંદર ખેંચાઈને જતી વખત કોઈ અદૃશ્ય બળ કામ કરી રહ્યું છે તેવું મગનલાલને સ્પષ્ટ ભાન થયું હતું. તે અદૃશ્ય બળને આધીન થઈને તેનું શરીર યંત્રવત્ ધસડાયું હતું. ચીઠ્ઠી એવી રીતે મૂકવામાં આવી હતી કે આ અદૃશ્ય બળની સહાય વિના તે હાથમાં આવી જ શકી ન હોત. સ્વામી-જીને પોતાના જૂનાગઢ છોડયાના સમાચાર મગનલાલને આપવા

હતા અને તે આમ અગમ્ય રીતે ચીઠ્ઠી તેમના હાથમાં મૂકીને તેમણે આપ્યા.

ગઈ રાત્રે પોતાના ગયા પછી સ્વામીજી જૂનાગઢ છોડી દ્વારેકા જવા ઉપડી ગયા એ વાતની આ પત્ર વાંચતાં મગનલાલની ખાત્રી થઇ. તેના હૃદયને સખ્ત આઘાત થયો. પગ ભાંગી ગયા. બહાર આવી ફરી ઓટા ઉપર બેસી ગયા. થોડીવાર પછી બાકીનું ફળાહાર લઈ ગામ તરફ ચાલ્યા. પરંતુ પગમાં શક્તિ ન હતી અને રસ્તો ખૂટતો નહોતો. દરરોજ આવતાં જતાં રામમંત્રના જાપ સાથે રસ્તો કયારે કપાઇ જતો તેની તેમને ખબર પડતી નહતી. તેમને સ્વામીજી સિવાય બીજી બધી બાબતો ન હતી જેવી થઈ ગયેલ. આજે પહેલીજ વાર તેમને રસ્તાની ખરી લંબાઈનો ખ્યાલ આવ્યો. સીધા પોતાને ઘેર જવાને બદલે કાન્તિલાલને ઘેર આવ્યા.

આ વખતે કાન્તિલાલ અને તેમના પિતા ભોજન લેવા બેઠા હતા. મગનલાલને ફળાહાર સહિત પાછા આવેલ જોઈ કાન્તિલાલના પિતાએ પૂછ્યું, " ફળાહાર કેમ પાછું લાવ્યા ? " મગનલાલે વિચાર્યું કે જો અત્યારે ખરી વાત કહીશ તો બન્નેનું ભોજન બગડશે. એટલે ટુંકો જવાબ આપ્યો કે, " સ્વામીજીએ પ્રસાદ તરીકે થોડું પાછું મોકલ્યું છે." એટલે કાન્તિલાલના પિતાએ કહ્યું, " પહેલાં પ્રસાદ આપ પ્રસાદ લઈને ભોજનની શરૂઆત કરીએ."

ભોજન પુરૂં થયા બાદ મગનલાલે ખરી હકીકત જણાવી. પરંતુ તેમના માનવામાં ન આવી એટલે મગનલાલે પેલી ચીઠ્ઠી આપી. ચીઠ્ઠી વાંચતાં જ બન્નેને ખૂબ દુઃખ અને ખેદ થયો. એ સૌની ઇચ્છા હતી કે સ્વામીજી જ્યારે જૂનાગઢથી પ્રયાણ કરે ત્યારે ફુલાહાર ઈત્યાદી અર્પણ કરી, ટિકીટ કપાવી દઇ સ્નેહભીની વિદાય દઇશું. પણ એ હોંશ એમની સૌની મનમાં જ રહી ગઇ. આમ સ્વામીજી

મુચુકુંદની ગુફામાં પંદરેક દિવસનો વાસ કરી અચાનક જૂનાગઢ છોડી ગયા.

કાશીરામભાઇને પણ સ્વામીજીની વિદાયની વાત મગનલાલ તરફથી કહેવામાં આવી ત્યારે તેમને સવિશેષ દુઃખ થયું; કેમકે તેઓની સ્વામીજી તરફ અનન્ય ભક્તિ હતી અને વધારામાં છેલ્લાં પંદર દિવસથી એટલે કે સ્વામીજી મુચુકુંદમાં ગયા ત્યારથી તેઓએ જૂનાગઢ છોડ્યું ત્યાં સુધી, તેમને સ્વામીજીનાં દર્શન પણ થયાં ન હતાં. વૃદ્ધાવસ્થાને લઈને તેઓ મુચુકુંદ સુધી જઈ શકેલ નહિ એટલે તેમની છેલ્લાં દર્શનની ઇચ્છા પણ અધુરી રહી ગઈ.

કાશીરામભાઈએ મગનલાલનું ધૂણીની ભસ્મ તરફ લક્ષ ખેંચતાં કહ્યું, "સ્વામીજીએ અખંડ રામ સ્મરણ ધૂણી પાસે બેસીને કર્યું છે એટલે તે ભસ્મની મહત્તા કોઈ પણ મોટામાં મોટા યજ્ઞની ભસ્મ કરતાં પણ વિશેષ છે; માટે મુચુકુંદ જઇ બધી ભસ્મ ધૂણીમાંથી લઇ આવો." આ સૂચનાનુસાર મગનલાલ બીજે દિવસે મુચુકુંદ જપ ધૂણીમાંની બધી ભસ્મ પોટલું બાંધીને લઇ આવ્યા અને સ્વામીજીના સંસર્ગમાં આવનાર દરેકને તેમાંથી થોડી પ્રસાદ તરીકે આપી. એટલું જ નહિ પરંતુ ત્યાર પછીનાં વર્ષોમાં પણ સ્વામીજીના પર્યટન દરમ્યાન જુદે જુદે સ્થળે તેમના સંસર્ગમાં આવનાર અનેક ભકતોને આ ભસ્મ મોકલાવેલ.

આ અદ્‌ભુત સાધુચરિત રામ-ભક્ત મહાત્માજીના ચમત્કારિક પ્રસંગોનો મગનલાલને સચોટ અનુભવ થયો હતો. કશાજ વિવાદ કે વાતચીત વિના કેવળ શ્રીરામ પર ભરૂસો મૂકી ચિંતા છોડી દેવાનું કહેતાં જ તેમને શ્રીરામના સહાય કેમ પ્રાપ્ત થયેલી તે ઉપરના પ્રસંગો પરથી વાચક વર્ગ સહજ જોઈ શકશે. આવા સંત પુરૂષના વિયોગથી મગનલાલને દુઃખ તો થયું જ પણ તેમણે પત્રમાં જે અમૂલ્ય

આદેશ આપ્યો હતો તે પર મન દૃઢ કરી તે આચરણમાં મૂકવાના પ્રયત્નમાં લાગી જઈ સંતોષ પામ્યા.

જૂનાગઢથી ઉપડી સુદામાપુરી–પોરબંદર થઇ દ્વારકા અને બેટ શંખોદ્ધારની તેમણે યાત્રા કરી. અને ત્યાંથી નીકળી સીધા તેઓ મુંબઈ ગયા. ત્યાં ચારેક દિવસ રહી નાસીક–ત્ર્યંબક થઈ પંઢરપુર ગયા. ત્યાંથી હુબલી સિદ્ધારૂઢ સ્વામીના મઠમાં આવ્યા. એ સર્વ યાત્રાનું વર્ણન "ઇશ્વરની શોધમાં" નામના પોતાના પુસ્તકમાં સ્વામીજીએ આપેલુંજ છે.

સ્વામીજીએ જુનાગઢ છોડતી વખતે મૂકેલ ચીઠ્ઠીમાં જણાવ્યા પ્રમાણે તેઓનો પહેલો પત્ર મગનલાલ ઉપર બીજાપુરથી આવ્યો. તેમના પ્રવાસનો ઇતિહાસ તેમનાજ શબ્દોમાં આપવા તે પત્ર આ નીચે આપ્યો છે:—

બીજાપુર,

મારા વ્હાલા ભાઈ, તા. ૨૩–૧૧–૨૩.

શ્રી રામના તમારા બધા ઉપર આશીર્વાદ હો. હે રામ ! તમે કેવા દયાળુ છો ! તમે કેવા પ્રેમાળ છો ! બધો મહિમા તમારો છે. રામ મને સુદામાપુરી, દ્વારકા, મુંબઈ, નાસીક, તપોવન, ત્ર્યંબકેશ્વર અને પંઢરપુર લઈ ગયા અને પંઢરપુરથી હુબલીના મહાન સંત શ્રી સિદ્ધારૂઢ સ્વામીના દર્શન માટે લઈ જવાને અહીં બીજાપુર લાવેલ છે. ૐ શ્રીરામ. ૐ શ્રીરામ.

હે રામ ! તમે સત્ય સ્વરૂપ છો. તમે પ્રેમ સ્વરૂપ છો. તમે સર્વસ્વ છો. ૐ શ્રીરામ. ૐ શ્રીરામ. હે મિત્રો ! ઉજ્જવળ રામના નામનું ધ્યાન કરો. સર્વ પ્રત્યે દયા રાખો. રામના અમર્યાદ પ્રેમરૂપી પ્રકાશમાં હંમેશાં સ્નાન કરો. ૐ શ્રીરામ. ભગવાન શ્રીરામ તમારા સર્વનું કલ્યાણ કરો.

**રામદાસ.**

૫૬

[ Bijapur.
D/. 23rd. November 1923.

My dear brother,

May the blessings of Shri Rama be upon you all there. O Rama ! how kind you are–how loving you are ! All glory to thee. Rama took me to Sudamapuri, Dwarka, Bombay, Nasik, Tapovan, Trimbkeswar, Pandharpur, and from Pandharpur Rama has brought his humble slave to this place on the way to Hubli where Rama takes me for the Darshan of a great Mahatma Shri Siddharudh Swami. Om Shri Rama. Om Shri Rama. O Rama ! Thou art Truth–Thou art love–Thou art all in all. Om Shri Rama. Om Shri Rama. O friends ! meditate on the glorious name Rama. Be kind to all. Always bask in the sunshine of Rama's unlimited love. Om Shri Rama. May God Rama bless you all.

Ramdas. ]

---

## પ્રકરણ ૨ જું

### —:પૂર્વ જીવન:.—

સ્વામીજીના જૂનાગઢના વાસ દરમ્યાન અને ત્યાર પછીના સહવાસથી જે કેટલીક હકીકત તેમની પાસેથી સાંભળવા મળેલી તે પરથી સ્વામીજીનો ટૂંક પૂર્વ વૃત્તાંત આપવા અહીં પ્રયાસ કર્યો છે.

સ્વામી રામદાસનો જન્મ દક્ષિણ કાનડા જીલ્લામાં, કાસરગોડ તાલુકામાં, મેંગલોરથી ૪૫ માઈલ દક્ષિણે, અરબી સમુદ્રને કિનારે આવેલ હોસદુર્ગ નામના ગામમાં, વિ. સં. ૧૯૪૦ના ચૈત્ર શુદ પૂર્ણિમા તા. ૧૦ મી એપ્રીલ ૧૮૮૪ ના રોજ મધ્ય રાત્રિએ, સારસ્વત બ્રાહ્મણ માતા પિતાના ઘરમાં થયો હતો. આ ગામ એસ. આઈ. રેલ્વે ઉપર આવેલું છે. પરંતુ રેલ્વે સ્ટેશન કન્હન-ગઢના નામે ઓળખાય છે. અત્યારનો 'આનંદાશ્રમ'-સ્વામીજીનું હાલનું નિવાસ સ્થાન-આ ગામથી ૨½ માઈલ દૂર આવેલો છે.

પરમ પવિત્ર, જીતેન્દ્રિય, શ્રેષ્ઠ બુદ્ધિમાન, વાયુપુત્ર, વાનર સેનાનાયક, રામદૂત શ્રી હનુમાનનો જન્મ પણ એજ પવિત્ર તિથિના દિવસે થયો હતો. એથી કેટલાક શ્રદ્ધાળુ ભક્તો સ્વામી રામદાસને હનુમાનનો અવતારજ માને છે અને શ્રી રામની પરમ ભક્તિ અને સેવામાં મસ્ત સ્વામીજી એ ઉપમાને સંપૂર્ણ યોગ્યજ છે એવી તેમના સત્સમાગમમાં આવનાર દરેક સજ્જનની ખાત્રી થઇ છે.

તેમના પિતાનું નામ શ્રી બાલકૃષ્ણરાવ અને માતાનું નામ લલિતાદેવી હતું. આ પવિત્ર જોડાનું જીવન બીજાને આદર્શરૂપ થઈ પડે તેવું હતું. તેઓ બન્નેનું, ઘરની દરેક વ્યક્તિ અને બહારથી આવતા મહેમાનોની નિષ્કામ ભાવે સેવા કરવી એ જીવન ધ્યેય હતું. એ વખતે મદ્રાસથી કોનાકોર સુધીજ આગગાડી દોડતી એટલે મેંગલોરથી આવતા જતા લોકોને હોસ ્ગ મુકામ કરવો પડતો અને આવા લોકોનો પ્રેમપૂર્વક સત્કાર બાલકૃષ્ણરાવને ત્યાં થતો. ભાગ્યેજ કોઈ દિવસ એવો જતો કે જયારે તેમને ત્યાં એક બે મહેમાનો ન હોય. બાલકૃષ્ણરાવને ટૂંકા પગારમાં કુટુંબનો પણ નિભાવ કરવો મુશ્કેલ થઈ પડતો છતાં આવતા મહેમાનોની આનંદ સાથે સેવા સુશ્રૂષા થતી.

પતિ-પત્ની બન્ને ધાર્મિકવૃત્તિનાં હતાં. તેમના ઈષ્ટ દેવ પંઢરપુરના વિઠોબા હતા. રોજ રાત્રે તેમના ઘેર ભજન કીર્તન થતાં અને છેવટે રામનામની ધૂન લેવાતી હતી. આ ભક્તિભાવ ભર્યા ઈષ્ટદેવના સંકીર્તન બાદ બાલકૃષ્ણરાવ પેલું પ્રખ્યાત મરાઠી પદ "બુડલો ભવસાગરી, વિઠોબા, તારીરે દયાળા, તારીરે કૃપાળા" ગાતા.

ઈશ્વર કૃપાથી તેમને દશ પુત્રો અને ત્રણ પુત્રીઓ થયાં હતાં. તેમાં છઠ્ઠા વિઠ્ઠલરાવ હતા. પોતાના ઈષ્ટદેવતાના નામ ઉપરથી આ પુત્રનું નામ વિઠ્ઠલરાવ રાખ્યું હતું.

આવા ભક્તિભાવ ભીના કુટુંબમાં ઉછરેલ બાળકમાં સ્વાભાવિક જ ધાર્મિક સંસ્કારનો ઉદય થાય છે. ભગવત્ ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કે **शूचिनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते।** પૂર્વભવનો અધુરો રહેલ યોગ પૂરો કરવા યોગ્યભ્રષ્ટનો જન્મ પવિત્ર, સારા ગુણવાન પુરૂષને ત્યાંજ થાય છે. એથી નાના વિઠ્ઠલરાવ આવું સંસ્કાર સિંચન પામી મોટા થવા લાગ્યા. તેમનું શરીર નિરોગી હતું. સ્વભાવ આનંદી હતો ભય

શું તે તેઓ જાણતા જ નહિ. રમત ગમતનો બહુ શોખ હતો. વાંદરાની માફક ઝાડ પર ચડી એક ડાળથી બીજી ડાળ પર કુદકા મારતાં તેઓ કદી થાકતા જ નહિ. નાળીએરીની ઉંચી ટોચ પર ચડી ત્યાંથી પાછા સલામત નીચે ઉતરી આવવાની રમત તેમને બહુ પસંદ હતી. આમ બાળપણમાં શરીરને ખૂબ કસરત મળેલ.

૭ વર્ષની વયે તેમને હોસદુર્ગની પ્રાથમિક શાળામાં મૂકવામાં આવ્યા. ત્યાં અભ્યાસ પૂર્ણ થયા બાદ માધ્યમિક શિક્ષણ માટે મેંગ્લોરની મીશન હાઈસ્કુલમાં દાખલ કરવામાં આવ્યા. હોસદુર્ગથી મેંગલોર ૪૫ માઇલ છે. એ વેળા મેંગલોર સુધી રેલ્વે લાઇન બંધાયેલી ન હતી. નિશાળમાં પડતી રજાઓ દરમ્યાન એક પ્રસંગે આ આખું અંતર વિઠ્ઠલરાવે પગપાળા કાપેલ. શાળાના નિયમિત અભ્યાસક્રમ પર તેમનું ચિત્ત બહુ ચોંટતું નહિ. સાહિત્ય વાંચન પ્રત્યે તેમને વધુ પ્રેમ હતો. ખાસ કરીને શેકસપીઅરનાં નાટકો તેઓ ઘણીવાર વાંચતા. અન્ય અંગ્રેજ ગ્રંથકારોનાં પુસ્તકો પણ તેમણે ઘણાં વાંચેલાં. ચિત્ર કળા ઉપર તેમનો હાથ બેસતો જતો હતો. કોઈ કોઇવાર વર્ગમાં બેઠા બેઠા પોતાના શિક્ષકોનાં ચિત્રો પણ દોરતા. શાળામાં ભજવાતા નાટય પ્રયોગોમાં પણ તેઓ ભાગ લેતા. એક વાર રજા દરમ્યાન તેમના ગામમાં મિત્રોએ મળીને શિવાજી મહારાજનું નાટક ભજવેલ. તેમાં વિઠ્ઠલરાવ પણ ઉતર્યા હતા. શિવાજીના ગુરૂ સમર્થ રામદાસનું પાત્ર વિઠ્ઠલરાવને ભજવવાનું હતું. આ વસ્તુ તેમના ભાવી જીવનની કેટલી સૂચક બની તેની વાચક વર્ગને તેમનાં પુસ્તકો જોતાં ખાત્રી થશે.

મેંગલોર મીશન હાઇસ્કુલમાં તેમણે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો, પરંતુ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા નહિ એટલે અભ્યાસ છોડી ઘેર આવ્યા. તેમનો વિચાર હવે નોકરી માટે મુંબઈ જવાનો હતો. પરંતુ આટલી નાની ઉંમરે નોકરી માટે મુંબઇ મોકલવા

તેમનાં માતા પિતા તૈયાર ન હતાં એટલે તેમણે મદ્રાસની આર્ટ સ્કુલમાં દાખલ થઇ ચિત્રકળા અને શિલ્પ કામનો અભ્યાસક્રમ લીધો. પરંતુ આ અભ્યાસક્રમ સાત વર્ષનો હતો અને આવો લાંબો અભ્યાસક્રમ પૂરો થયા પછી પણ આ ધંધામાં કોઈ ઉજ્જવળ કારકીર્દી જેવું ન હતું. તેથી આવો અભ્યાસ ચાલુ રાખવા તેમનો વિચાર ન હતો. એટલામાં એક ગૃહસ્થ તરફથી વિકટોરીયા ટેકનીકલ ઈન્સ્ટીટયુટ–મુંબઈમાં અભ્યાસ કરવા ઇચ્છતા જ્ઞાતિના બે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવાનું નક્કી થયું અને સદ્ભાગ્યે વિઠ્ઠલરાવની તેમાંના એક તરીકે પસંદગી થઈ.

તેઓ મુંબઇ આવ્યા. પરંતુ અહીં આવ્યા પછી તેમને ખબર પડી કે ઇલેકટ્રીકલ અને મીકેનીકલ એન્જીનીઅરીંગના અભ્યાસક્રમ માટેની બધી જગ્યાઓ પૂરાઈ ગઈ હતી. એટલે તેઓનો ટેકસટાઇલ એન્જીનીઅરીંગનો કોર્સ લેવો પડયો. અહીં ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરી, ડીપ્લોમા મેળવી, તેઓ મદ્રાસ તેમના ભાઈ સીતારામરાવને ત્યાં પાછા ફર્યા.

આ વખતે સીતારામરાવે હાથ વણાટનું અને સાબુ બનાવવાનું કારખાને કાઢયું હતું. વિઠ્ઠલરાવ આ કારખાનામાં જોડાયા અને પોતાના જ્ઞાનથી તેને વ્યવસ્થિત કર્યું. પરંતુ તેમનું જ્ઞાન આ હાથ ઉદ્યોગ કરતાં મીલ ઉદ્યોગમાં વધારે કામ આવે તેવું હતું એટલે તેઓ ગુલબર્ગાની સુતરાઉ કાપડની મીલમાં સ્પિનીંગ માસ્તર તરીકે દાખલ થયા.

અહીં નોકરીમાં જોડાયા પહેલાં તેમને તેમના પિતા તરફથી લગ્ન સંબંધી તેમની ઈચ્છા જણાવવા પૂછવામાં આવ્યું હતું. તેનો તેમણે નકારમાં જવાબ આપ્યો હતો. અહીં નોકરીમાં જોડાયા પછી ત્રણ ચાર મહિને તેમને તેમના આશ્ચર્ય વચ્ચે પિતા

તરફથી નક્કી કરેલ લગ્નના તારથી ખબર મળ્યા. આ બધું માતાપિતાએ નક્કી કરી નાખ્યું હતું એટલે હવે વિઠ્ઠલરાવને પોતાની સંમતિજ આપવાની હતી. થોડો વખત તેઓ સંમતિ આપવામાં ઢચુપચુ રહ્યા. પરંતુ જ્યારે આટલી હદે વાત પહોંચી હતી અને લગ્નની તારીખ પણ નક્કી થઈ ગઇ હતી ત્યારે નકાર કરીને માતાપિતાને આઘાત પહોંચાડવાનું અને તેમને મોઢું સંતાડવું પડે તેવી સ્થિતિમાં મૂકવાનું તેમને રૂચ્યું નહિ એટલે તેમણે તારથી સંમતિ આપી.

આ રીતે સને ૧૯૦૮ માં તેમનાં લગ્ન થયાં. તેમનાં પત્નીનું નામ ઉમાબાઈ હતું. પરંતુ સારસ્વત જ્ઞાતિના રિવાજ મુજબ શ્વસુરગૃહે તેમનું નામ રૂકમાબાઈ રાખવામાં આવ્યું હતું. તેમના પત્નીની વૃત્તિ ધાર્મિક હતી. પરંતુ આ ધાર્મિકતામાં રૂઢિચૂસ્તપણું અને અંધશ્રદ્ધા હતી. વિઠ્ઠલરાવ ધાર્મિક વિચારોમાં અર્વાચીન હતા. એટલે બન્ને સામસામ છેડે હતાં. આને લઇને મતભેદોના પ્રસંગો ખૂબ ઉપસ્થિત થતા છતાં રૂકમાબાઇ પતિ તરફના માનને કારણે તેમના પતિના વિચારો સાથે એકમત થતાં.

તે પછી તેમણે અનુક્રમે ગડગ, ક્વીલોન, મદ્રાસ, કોઈમ્બતુર, અમદાવાદ, નડીયાદ ઈત્યાદી સ્થળોની કાપડની મીલોમાં કામ કર્યું હતું. દરેક સ્થળે પોતાના હાથ નીચેના તેમજ સંબંધમાં આવતાં માણસો સાથે પ્રેમ ભાવથી વર્તતા અને તેથી દરેકની ચાહના મેળવતા.

સને ૧૯૧૬ માં તેમને ત્યાં પુત્રીનો જન્મ થયો. આ પુત્રીનું નામ રમાબાઈ રાખવામાં આવ્યું હતું.

આ બધી નોકરી દરમ્યાનનો કાળ પૂરી કઠણાઇનો કાળ હતો. ક્રૂર વિધિ તેમને કોઈ સ્થળે સ્થિર થવા દેતી ન હતી. પરંતુ વિધિની આ ક્રૂરતામાં જ ઈશ્વરની કૃપા :અને આશીર્વાદ સમાયાં

હતાં કેમકે આ રીતે વિધિ તેમને તેમના ખરા ધ્યેય તરફ લઈ જતી હતી.

નડીઆદથી તેઓ મુંબઇ આવ્યા. હવે આ રીતે ગુજરાન માટે નોકરીની શોધમાં આથડવાનો તેમને કંટાળો આવ્યો હતો. આ વખતે તેમના સસરાનો પત્ર આવ્યો અને તેઓ મેંગલોર જઈ તેમના સસરા સાથે કાપડના ધંધામાં જોડાયા. પરંતુ ધંધો ચલાવવાની રીતો અને ધંધામાં આવતી આંટી-ઘુંટીના ઉકેલની રીતો તેમને તેમના સ્વભાવથી વિરૂદ્ધ લાગી એટલે તેઓ તેમના સસરાથી છુટા પડયા.

હવે વિઠ્ઠલરાવે નાના પાયા ઉપર પોતાનો જ રંગવા તથા છાપવાનો ધંધો શરૂ કર્યો. આ ધંધાની શરૂઆતમાં જ તેમનાં પત્નીને શીતળા નીકળ્યાં અને પુત્રીને મોટી ઉધરસ થઇ આવી. તેમની બન્નેની પથારી પાસે વિઠ્ઠલરાવને દિવસ રાત રહેવું પડતું હતું. થોડા સમય પછી પુત્રીને આરામ થયો પરંતુ તેમનાં પત્નીની સ્થિતિ વધારે ને વધારે ખરાબ થતી ગઈ અને તે એટલે સુધી કે તેમના જીવનનો અંત નજીક દેખાયો. વિઠ્ઠલરાવ આ ચિંતા અને ઉપાધિથી એકદમ થાકી ગયા હતા. બીજો કોઈ ઉપાય ન દેખાતાં આમાંથી ઉગારવા તેમણે અંતઃકરણપૂર્વક અશ્રુપૂર્ણ નયને પ્રભુને પ્રાર્થના કરી. ઈશ્વરે તેમની પ્રાર્થના સાંભળી અને તે દિવસથી તેમનાં પત્નીની તબીયત ત્વરિત ગતિએ સુધરવા માંડી.

આ પ્રસંગ પછી તેમની જીવન તરફની દૃષ્ટિ બદલાઈ ગઈ. દુન્યવી પદાર્થો તરફ તેઓ વિરક્તિથી જોવા લાગ્યા. જે કોઈ સાથે પ્રસંગ પડે તેની સાથે પ્રભુ અને સંતો સંબંધી જ વાતો કરવા લાગ્યા.

ધંધો સારો ચાલવા લાગ્યો એટલે તે માટે મોટું મકાન લીધું અને બજારમાં દુકાન પણ ખોલી. આ ધંધામાં બીજા બે

જણા પણ ભાગીદાર તરીકે જોડાયા અને નવા ધંધાનું "શ્રી સીતારામ વિઠ્ઠલ કંપની" નામ રાખ્યું.

પરંતુ વિઠ્ઠલરાવ પ્રકૃતિથી જ ધંધાદારી થવાને સર્જાયા ન હતા, કારીગરોને જે દર આપવામાં આવતા હતા તે તેવાજ કામના બીજા કારીગરોને મળતા દર કરતાં વધારે હતા. કંપનીની આર્થિક સ્થિતિનો ખ્યાલ કર્યા વગર કારીગરોના દર અને નોકરીઆતોના પગાર અવાર નવાર વધારી આપવામાં આવતા હતા. આને લઈને ધીમે ધીમે ઉધાર પાસું વધવા માંડયું.

આવી સ્થિતિને લઈને બન્ને ભાગીદારો એક પછી એક છૂટા થયા, છતાં વિઠ્ઠલરાવે હિંમત હાર્યા વગર કામ ચલાવ્યે રાખ્યું ધંધાની આવી સ્થિતિ હોવા છતાં પણ ધંધાના સમય બાદ તેઓ આનંદી અને નિશ્ચિત દેખાતા. આનું કારણ એ હતું કે વિઠ્ઠલરાવને અનાસક્ત પણે દરેક વસ્તુ તરફ જોવાની કુદરતી બક્ષીસ હતી. તેઓ વર્તમાનમાં જ રહેતા અને. બીજા દિવસોની ચિંતા ઈશ્વર ઉપર છોડી દેતા.

આ બધા સંયોગો વિઠ્ઠલરાવનો વૈરાગ્ય અને ઈશ્વરપ્રેમ દૃઢ કરવામાં ધીમે ધીમે મદદ કરતા હતા. દરરોજ રાત્રે તેઓ તેમના ભાઈ સીતારામરાવને ત્યાં ભજનમાં જતા અને ભજન વખતે પોતાની જાતને વીસરીને ધ્યાનમગ્ન થઈ જતા. આ વખતે તેમણે રામકૃષ્ણ પરમહંસના ઉપદેશો તથા સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થનાં પુસ્તકો તેમજ યોગવાશિષ્ઠ જેવાં બીજાં ધાર્મિક પુસ્તકો વાંચવા માંડયાં અને આ વખતથી જ તેમણે રામનામનો સતત જાપ શરૂ કર્યો. કામ કરતાં અને રસ્તે ચાલતાં પણ જાપ ચાલુ રહેતો.

"શ્રી સીતારામ વિઠ્ઠલ કંપની" વધારે ને વધારે કરજમાં ડૂબતી ગઈ અને લેણદારો લેણું પતાવવા તેમને દબાણ કરવા

માંડયા. પરંતુ તેમની સ્થિતિ એવી હતી કે ઈશ્વર સિવાય કોઈ ઉગારી શકે તેમ ન હતું. કોઈ ઇશ્વરી ચમત્કાર થાય તોજ ઉગરી શકે તેમ હતું,

ગીતામાં કહ્યું છે કે

**अनन्याश्चितयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

વિઠ્ઠલરાવે રામનું અનન્ય શરણુ લીધું હતું. એટલે ગીતામાં આપેલ વચન પ્રમાણે પ્રભુને તેને ઉગાર્યા સિવાય છુટકો ન હતો. અને ખરેખર અદ્ભુત રીતે પ્રભુએ તેમને આ સ્થિતિમાંથી ઉગારી લીધા.

એક દિવસ એક ગૃહસ્થ વિઠ્ઠલરાવને તેના કારખાને મળવા આવ્યા. આવનાર ગૃહસ્થ મેંગલોરના એક સ્થિતિસંપન્ન વકીલ હતા. મહાત્મા ગાંધીજીના અસહકારના આદેશને માન આપીને તેમણે હમણાં જ વકીલાતનો ધંધો છોડયો હતો. વિઠ્ઠલરાવને જોતાં જ તેમને તેમના તરફ ખૂબ ભાવ પેદા થયો અને વાતચીતમાં તેમણે તેમની સાથે આ ધંધામાં જોડાવા ઈચ્છા બતાવી. વિઠ્ઠલરાવે તેમની પાસે ધંધાની ખરી પરિસ્થિતિ રજુ કરી અને કહ્યું કે આવી સ્થિતિમાં તેની સાથે ધંધામાં જોડાવું તે તેની પોતાની સાથે ખાડામાં ઉતરવા બરાબર હતું. પરંતુ આ વકીલ ગૃહસ્થને આ વાતની કંઇ અસર થઈ નહિ અને તેઓ આવી સ્થિતિ જાણ્યા છતાં ભાગીદાર તરીકે જોડાયા.

ભાગીદારીમાં જોડાયા પછી તેમણે કંપનીને કરજ મુક્ત કરી એટલું જ નહી પરંતુ મોટી મૂડી રોકી ખાદીનું કારખાનું અને તેના માટેનું શેડ ઉભું કર્યું. આ રીતે રંગ કામની સાથોસાથ વણાટકામ કામ પણ શરૂ થયું.

વિઠ્ઠલરાવને ઘેર પણ કોઇ ચીજનો અભાવ કે મુંઝવણ ન રહે તે તરફ પણ તેઓ લક્ષ આપતા.

પરંતુ આ સમયે વિઠ્ઠલરાવનું મન સંસારમાંથી ઉપરામ પામવાની વૃત્તિ તરફ વળતું જતું હતું તેથી ધંધામાં પુરૂં ધ્યાન ચોંટતું નહિ. વૈરાગ્યની ભાવના તીવ્ર થવા માંડી. ભગવાન રામના નામની ધૂનની લગની લાગી. એવામાં જ્ઞાનેશ્વરી ગીતાના ૧૪ મા અધ્યાયનું ભાષાન્તર તેમના હાથમાં આવ્યું. તે વાંચતાં પોતાના જીવનનું ધ્યેય શું છે તેનું માર્ગદર્શન તેમને મળ્યું અને ત્રણ ગુણની સાચી સમજથીજ અંતઃકરણની ખરી શાન્તિ પ્રાપ્ત થઇ શકે છે તે સચોટ સમજાયું. આ જ્ઞાનને માત્ર મગજમાંજ ભરી ન રાખતા એ મંતવ્ય જીવનમાં ઉતારવા માંડયા.

કોઈ સાધુ, સંન્યાસી કે દુઃખી ભૂખ્યો મળી આવે અને ભોજન માગે તો પોતાને ઘેર લાવી પોતાના માટે તૈયાર થયેલ ભોજનની થાળી તેને આપી જમાડતા અને પોતાને સારૂ નવી રસોઇ તૈયાર કરાવતા અગર એક ટંક ખેંચી કાઢતા. કપડામાં પણ કોટ પાટલુન ઉતારી હવે માત્ર એક સાદી લુંગી કેડે વીંટાળતા અને એક ધોતીયું શરીર પર ઓઢતા. કોઈ લેણદાર માગવા આવતો અને તેનો હિસાબ ચૂકવતા ત્યારે નાણાંની ગણત્રી પણ પોતાના ઇષ્ટદેવના ધ્યાનમાં ભૂલી જતા અને વધુ નાણાં આપી દેતા. આમ વિઠ્ઠલરાવ પોતાના ઇષ્ટ ભગવાન રામના મંત્રના જાપ તથા ધ્યાનમાં મસ્ત રહેવા લાગ્યા.

સૂતાં, ઊઠતાં, બેસતાં, રામમંત્રનો જાપ ચાલુ થયો. રામભજન પાછળ ઊંઘ પણ લગભગ ત્યજી દીધી. સૂવા માટે પલંગ અને ગાદલું છોડી માત્ર એક ચટાઈ લઈ તે ભોંય પર બીછાવી તેના પર સૂઈ રહેતા. એકજ વખત ભોજન લેતા. મીઠું મરચું, અને મસાલાનો ત્યાગ કર્યો અને થોડા વખત પછી તો અનાજ લેવાનું પણ છોડી દીધું. માત્ર દૂધ, ફળાં અને બાફેલાં બટાટાંનોજ આહાર કરતા. આમ બહુજ થોડા સમયમાં જીવનમાં ભારે પરિવર્તન થયું. હવે

તો રામ ભજન એક માત્ર તેમનો જીવન વ્યવસાય બન્યો. વાંચન માટે શ્રીમદ્ ભગવત્ગીતા, આર્નોલ્ડનું બુદ્ધ ચરિત્ર (લાઇટ ઓફ એશિયા) અને બાઇબિલ જેવાં પુસ્તકોજ રાખ્યાં હતાં. સંસાર સુખની વાસના ક્ષીણ બની તેમજ સ્વ અને પર જેવી સ્વાર્થવૃત્તિ નિર્મૂળ થતી ગઈ અને મન, બુદ્ધિ, હૃદય–એ સર્વ રામમય બન્યું.

આ સ્થિતિથી તેમનાં પત્ની ગભરાયાં અને આ ફંદ છોડી દેવા તેમણે ખૂબ સમજાવી જોયું. પણ જ્યારે તેની કશીજ અસર જોવામાં આવી નહિ ત્યારે તેમના પિતાને એક પત્ર લખીને બોલાવ્યા. પિતા મેંગ્લોર આવ્યા અને તેમને સમજાવી રસ્તા પર લાવવા ખૂબ શીખામણ દીધી પણ વિઠ્ઠલરાવ તો પ્રભુપ્રેમમાં એટલા મસ્ત બનેલા કે આ શીખામણની પણ તેમના પર કશી અસર થઇ નહિ. વિઠ્ઠલરાવને કંઈક ગણગણતા જોઈ તેમના પિતાએ પૂછ્યું, "શું ગણગણે છે?" વિઠ્ઠલરાવે કહ્યું, "રામ રામ, બોલું છું." ત્યારે પિતાએ કહ્યું કે, "એકલા રામ રામ ને બદલે 'ૐ શ્રીરામ, જય રામ, જય જય રામ' એ મંત્રનો જાપ કર એટલે વધુ ફાયદો થશે અને તું માગે છે તેવો અખંડ આનંદ અને સાચી શાન્તિ પ્રાપ્ત થશે." આ શબ્દો પિતાના મુખમાંથી સાંભળતાંજ વિઠ્ઠલરાવે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ચરણ પકડી લીધા અને પછી ઉઠી હાથ જોડીને કહ્યું, "આજથી આપણો પિતા પુત્ર તરીકેનો સંબંધ પૂરો થાય છે. આજથી આપને જ હું મારા ગુરૂપદે સ્થાપું છું." એટલું કહી પિતાનેજ ગુરૂ માન્યા. પિતાએ આવા પરિણામની આશા રાખી ન હતી.

સંસાર પરનો ભાવ દૂર થયો હતો. આ સંસારી ગૃહસ્થી જીવન ત્યજી દેવાની અંતરાજ્ઞા પળે પળે તેમને સંભળાઈ રહી હતી. ભગવાન બુદ્ધની માફક સંસારમાંથી વિરક્ત થવા સારૂ ૧૯૨૨ ના નાતાલની એક રાત્રે પોતે મહાભિનિષ્ક્રમણ કરવાનો સંકલ્પ કર્યો

આ વખતે 'લાઇટ ઓફ એશિયા'નું ગમે તે પાનું ઉઘાડવાની રામે તેમને પ્રેરણા કરી અને તે પ્રમાણે પાનું ઉઘાડતાં બુદ્ધના મહાભિનિષ્ક્રમણ વખતના નીચેના ઉદ્ગારો એમની નજરે પડયા:–

"આ સોનેરી પિંજર જ્યાં મારૂં હૃદય ગૂંગળાઇ રહ્યું છે તે છોડવાનો અને સત્યની શોધમાં નીકળી પડવાનો સમય આવી પહોંચ્યો છે; સારા જગતને માટે આ સત્યની હું શોધ કરીશ અને એની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી જંપીશ નહિ."

("For now the hour is come when I should quit
This golden prison, where my heart lives caged,
To find the truth; which henceforth I will seek,
For all men's sake, until the truth be found.")

આ પછી ન્યુ ટેસ્ટામેન્ટ ઉઘાડવાની પ્રેરણા થઈ જે ઉઘાડતાં નીચેના શબ્દો નજરે પડયા :–

"જે કોઈ મારે કાજે માલમિલકત, માતા–પિતા, ભાઈ–બ્હેન, અને સ્ત્રી તથા પુત્રનો ત્યાગ કરશે તેને અનેક ગણો બદલો મળશે અને અમૃતત્વ પ્રાપ્ત થશે."

("And everyone that hath forsaken houses or brothren, or sisters, or father or mother or wife or children or lands for my name's sake, shall receive a hundred–fold and shall inherit ever–lasting life.")

એજ પ્રમાણે ભગવદ્ગીતા ખોલી જોવાની પ્રેરણા થઈ અને ખોલતાં નીચેનો શ્લોક નજરે પડયો:—

"સર્વ ધર્મો છોડી એક મારેજ શરણે આવ. હું તને સર્વ પાપમાંથી છોડાવીશ. શોક મા કર."

("सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥)

બુદ્ધ, ક્રાઇસ્ટ, અને કૃષ્ણ એ ત્રણે મહાત્માઓના શબ્દો દ્વારા આ રામનીજ આજ્ઞા હતી. ત્યાગના સંકલ્પમાંથી ત્યાગનો નિર્ણય થઈ ગયો.

બીજે દિવસે બે કપડાં ગેરૂમાં રંગી લીધા. રાત્રે એક પત્ર તેમનાં પત્નીને અને એક પત્ર તેને દેવામાંથી છોડાવનાર મિત્રને લખ્યો અને તેજ રાત્રે એટલે સને ૧૯૨૨ ના ડીસેમ્બરની ૨૭મી તારીખે, જેમાં પોતાનું એવું કાંઈ ન હતું તેવા જગતને છેલ્લી સલામ કરી.

આ વખતે તેમના પત્ની ઘેર ન હતાં એટલે ઘર છોડવાની તેમને રામજીએ અનુકૂળતા કરી આપી હતી. લખેલ કાગળ ટેબલ ઉપર મૂકી સાથે ભગવદ્‌ગીતા, બાઇબલ અને લાઇટ ઓફ એશિઆ લઈ, સવારની પાંચની ટ્રેઈનમાં તેમણે મેંગલોર છોડયું. પત્ની ઉપર લખેલ કાગળ નીચે પ્રમાણે હતો:—

મેંગ્લોર,

તા. ૨૭–૧૨–૧૯૨૨.

વ્હાલી બ્હેન,

આજથી ભવિષ્યમાં તું મારી ભગિની તુલ્ય છો ભગવાન શ્રીરામ કે જેના ચરણમાં મેં જીવન સર્વસ્વ સમર્પણ કર્યું છે, તે શ્રીરામે મને મારા ભૂતપૂર્વ જીવનમાંથી બોલાવી લીધો છે. શ્રી રામના મધુર નામનો જાપ કરતાં કરતાં પૃથ્વી ઉપર એક ભિક્ષુક બની હું વિદાય થાઉં છું. તને ખબર છે કે ભગવાન શ્રી રામની કૃપા અને પ્રેમની પ્રાપ્તિ અર્થેના પ્રયત્ન સિવાય હવે મને જીવનમાં અન્ય કોઈ વાંચ્છના રહી નથી. મારૂં શેષ જીવન એ હેતુને ખાતર જ હું સમર્પી દઉં છું અને તેમ કરતાં ગમે તે દુ:ખ, ગમે તે હદ સુધીનું આવી પડે. તે સહન કરીશ. આપણો પુનઃ મેળાપ થનાર નથી—પતિ પત્ની તરીકેનો તો નહિજ. તું હંમેશ પ્રભુ તથા સત્યના માર્ગેજ ચાલજે અને રમાને પણ ચલાવજે. રેંટિયાનો ત્યાગ કરીશ નહિ. તે દ્વારા શાન્તિ અને સુખ તું પામીશ. રમા પણ

ચરખો ચલાવે. ચિ. રમા તથા તારા ઉપર શ્રી રામના આશીર્વાદ છે. તેજ તમારા બન્નેની રક્ષા કરશે.

લી. તારો પ્રેમાળ
પી. વિઠ્ઠલરાવ.

[ **Mangalore,**
D/. 27th December 1922.

Dear sister,

You are to me only a sister in future. Shri Rama at whose feet I have surrendered myself entirely, has called me away from the past sphere of life. I go forth a begger into the wide world chanting the sweet name of Shri Rama. you know I have no ambition in life except to struggle for the attainment of Shri Rama's grace and love. To that aim alone I dedicate the rest of my life and suffer for it –suffer to any extent. We may not meet again –at least as husband and wife. Walk always in the path of God and Truth, and make Rame do the same.

Don't give up the spinning wheel. It will give you peace and happiness. Let Rame also work it.

Shri Rama's blessings on you and Rame. He protects you both.

Yours affectionately,
**P. Vithal Rao.** ]

## પ્રકરણ ૩ જું.

### —: સંન્યાસ :—

મેંગલોરથી નીકળી તેઓ ત્રિચીનાપલ્લી થઈ શ્રીરંગમ આવ્યા અને ડીસેમ્બરની ૨૯મી તારીખે પ્રાતઃકાળે આઠ વાગે પવિત્ર નદી કાવેરીના તટ પર પહોંચ્યા. નદીના પુણ્ય સલિલમાં સ્નાન કરી પહેરેલ સફેદ વસ્ત્રોનો ત્યાગ કરી નદીમાં પધરાવ્યાં અને ગુરૂએ (પિતાએ) આપેલા રામમંત્રનું ઉચ્ચારણ કરતાં કરતાં સાથે લીધેલાં ભગવાં ધારણ કર્યાં. પોતાનું વિઠ્ઠલરાવ નામ છોડી દઈ રામના દાસ–રામદાસ બન્યા અને નીચેના શબ્દોમાં રામને પ્રાર્થના કરી:—

હે રામ ! હે પ્રેમસાગર ! હે જગન્નિયંતા ! તારી ઈચ્છાનુસાર આ દાસ આજે સંન્યાસ ધારણ કરે છે. તારેજ ખાતર એણે સંસાર ત્યાગ કર્યો છે, સંસાર બંધન છેદી નાંખ્યાં છે. તારી કરૂણાની એ યાચના કરે છે તું એને બળ આપ, શ્રદ્ધા આપ, હિંમત આપ કે જેથી એ પોતાનાં વ્રત પાળી શકે અને સંન્યાસી જીવનમાં આવતાં વિઘ્નો અને સંકટોમાંથી પાર ઉતરે. તારી સાક્ષીએ અને તારે ભરૂસે રામદાસ પ્રતિજ્ઞા કરે છે કે:—

(૧) આજથી આ જીવન રામનીજ સેવામાં અને રામનાજ ચિંતનમાં સમર્પી દેવું.

(૨) સ્ત્રી માત્રને માતા ગણી પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું.

(૩) ભિક્ષાથી જ જીવન-નિર્વાહ કરવો

[O Rama, O Love Infinite, O Protector of all the worlds! It is by Thy wish alone that

They humible slave has been induced to adopt sannyas. In Thy name alone, O Rama, he has given up sansara and cut asunder all bonds, all ties.

O Rama, bless Thy poor devotee with Thy grace. May Ramdas be endued with strength, courage and faith to carry out in Thy name, Rama, the following vows and bear all trials and all kinds of privations that my beset the path of a sannyasi in his passage through the rough and perilous life of a mendicant:—

1. This life be henceforth entirely consecrated to meditation and the service of Shri Rama.

2. Strict celibacy be observed, looking upon all women as mothers.

3. The body be maintained and fed upon the food procured by bhiksha or on what was offered as alms.]

ઉપરની ત્રણુ પ્રતિજ્ઞાઓ કાવેરીના કાંઠા ઉપર પોતે લીધી. ભગવાન રઘુવીરની કૃપાવડે આ સર્વ પ્રતિજ્ઞા સંપૂર્ણ રીતે પાળીને આજે પણ તે એક મહાન સંતપુરૂષ તરીકેનું જીવન ગાળી રહ્યા છે. તેમના દર્શન પામનાર દરેક સજ્જન એ જોઈ તેમને માન અને પ્રેમપૂર્વક વંદન કરે છે.

## પ્રકરણ ૪ થું.

## પરિભ્રમણ અને પત્રો.

---

### (૧) ફરી પાછા બેંગલોર.

સ્વામીજી શ્રીરંગમથી રામેશ્વર ગયા અને ત્યાંથી મદુરા, ચિદંબરમ્ તિરૂપાપુલિયર, પોંડિચેરી, તિરૂવણ્ણામલૈ, તિરૂપતિ, જગન્નાથજી, કલકત્તા, દક્ષિણેશ્વર, તારકનાથ, કાશી, ઝાંસી, હરદ્વાર, કેદારનાથ–બદ્રીનાથ, રામનગર, મથુરાં, ગોકુળ, વૃંદાવન, રાયપુર, અજમેર, ધરમપુરી, જૂનાગઢ, વેરાવળ, સોમનાથ–પાટણ, પ્રાચી, સુદામાપુરી–પોરબંદર, દ્વારકા, મુંબઈ, નાસીક, પંચવટી, તપોવન, ત્ર્યંબકેશ્વર, બીજાપુર, હુબલી ઈત્યાદી સ્થળોની ક્રમશઃ ભારતવર્ષમાં એક વર્ષ ભમીને, તેમણે યાત્રા કરી જેનું વર્ણન સ્વામીજીએ પોતાના જ શબ્દોમાં "ઇશ્વરની શોધમાં" નામના પુસ્તકમાં એટલી સુંદર આકર્ષણ ઢબે આપ્યું છે કે તે વાંચી ભક્તિભાવથી આપણું હૃદય નમી પડે છે.

અગાઉ કહ્યું તેમ રૂકમાબાઈ સાથે તેમનાં લગ્ન ૧૯૦૮ માં થયાં હતાં. તેમને રમાબાઈ નામે એક પુત્રી થઈ હતી. તે બન્નેને ત્યજી દઈને ૧૯૨૨ ના નાતાલમાં તેમણે સંસારબંધન છેદી નાખ્યું હતું. સ્વામીજી હુબલીમાં સિદ્ધારૂઢ સ્વામીના મઠમાં આવ્યા છે એવા ખબર રૂકમાબાઈને મળતાં તેઓ તેમનાં પુત્રીને લઈને પતિને પાછા મેળવવા હુબલી આવ્યા. સ્વામીજીએ તો સંસારનો ત્યાગ કર્યો હતો તેથી તેમને મન તો તેઓ બ્હેન કે માતા સમ હતાં. છતાં રૂકમાબાઈએ પતિને સંસારમાં પાછા ફરવા બહુ બહુ વિનતિ કરી

ત્યારે સ્વામીજીએ તેમને ઉત્તર આપ્યો કે, " માતાજી, રામેજ આ દાસને સંસારબંધનમાંથી મુક્ત કર્યો છે તેથી હવે તેનું આશ્રય-સ્થાન તો રામના ચરણમાં જ છે. તે રામનો દાસ બન્યો છે. વિશ્વના કર્તા, હર્તા, ભર્તા શ્રી રામજ છે. તેનીજ અપાર શક્તિ સૌનું રક્ષણ કરી રહી છે. તેનું શરણ શોધવું એજ સંસારના દુઃખ અને શોકમાંથી છૂટવાનો એક માત્ર ઉપાય છે. માટે રામ પર સંપૂર્ણ શ્રદ્ધા રાખી, માતાજી, તારી પણ સર્વ ચિંતાનો બોજો તેના પર છોડી દઈને તું પણ શ્રીરામનુંજ શરણ પકડી લે. તોજ તને પણ સાચું સુખ અને શાન્તિ પ્રાપ્ત થશે. આથી વધુ રામદાસ શું કહે ?" પણ રૂકમાબાઈની આંતરદૃષ્ટિ હજુ ખુલી ન હતી તેથી આ સલાહ તેઓ માનવા તૈયાર ન હતાં. તેમણે સિદ્ધારૂઢ સ્વામીને પોતાના પતિને સમજાવીને પાછા મોકલવા સારૂ આજીજી-ભરી વિનંતિ કરી. તેથી તેમણે સ્વામીજીને સ્ત્રી તથા પુત્રી સાથે મેંગલોર જવાની સલાહ આપી.

તે મુજબ સ્વામીજી રૂકમાબાઈ અને પુત્રી સાથે મેંગલોર આવ્યા. પોતાના ઘરમાં રહેવા તો તૈયાર ન હતા તેથી તેઓ સીધા શ્રીરામની પ્રેરણાનુસાર મેંગલોર નજીક કદરી પર્વત ઉપર આવેલી પાંચ પાંડવની ગુફા તરફ ગયા અને રાત્રી ત્યાં ગાળી બીજે દહાડે સવારે ભાઈ સીતારામરાવને ઘેર આવ્યા. દિવસે ત્યાં હંમેશાં ભોજન માટે આવતા અને બાકીનો વખત કદરી પર્વત ઉપરની પાંચ–પાંડવની ગુફામાં રામમંત્રના જાપ અને ધ્યાનમાં ગાળતા.

અહીં રહીને પોતાના એક વર્ષના ભારત વર્ષના પ્રવાસ અને તેમાં થયેલ ઇશ્વર સાક્ષાત્કારના અનુભવનું, ઉપરમાં જણાવેલ પુસ્તક " ઇશ્વરની શોધમાં " તેમણે લખ્યું જે દરેક જીજ્ઞાસુએ વાંચવા સરખું છે. સ્વામીજીની તે વખતની પ્રવૃત્તિ અને સ્થિતિ તેમના જ શબ્દોમાં આપવા તેમના તરફથી તે વખતે મેંગલોરથી મગનલાલ ઉપર આવેલા પત્રો આ નીચે આપ્યા છે.

મેંગલોર,
તા. ૨૯ ફેબ્રુઆરી, ૧૯૨૪.

વ્હાલા ભાઇ,

રામના તમારા સર્વ ઉપર આશીર્વાદ હો. આખરે રામ રામદાસને મેંગલોર લાવ્યા છે. રામદાસ શહેરથી બે માઈલ દૂર એક મંદિર પાસેની ટેકરી ઉપર ગુફામાં રહે છે. અહીંયા રામદાસ રામના નિકટના સહવાસમાં છે. રામના હુકમથી રામદાસે મેંગલોરથી નીકળી મેંગલોર પાછા ફરતાં સુધીની યાત્રાની સંપૂર્ણ હકીકત અંગ્રેજીમાં લખી નાંખી છે. રામની ઇચ્છાથી ટુંક વખતમાં તે છપાઇને પુસ્તકરૂપે બહાર પડશે. તે પુસ્તક લગભગ ૧૭૦ પાનાનું થશે અને તેમાં નમ્ર રામદાસનું મુખચિત્ર આવશે. પુસ્તક તૈયાર થયે આ બાબતમાં તમોને વિશેષ માહિતી આપવામાં આવશે રામ તમારા સર્વેનું કલ્યાણ કરો.

**રામદાસ.**

[Om Shree Rama, Jai Rama, Jai Jai Rama.
**Mangalore.**
D/. 29th February 1924.

Dear Brother,

May the blessings of Shree Rama be upon you all there. At last Rama has brought Ramdas to Mangalore He is living in a cave on a hill near a temple about two miles away from the city. Ramdas, here, is in close communion with Rama. By Rama's Command Ramdas has written in English the complete

story of his pilgrimage from Mangalore back to Mangalore. By Rama's will it will be printed and published in book-form shortly. It will contain about 170 pages and a frontis piece of humble Ramdas. More information in this matter will be given to you after the book is ready. May Shree Rama bless you all

Ramdas. ]

મેંગલોર,
તા. ૧૨ જુન, ૧૯૨૪.

વ્હાલા ભાઈ રામ,

રામના તમારા ઉપર આશીર્વાદ ઉતરો. આપણા બધા માટે રામની દયા અને પ્રેમ ખરેખર અપાર છે. પૂર્ણ પ્રકાશ, પૂર્ણ જ્ઞાન, પૂર્ણ પ્રેમ, પૂર્ણ આનંદ, પૂર્ણ સત્ય અને પૂર્ણ શકિત રામ પોતે જ છે. તે દિવ્ય પુરૂષ કે જેની આ વિશ્વ ભવ્ય પ્રતિકૃતિ છે અને જે તેને ધારણ કરી રહ્યો છે તેનું જ ધ્યાન ધરવું એ સર્વ ચિંતા અને દુ:ખમાંથી મુક્ત થવાનો ઉપાય છે. રામમાં પૂર્ણ શ્રદ્ધા સાથે તેના ચરણના શરણમાં જવાનો આપણે પ્રયત્ન કરીએ. રામ સર્વસ્વ છે. આપણી દષ્ટિ અને આપણા વિચારો નાશવંત-માંથી ખસેડીને તે શાશ્વત પુરૂષ રામ કે જે એકલોજ ચિરસ્થાયી શાન્તિ આપી શકે તેમ છે તેના ઉપર દઢ કરીએ. તેને પહોંચ-વાના પ્રયત્નની દરેક ક્ષણે, આપણે તેની મદદ, કૃપા કે જેના વિના તેના તરફની પ્રગતિની આશા વ્યર્થ છે-માટે યાચના કરીએ. રામ ઉપરનો સંપૂર્ણ આધાર, સંપૂર્ણ શ્રદ્ધા, સંપૂર્ણ ભરોસો જ આપણને તેના તરફ આગળ લઇ જઈ શકે. શ્રદ્ધા પ્રાપ્ત કરવા માટે,

સતત સ્મરણમાં રાખવું જોઈએ કે રામ માત્ર સત્ય છે અને બીજું સર્વ મિથ્યા છે. રામ સર્વ સ્થળે ભર્યો છે. રામ એક જ છે છતાં અનેકરૂપે ભાસે છે. રામે પોતેજ આ વિશાળ જગત અને તેની અંદરની વિવિધ વસ્તુઓ અને જીવોનું રૂપ ધર્યું છે. તેમાં સર્વમાં રામની જ ઇચ્છા કામ કરી રહી છે. રામ સર્વસ્વ છે. રામ બધું ભલા માટે જ કરે છે. બધી ગતિ રામની જ છે. બધાં રૂપાંતરો રામનાં જ છે. બધાં કાર્યો રામનાં જ છે. બધાં કાર્ય અને દરેક જાતની પ્રવૃત્તિ તેનાથી જ ઉદ્ભવે છે અને તેનાથી જ તેનું નિયંત્રણ થાય છે. રામ, કે જેનું ધ્યાન શાશ્વત શાન્તિ અને આનંદ આપે છે તે આવો છે. આવા રામનું નામ સ્મરણ, વિવિધ પ્રકારની મનની પ્રવૃત્તિને નિયમનમાં લાવી તે દિવ્ય પુરૂષ સાથે સંલગ્ન કરવા માટે છે. સતત અને એકધારું રામનામનું સ્મરણ એ આપણી વાસનાઓ કે જે અસત્ય અને દુઃખપૂર્ણ સંસારના વમળમાં આપણને ધસડી જાય છે તેને જીતવાનું શ્રેષ્ઠ સફળ સાધન છે. માટે આપણે તે દિવ્ય નામ-તે શકિતદાયક મંત્રનું ગાન કરીએ કે જેના અવાજ માત્રથી મૃત્યુ, ભય, ખેદ, દુઃખ અને સર્વ પાપો નાસી જાય છે. ૐ શ્રી રામ.

યાત્રાનું પુસ્તક હજુ છાપખાનામાં છે, અરધું છપાઈ ગયું છે. નકલો તૈયાર થશે કે તુરત જ તમારી ઇચ્છાનુસાર તમોને એક નકલ વિના વિલંબે મોકલી આપવામાં આવશે. રામ. રામ. રામ.

ભાઇ સીતારામરાવે તેના ઉપરની તમારી ચીઠ્ઠી ઘણા આનંદપૂર્વક વાંચી અને તુરત જ રામદાસને તમોને પત્ર લખવા માટે લખવાની સામગ્રી અને કાગળ આપ્યાં. રામ દયાળુ છે. જગતમાં બધા દયાળુ છે.

રામદાસ.

[Om Shree Rama, Jai Rama, Jai Jai Rama.

**Mangalore.**

D/. 12th June 1924.

Dear Brother Rama,

May the blessings of Shree Rama be upon you all there. Rama's kindness and love for us all is indeed unlimited. Rama is all light–all knowledge–all love–all bliss–all truth-all power. To contemplate upon this Divine Being–the protector of all the worlds–which are but his own magnificent manifestations is to be free from all cares and pains. Let us struggle with full faith in Rama to surrender ourselve at his Holy feet. Rama is all in all, Let our gaze, let our thoughts be taken away from the perishable and be fixed upon that Eternal Being–Rama and attain everlasting peace which He alone can give. At every moment of our struggle to approach Him, let us cry for His help–for His grace, without which we cannot dream of any progress towards him. Perfect reliance on Rama–full faith in Rama–complete trust in Rama–can alone lead us onward to Him. To have faith we have to constantly remember the fact that Rama is the only reality and all else

false. Rama pervades everywhere. Rama is one but only appears as many. Rama himself has assumed the form of this vast Universe and all the varied things and beings in it. Rama's Will alone works though it all. Rama is all in all. Rama does everything for the best. All movements are His–all changes are His–all actions are His–all work and activity of every kind is set in and controlled by Rama alone. Such is Rama–the glorious one–whose meditation brings everlasting peace and bliss. To repeat His name that stands for all that is said of him above–is to curb the dissipating activity of the mind and be firmly seated in the Yoga of the Divine. Constant and continuous repetition of that sweet name proves the most effective Sadhan for conquering all desires that throw us in the whirl–pool of a most unreal and miserable world. Therefore let us sing His Divine name–that powerful mantra–at whose sound death, fear, sorrow, pain and all evil flee away. Om Shree Rama.

The book of pilgrimage is in the press, nearly, half of it is in the print. As soon as the copies are ready, as desired by you, two will be sent to you without delay. Rama. Rama. Rama.

Brother Sitaram Rao read your note to him with pleasure and has immediately provided Ramdas with writing materials and paper to write to you, Rama is kind. All are kind. Om Shree Rama, Jai Rama, Jai Jai Ram.

**Ramdas.]**

## (૨) કાસરગોડ–આકરી કસોટી.

એ પછી ૧૯૨૪ થી ૧૯૩૧ સુધીના આઠ વર્ષનું સ્વામીજીનું જીવનવૃત્તાંત સ્વામીજીએ પોતે લખેલા પુસ્તક "In the Vision of God" માં વર્ણવ્યું છે. તેમાં સાચા રામભક્તને જગત તરફથી મળતા વિવિધ ભાવોનું જે મંત્રમુગ્ધ ચિત્ર સ્વામીજીએ પોતાના શબ્દોમાં આપ્યું છે તે વાંચી આનંદોર્મિ અનુભવાય છે. આ વર્ષો દરમ્યાન તેમણે કરેલા પ્રવાસોનાં વર્ણન તેમને થયેલ અનુભવની સુંદર ઉક્તિ, તેમને મળેલા રામપ્રેમનો મહિમા તેમાં છે. સહૃદય વાંચક એ વાતાવરણમાં પ્રવેશે છે ત્યારે તેનું દીલ પણ આ ભાવોથી રંગાય છે અને હર્ષનાં આંસુ સારે છે.

થોડો વખત કદરી ગુફામાં ગાળ્યા પછી સ્વામીજીના મોટાભાઈ આનંદરાવે તેમને કાસરગોડ પધારવા આગ્રહભરી વિનંતિ કરી જેને માન આપીને સ્વામીજી કાસરગોડ ગયા. ત્યાં તેમની પોતાની ઈચ્છાથી તેમનો ઉતારો ગામ બહાર ધર્મશાળામાં રાખવામાં આવ્યો હતો. આ જગ્યાએ શ્રીરામે તેના ભક્ત રામદાસને દુન્યવી કોઈ ચીજની હજુ આસક્તિ રહી છે કે કેમ ? તેની ખાત્રી કરવા આકરી કસોટી કરી. આ હકીકત સ્વામીજીએ તેમના પુસ્તક "In The Vision of God" માં આપેલ છે. છતાં આ કસોટીમાંથી પસાર થયા પછી તુરતજ તેમણે મગનલાલને લખેલા બે પત્રો આ નીચે

આપ્યા છે, જેનાથી તે કસોટીનો તાદ્દશ ચિતાર વાંચકના મનમાં ખડો થશે.

કાસરગોડ,

તા. ૭ જુલાઈ, ૧૯૨૪

વ્હાલા મગનલાલ, રામ.

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો. તમોએ લખી મોકલ્યો તેવા પ્રેમ ભરેલા પત્રની કૃપા કરવા માટે રામ, રામદાસ પ્રત્યે ખરેખર દયાળુ છે. ખરેખર રામનો આપણા તરફનો પ્રેમ અમર્યાદ છે. તેના અમર્યાદ પ્રેમનો આપણને સાક્ષાત્કાર કરાવવા આપણે તેને હૃદયપૂર્વકની પ્રાર્થના કરીએ. આપણે રામની ઉદારતા ઉપર સંપૂર્ણ આધાર રાખીએ અને તેને સર્વસ્વ ગણીએ. રામ આખા જગતમાં ભર્યો છે. એટલું જ નહિ કિન્તુ રામજ આ જગતરૂપ છે. આખું વિશ્વ એ રામની વિરાટ અને ભવ્ય મૂર્તિ છે. રામના પ્રેમ, પ્રકાશ અને આનંદની એ મૂર્તિ છે. આ વિરાટ મૂર્તિના ચરણમાં પડીને આપણે તેને શરણે જઈએ અને તેના શાશ્વત પ્રેમ, પ્રકાશ અને આનંદનો ઉપભોગ કરીએ.

શ્રીરામની ઈચ્છાથી ભાઈ આનંદરાવ—કે જે રામજ છે—રામદાસને અહિં કાસરગોડ લાવ્યા છે. રામની ઈચ્છાથી રામદાસ ત્રણ મંદિર વચ્ચે આવેલી એક ધર્મશાળામાં રહે છે. બાજુમાંજ સ્વચ્છ વહેતા પાણીના ઝરા છે જેમાં રામદાસ હંગેશાં સ્નાન કરે છે. સવારે ચાર કેળાં અને એક પ્યાલો દુધ, બપોરે દુધ સાથે થોડો ભાત અને સાંજે ફરીને કેળાં અને થોડું દુધ એમ સાદા, સાત્ત્વિક ખોરાક ઉપર રામે રામદાસને રાખેલ છે. મીઠું, મરચું, મરી અને મસાલાનો ત્યાગ કરેલ છે. ગામના રામભક્તો દરરોજ રામદાસ પાસે આવે છે અને શ્રીમદ્ભાગવત વાંચવામાં અને રામની મહત્તા અને રામનામના સતત સ્મરણની સાર્થકતાના ગુણગાન કરવામાં સમય ગાળવામાં આવે છે. આવી રીતે લગભગ રાતના દશ સુધી

રામ રામદાસને રોકી રાખે છે.

થોડા દિવસ પહેલાં એક સુખદ અને યાદગાર બનાવ બની ગયો જે રામદાસ રામની ઈચ્છાથી અહીંઆ તમોને જણાવે છે. પ્રથમ રામે રામદાસને આપેલ વસ્તુઓની યાદી તમોને આપવી પડશે. રામે નીચે પ્રમાણેની વસ્તુઓ આપી હતી.

એક તાંબાનો પાણીનો ઘડો, એક ફાનસ, એક સાદડી અને તેના ઉપર પાથરવાને એક મૃગચર્મ. થોડાં ધાર્મિક પુસ્તકો અને થોડી કોરી નોંધપોથીઓ, એક શાહીનો ખડીઓ અને કલમ. બે રંગેલા કાપડના ટુકડા, બે લંગોટી, બે વધારાની સાદડીઓ, એક દીવાસળીની પેટી, એક અગરબત્તીનું પડીકું, એક રંગેલ જૂનો લુગડાનો ટુકડો અને રામદાસની બેઠક ઉપરની દિવાલ ઉપર ટાંગેલ એક કાગળનું પૂંઠું, કે જેની લાલ ભોંય પર કાનડી ભાષામાં રામના દિવ્ય મંત્ર 'ॐ શ્રીરામ, જય રામ, જય જય રામ'ના ધોળા અક્ષરો ચોડવામાં આવ્યા હતા. આ વસ્તુઓ રામના તરફથી રામદાસને આપવામાં આવી હતી. વિશેષમાં એક તાળું અને કુંચી આપેલ હતાં. તેનો ઉપયોગ રામ રામદાસને ગામ બહાર દૂર ડુંગરા ઉપર અને જંગલોમાં રખડવા લઈ જતા ત્યારે પણ રામદાસ કોઈ દિવસ કરતો નહિ.

થોડા દિવસ પહેલાં એક રાત્રે લગભગ નવેક વાગ્યે જ્યારે રામદાસ બે રામભક્તોની સાથે રામની વાતો કરવામાં ગૂંથાયો હતો ત્યારે એક મધ્યમ વયનો, ખડતલ, ગાંડા જેવો લાગતો માણસ (રામ) રામદાસ બેઠો હતો તે ઓરડાના બારણા આગળ આવ્યો અને ફાનસની માગણી કરી. થોડો વખત ફાનસ સાથે એ બાજુના ધર્મશાળાના ઓરડામાં રહ્યો જ્યારે રામભકતો જવાની તૈયારીમાં હતા ત્યારે આ વિચિત્ર લાગતો માણસ (રામ) રામદાસવાળા ઓરડામાં આવ્યો અને એક સાદડી ઉપર બેસીને કાનડી ભાષામાં ગાવા લાગ્યો ગાયનનું પહેલું

ચરણ, "હે ગોવિંદ! તું નિરંતર દયાળુ અને શુદ્ધ હૃદયવાળો છો" હતું. પછી તે કેટલાક અસબદ્ધ શબ્દો બોલ્યો અને ગાંડા જેવા ચેનચાળા કર્યા. દરમ્યાન રામ ભકતો પોતપોતાને ઘેર જવા માટે ઉપડી ગયા હતા. હવે રામદાસ આ ગાંડા દેખાતા રામ સાથે એકલો હતો. તેણે રામદાસને, પોતે રામદાસવાળા ઓરડામાં રહી શકશે કે કેમ તે પૂછ્યું. તેના જવાબમાં રામદાસે પોતાની સંમતિ બતાવતાં ઉમેર્યું કે "એકલો ઓરડો જ નહિ પરંતુ અંદરની બધી ચીજ વસ્તુઓ પણ તમારી પોતાની જ છે." બાજુના ઓરડામાંથી તુરતજ તેનો સામાન આ ઓરડામાં લાવવામાં આવ્યો.

આ માણુસ કેવો લાગતો હતો? તેના વાળ ગૂંચવાળા અને વિખરાયેલા હતા. ઘણા લાંબા વખતથી હજામત ચડી ગઈ હતી. તેણે મેલું, ફાટેલું પહેરણ પહેર્યું હતું અને કાળી અને ધોળી ચોકડીવાળો જાડો ઓછાડનો ટુકડો કમરે વીંટાળ્યો હતો. તેની સાથે એક નાનું ચીંથરાનું પોટકું. કપડાને છેડે બાંધેલા થોડા ચોખા અને નાળીયેરીની છાલના બે ટુકડા હતા.

રામદાસે બે વધારાની સાદડી બાજુ બાજુમાં મૂકીને તેને રાતને માટે વિશ્રાન્તિ લેવા વિનંતિ કરી. આ પ્રમાણે તેને માટે કંઈક અંશે વ્યવસ્થા થઈ એટલામાં તે ઉઠીને રામદાસની નજીક આવીને બેઠો અને સૌથી પહેલાં તેની પાસે કપડાંનો અભાવ હોઇ એક કપડું આપવા રામદાસને વિનતિ કરી. રામદાસે પોતાના શરીર ઉપરનું કપડું ઉતારી તેને આપ્યું. તે તેણે સ્વીકાર્યું. રામદાસ પાસે એક બીજું જૂનું કપડું હતું તેનાથી તેણે પોતાનું અંગ ઢાંકયું. ત્યાર પછી તેણે થોડાં પુસ્તકોની માગણી કરી અને જે પુસ્તકો તેને જોઈતા હતાં તે બધાં તેને આપવામાં આવ્યાં. પછી તેણે વળગણી ઉપરના કપડાના ટુકડાની માગણી કરી અને તે પણ તેને આપવામાં આવ્યો. ત્યાર પછી તેણે દિવાલ ઉપરના પૂંઠાની માગણી

કરી અને તે પણ તેને આપવામાં આવ્યું. તે પછી પાણીના ઘડાની માગણી કરી. તે પણ તેને આપવામાં આવતાં, તેણે સ્વીકાર કર્યો. પાંદડાની બનાવેલી દેશી છત્રી પણ હતી. (યોગ્ય સ્થળે ઉલ્લેખ કરવો રહી ગયો છે.) તેણે આ છત્રી માગી. તે પણ તેને આપવામાં આવી. ત્યાર પછી તેણે અનુક્રમે, ફાનસ શાહીનો ખડીઓ અને કલમ, તાળું અને કુંચી, મૃગચર્મ અને તેની નીચેની સાદડી, દીવા-સળીની પેટી, અને છેલ્લું રામદાસના શરીર ઉપરનું એક માત્ર કપડું માગ્યા. આ બધી વસ્તુઓ તેને આપવામાં આવી. હવે માત્ર બે લંગોટી–એક રામદાસના શરીર ઉપર અને એક વળગણી ઉપર અને બે વધારાની સાદડીજ રહ્યાં. આપેલી બધી વસ્તુઓનું પોટકું કરવા તેણે રામદાસને કહ્યું. તે તેની ઈચ્છા પ્રમાણે રામદાસે કર્યું.

હવે તેણે છેલ્લો પ્રશ્ન કર્યો. ' આ બધી વસ્તુઓ તમોએ તમારી રાજીખુશીથી આપી છે અને હું તે આજે અત્યારેજ લઈ જાઉં છું. છતાં હજુ એક વધારે વસ્તુ માગવાની છે. તમો આ લંગોટીઓ આપી દેવા ખુશી છો ?'' રામદાસે કહ્યું, ' હું તદ્દન ખુશી છું' કેમકે હુ કોઈ પણ વસ્તુ ઉપર માલિકી ધરાવતો નથી. મારૂં શરીર પણ આપની સેવા અર્થે આપના ચરણમાં મેં ધરેલ છે. આપે જે કંઈ વસ્તુઓ લીધી છે તે રામની જ છે અને જે લઈ જાય છે તે પણ રામ સિવાય બીજો કોઈ નથી." તેણે કહ્યું, "સારૂં. હું તમારી લંગોટીઓ લઈ જતો નથી. તમો તે ખુશીથી રાખો. પરંતુ ધ્યાનમાં રાખશો કે કોઈ બીજો માગે તોપણ આપશો નહિ." હવે તે જવાને માટે ઉપડ્યો અને છેલ્લું છેલ્લું પૂછ્યું, " તમો મારી સાથે આવશો ?" રામદાસે કહ્યું, ' ઘણીજ ખુશીથી." તેણે કહ્યું, "ના. ના. હમણાં નહિં" અત્યારે સવારના ચાર વાગ્યા હતા. આખી રાત પોટકું બાંધવામાં ગઈ હતી કેમકે તે દશથી ત્રીશ મીનીટને અંતરે એક પછી એક ચીજ માગતો હતો.

young Rama is in his company. Shree Rama makes Ramdas to write to you, not to forget His glorious name. In fact, to give up the remembrance of Shree Rama, is really misery. Oh! that Great Truth should never be forgotten. He is our benevolent Mother and Master. Om. Om. Om.

Love and Namaskars to you all there.

**Ramdas.** ]

**બેંગલોર,**

તા. ૨૮ નવેમ્બર, ૧૯૨૫

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

એક યુવાન રામ કે જે બે વર્ષથી રામદાસ સાથે હતા તે જૂનાગઢ તરફ આવેલા છે. તે શુદ્ધ અને પ્રેમી આત્મા છે. ત્યાં તે થોડો વખત એકાન્તમાં રહેશે. તે ગિરનારની યાત્રા કરશે અને દ્વારકા તથા કાઠિયાવાડનાં બીજાં તીર્થોની પણ યાત્રા કરવાનો ઇરાદો રાખે છે. રામદાસ તરફ જે રીતે જુઓ છો તે જ રીતે તેના તરફ પણ જોશો. રામદાસને ઝાંસીથી આમંત્રણ આવ્યું છે. જાન્યુઆરીના અંતમાં કદાચ તે ત્યાં જવા ઉપડે. રામની ઇચ્છા હશે તો રામદાસ ઝાંસી જતાં રસ્તામાં તમારે ત્યાં આવશે. તે યુવાન રામ પણ તેની સાથે ઝાંસી આવશે.

શ્રીરામ ખરેખર અનંત પ્રેમ છે. આપણે તેને કોઈ દિવસ ભૂલીએ નહિ. તે આપણું સર્વસ્વ છે. ૐ. ૐ. ૐ. શ્રીરામ.

**રામદાસ**

१३२

[ **Bangalore,**

D/. 28th November, 1925.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

A young Rama, who was with Ramdas since about 2 years, has gone to Junagadh. He is a pure and lovely soul. He would remain there for some time in solitude. He will visit Girnar and also intends to take Darshan of Dwarkanath and other Tirthas in Kathiawar. Please look upon him, as you do on Ramdas. Ramdas has an invitation from Jhansi. By Shree Rama's will, Ramdas may start to that place, about the end of January. If Rama wills, Ramdas will come to your place on his way to Jhansi. Young Rama will also go with him to Jhansi.

Shree Rama is really infinite love. Let us never forget Him. He is our all-in-all.

Om. Om. Om. Shree Rama.

**Ramdas.** ]

**બેંગલોર,**

તા. ૧૧ ડીસેમ્બર, ૧૯૨૫

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો. તમારો પ્રેમ અને દયાપૂર્ણ પત્ર રામદાસે ઘણા આનંદપૂર્વક વાંચ્યો.

તમો જાણો છો કે શ્રીરામની ઇચ્છાથી રામદાસ અનાંકુલમથી કાસરગોડ ગયેલ અને ત્યાં બે મહિના એકાન્તમાં એક ટેકરી ઉપર રહેલ. પછી શોલાપુર જીલ્લાના એક ગામમાંથી તારથી આવેલ આમંત્રણને માન આપી, તે, તે સ્થળે મુંબઇ રસ્તે ગયેલ અને એક અડવાડિયા પછી ત્યાં પહોંચેલ. આ વર્ષની શરૂઆતમાં પણ એક વખત રામ રામદાસને ત્યાં લઇ ગયેલ. માધવરાવ કુલકર્ણી નામના એક મહાન ભક્ત વાર્ષિક ધાર્મિક ઉત્સવ ઉજવતા હતા. તેમાં હાજરી આપવા તેમણે રામદાસને આમંત્રણ આપ્યું હતું. રામના અનંત પ્રેમના આનંદયુક્ત ઉપભોગમાં રામદાસ ત્યાં ત્રણ દિવસ રહ્યો. ત્યાંથી તેને તે જીલ્લાના બીજા ગામડાઓમાં રામભક્તો લઈ ગયા અને રામે તેના દાસને આ આખા પ્રવાસ દરમ્યાન પ્રેમ અને આનંદના સમુદ્રમાં તરાવ્યો. કાર્તિકી એકાદશી નજીક આવતી હતી અને રામની ઇચ્છા થઈ કે તે દિવસે રામદાસની, મહારાષ્ટ્રના વિખ્યાત યાત્રાના સ્થળે પંઢરપુરમાં હાજરી હોવી જોઇએ. ચંદ્રભાગા નદીના કાંઠા ઉપર જ્યાં લાખો માણસો આ શુભ પ્રસંગે એકત્રિત થયાં હતાં, ત્યાં તેમની વચ્ચે રામદાસ ત્રણ દિવસ રહ્યો. પંઢરપુરથી ત્યાં એકાદશી ઉપર આવેલ એક રામભક્ત રામદાસને અહીં મેંગલોર લઇ આવ્યા. હવે રામદાસ એકલો, એક એકાન્ત જગ્યાએ આવેલ મકાનમાં રહે છે. અહીંઆ પણ રામ રામદાસના ઉપર તેના અમર્યાદ પ્રેમની દિવ્ય કૃપા વરસાવી રહ્યો છે.

હવે રામચરણદાસ વિષે. જે યુવાન રામ વિષે રામદાસે તેના છેલ્લા પત્રમાં ઉલ્લેખ કર્યો છે તેનું નામ રામચરણદાસ છે. રામદાસ કદરી પર્વત ઉપરની ગુફામાં રહેતો ત્યારે મેંગલોરમાં રામ રામચરણદાસને પ્રથમ તેના સંસર્ગમાં લાવ્યા. તે રામદાસની સાથે થોડો વખત રહ્યા. પછી રામની ઇચ્છાથી ઉત્તર તરફ યાત્રાએ

જવા માટે રામદાસને છોડી ગયા અને ઉત્તર હિન્દના અનેક પ્રસિદ્ધ યાત્રાના સ્થળોમાં ઘૂમી પાછા ફર્યા અને ફરી કાસરગોડમાં રામદાસ સાથે થયા. કાસરગોડથી રામદાસ સાથે શોલાપુર અને પંઢરપુરની મુસાફરીમાં તેઓ સાથે હતા અને છેલ્લા અહીં સુધી સાથે આવ્યા હતા. અહીં શ્રીરામની ઇચ્છાથી રામદાસે તેને જૂનાગઢ, ગિરનાર, દ્વારકા અને પશ્ચિમ હિન્દનાં બીજાં પ્રસિદ્ધ યાત્રાના સ્થળો, જ્યાં તેઓ ગયા ન હતા, તેની મુલાકાત લેવા કહ્યું. તેથી તેઓ ઉપડયા છે અને તેમનો છેલ્લો પત્ર પુનાથી આવ્યો છે. રામચરણદાસ હજુ ઓગણીસજ વર્ષના યુવાન છે. તેને રામદાસ પ્રત્યે ઘણોજ પ્રેમ અને આકર્ષણ છે. તે રામદાસની અનહદ દયા અને ભક્તિથી સેવા કરે છે. તે રામદાસની માતા–રામ છે. તે એક શુદ્ધ નિષ્કલંક આત્મા છે કે જેણે આટલી નાની ઉમરમાં રામની સેવા માટે પોતાનું જીવન અર્પણ કરી દીધેલ છે. તે આનંદી, બાળક જેવા અને સરળ છે. રામદાસની સૂચનાનુસાર તેઓ મોટે ભાગે એકાન્તમાં રહેતા હશે. રામદાસ તેની પાસેથી મહાન કાર્યોની આશા રાખે છે કેમકે રામ તેની અંદર તેનો મહાન હેતુ પાર પાડવાનું યોગ્ય સાધન જુએ છે. તેના ઉપર પ્રેમ અને માયા રાખશો.

હમણાં રામદાસને ઝાંસી આવવાનું આમંત્રણ મળેલ છે. તેથી રામદાસ, રામની ઈચ્છાને આધીન રહી, આવતે વર્ષે જાન્યુઆરીના અંતમાં ઝાંસી જવા માટે આ સ્થળ છોડશે અને ઝાંસી જતાં રસ્તામાં જૂનાગઢ પણ આવશે. આ વખતે રામચરણદાસ પણ જૂનાગઢ હશે. ત્યાંથી એની સંગાથે રામદાસ ઝાંસી જશે. રામચરણદાસની ઇચ્છા ત્યાંથી, રામદાસને આવતા વૈશાખમાં ભરાવાના કુંભમેળામાં હાજરી આપવા. તેની સાથે લઈ જવાની છે. બધો રામની ઇચ્છા ઉપર આધાર છે. ૐ. ૐ. ૐ. શ્રીરામ.

રામદાસ.

[ **Bangalore,**

D/. 11th December, 1925.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there. Ramdas read with great joy your post-card full of love and kindness.

You know, by Shree Rama's will, Ramdas went to Kasaragod from Ernaculum and was staying, for about 2 months, on a hill in solitude Then in response to a telegram received from a small village in Sholapur District, Ramdas started to that place and travelling via Bombay, reached the village in about a week's time. Shree Rama had taken Ramdas to this village once before this, during the early part of this year. Ramdas was invited there by a great Rama-bhakta—Madhav—Rao Kulkarni—to attend an annual religious festival (Utsava) he was celebrating. Ramdas remained there for three days, in the blissful enjoyment of Shree Rama's infinite love. Thence he was taken to various other villages of the District by Rama-bhaktas and Shree Rama, all along made his humble Das swim in a veritable ocean of love and bliss. Kartiki Ekadashi was then approaching aud Shree Rama willed

that Ramdas should be present on this day at Pandharpur, a noted shrine in Maharashtra. Ramdas stayed on the banks of the holy river Chandrabhaga, for 3 days, in the midst of lakhs of pilgrims who had assembled there, for the auspicious occasion. From Pandharpur, Ramdas was escorted to Bangalore, by a Rama-bhakta of this place who had also gone to Pandharpur, for the Ekadashi. Now Ramdas is living in a house, quite alone, situated in a solitary place. Here too, Shree Rama 'is showering on His humble Das the blessings of His unbounded love.

Now about Ramcharandas. Such is the name of the young Rama referred to in Ramdas's last post-card. Shree Rama brought Ramcharandas in contact with Ramdas first in Mangalore when Ramdas was living in a cave on the Kadri hill. He was with Ramdas for some time and by Rama's will, He left Ramdas for a pilgrimage towards the North and visited many important places of pilgrimage in Northern India, returned and rejoined Ramdas at Kasaragod. From Kasaragod, he accompanied Ramdas during his trip to Sholapur and Pandharpur and followed him last

to this place. Here by the will of Shree Rama, Ramdas asked him to pay a visit to Junagadh, Girnar, Dwarka and other shrines of Western India which he had not gone to. So he has started and his last letter has come to us from Poona. Ramcharandas is yet a boy, about 19 years old. He has a great love and attachment to Ramdas. He has been serving Ramdas with extreme kindness and devotion. He is Mother-Rama for Ramdas. He is a pure untainted soul, who has, though so young, consecrated his life to the service of Shree Rama. He is cheerful, childlike and simple. At the instance of Ramdas, he would be living mostly in solitude. Ramdas certainly expects great things from him, because Shree Rama finds in him a fit instrument to work out a great mission. Please be kind and loving to him.

Now Ramdas has received an invitation from Jhansi. So Ramdas, subject to Shree Rama's will, would leave this place for Jhansi, at about the end of January next year and he would on his way visit also Junagadh At this time Ramcharandas will be at Junagadh. From there in company with him Ramdas will proceed to Jhansi Ramcharandas wants

Ramdas to go with him therefrom to Hardwar to attend the Kumbh Mela to be held in next Vaishakh. All depends upon Shree Rama's will. Om. Om. Om. Shree Rama.

**Ramdas.** ]

**મેંગલોર,**

તા. ૩૦ ડીસેમ્બર, ૧૯૨૫.

**વ્હાલા રામ,**

શ્રી રામના ત્યાં તમારા સર્વના ઉપર આશીર્વાદ હો.

રામની ઇચ્છાથી, રામદાસ ફરી અહીં આવેલ છે અને જાન્યુઆરીના મધ્યમાં આગબોટમાં તે તરફ આવવા ઉપડશે. થોડા દિવસ મુંબઇમાં ગાળી, પછી તે તમારા તરફ એટલે જૂનાગઢ આવશે. રામચરણદાસ મુંબઇ પહોંચી ગયેલ છે. રામની ઇચ્છાથી થોડા વખતમાં ભૂસાવળ જાય અથવા તો મુંબઇમાં જ રામદાસના આવવાની રાહ જુએ.

આજની ટપાલમાં "In Quest of God" પુસ્તકની એક નકલ તમોને મોકલી છે. શ્રી રામે આખરે તેના નામની મહત્તા અને યશનું વર્ણન કરતું પુસ્તક બહાર પાડયું છે. રામ ખરેખર સર્વસ્વ છે.

રામદાસ તરફથી એક વિનતિ.

હરદ્વારમાં ભરાવાના કુંભ મેળાની **ચોક્કસ તારીખ** (મહીનો) કૃપા કરીને વળતી ટપાલે જણાવશો. મેળો ૧૯૨૬ માં ભરાશે કે ૧૯૨૭ માં તે વિષે શંકા છે. મહેરબાની કરીને માહિતી વિશ્વાસ-

પાત્ર સ્થળેથી મેળવશો. રામદાસ તમારા પ્રત્યુત્તરની રાહ અહીં જોશે. તેથી વિના વિલંબે જવાબ આપશો.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Mangalore,**
D/. 30th December, 1925.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

By Shree Rama's will, Ramdas is here again and shall start by steam-boat about the middle of January. After a few days' stay in Bombay, Ramdas proceeds to your place i. e. Junagadh. Ramcharandas has reached Bombay. May, by Shree Rama's will, go to Bhusaval in a stort time or might await Ramdas's arrival in Bombay.

By to-day's post, a copy of the book "In Quest of God" is sent to you Shree Rama has at last brought out a book that describes the greatness and glory of His name. Shree Rama is indeed all—in—all.

One request from Ramdas.

Kindly inform Ramdas by return mail, the EXACT DATE (i. e. the month) of the Kumbh

Mela to be held in Hardwar. There is a doubt as to whether the Mela will be held in 1926 or 1927. Please get the information from a reliable source. Ramdas will be looking for your reply here. So please reply without delay.

Love and Namaskars to you all there

**Ramdas.** ]

**મુંબઈ,**

તા. ૮ જાન્યુઆરી, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

શ્રી રામ અનંત પ્રેમ છે. તેની રીતો અગાધ છે છતાં તે સંપૂર્ણ રીતે દયાળુ છે અને બધું ભલાને માટે કરે છે. ચાર દિવસ પહેલાં રામદાસ મેંગલોર હતો. આજે તે અહીં છે. શ્રી રામની ઇચ્છાથી રામદાસ અહીં થોડા દિવસ રહેશે અને પછી તમારા તરફ આવવા મુંબઇ છોડશે. રામદાસ તે પહેલાં તમોને ઉપડવાના સમાચાર આપશે.

અહીં રામદાસને કહેવામાં આવ્યું કે રામચરણદાસ ભૂસાવળના એક મહાન યોગીના દર્શન માટે ત્યાં ગયેલ છે. ત્યાંથી તે જૂનાગઢ તરફ આવે. જ્યારે તે ત્યાં આવે ત્યારે તેને, રામદાસ જૂનાગઢ આવે ત્યાં સુધી, રોકાવા વિનતિ કરશો. રામની ઇચ્છા છે કે રામદાસે તેને જેમ બને તેમ જલ્દી મળવું. તમારો પત્ર બરાબર મેંગલોરથી ઉપડતી વખતે મળ્યો હતો.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

१४१

[ **Bombay,**

D/. 8th January, 1925.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama is infinite love His ways are inscrutable but He is all kind and does everything for good. Four days ago, Ramdas was in Mangalore and to-day, he is here. By Shree Rama's will, Ramdas may stay here for a few days and then leave for your place. Ramdas shall inform you of his starting before-hand.

Ramdas is informed here that dear Ramcharandas has gone to Bhusaval to take the Darshan of a great Yogi of that place. He may proceed to Junagadh from there. When he is with you, please request him to remain in Junagadh on and until Ramdas's arrival there. Shree Rama wills that Ramdas should meet him as early as possible. Your post-card reached Ramdas when just starting from Mangalore.

Love and Namaskars to you all there.

Om. Om. Om. Shree Rama.

**Ramdas.** ]

# પ્રકરણ ૫ મું.

## —: દ્વિતીય મિલન :—

### (૧) આંબાવાડીયું.

આગળના પ્રકરણમાં આપેલો સ્વામીજીનો છેલ્લો પત્ર મુંબઈથી હતો. પરંતુ તેમાં જણાવ્યા પ્રમાણે મુંબઇ છોડતાં પહેલાં તેમના તરફથી જૂનાગઢ આવવાના સમાચાર મળ્યા હતા.

એકાએક એક દિવસ સવારના ૭ વાગ્યામાં સ્વામીજીએ મગનલાલના ઘરમાં પ્રવેશ કર્યો અને ઓસરીમાં આવી પાટ ઉપર બેસી ગયા. ઘરના બધા માણસોના અચંબાનો પાર ન રહ્યો કેમકે તેમને તો સ્વામીજી મુંબઈ સુધી આવી ગયાના પણ ખબર ન હતા. ઘરની દરેક વ્યક્તિએ સ્વામીજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને મગનલાલના માતા મગનલાલને ઉઠાડવા દોડયાં, કેમકે મગનલાલ હજુ સૂતા હતા. "સ્વામીજી આવ્યા" એવા માતાના શબ્દો સાંભળતાં જ મગનલાલ ઉભા થઈ ગયા અને બહાર આવી સ્વામીજીને પ્રણામ કરવા દોડયા. સ્વામીજી પણ મગનલાલને જોતાં જ સામે દોડયા અને તેને બાથમાં લઈ ભેટી પડયા. પછી મગનલાલ પ્રણામ કરી સ્વામીજીના ચરણ આગળ બેઠા; પરંતુ ઊંઘમાંથી તાજાજ ઉઠેલ હોઈ, આ સ્વપ્ન છે કે ખરૂં દૃશ્ય, તેની તેમને ખાત્રી થતી ન હતી.

પહેલી વખત સ્વામીજી જૂનાગઢ આવેલ ત્યારે મુચુકુંદની ગુફા અચાનક કેમ છોડી ગયા તેનું વર્ણન આગળ અપાઇ ગયેલ છે. સ્વામીજીના ગયા પછી મગનલાલના માતાપિતાને, આવા મહાન સંતની સેવા કરતાં પુત્રને અટકાવવા બદલ ભારે ખેદ અને પશ્ચાત્તાપ થયેલ. મગનલાલનાં માતુશ્રીની, હવે પોતે પોતાના દેહવિલય પહેલાં એક વખત સ્વામીજીના દર્શન પામે એવી, એકજ આંતરિક ઇચ્છા હતી કે જેથી સાધુસેવામાં વચ્ચે આવવાના પાપનું પ્રાયશ્ચિત્ત થયું ગણાય. આ રીતે દર્શન માટેની તીવ્ર ઇચ્છાને બેજ વર્ષ થયાં, ત્યાં તો શ્રીરામે તેમની હૃદયપૂર્વકની પ્રાર્થના સાંભળી અને સ્વામીજી અચાનક તેમના ઘરમાં આવીને બેઠા.

સંસારી જીવનના ત્યાગ પછી સ્વામીજીએ ચાર ધામની યાત્રા કરી તેમજ ઘણાં વિકટ સ્થળોમાં પરિભ્રમણ કર્યું. ભયંકર ગુફાઓમાં કે નિર્જન એકાન્ત સ્થળોમાં અન્ન વિના ભગવત્ ચિંતનમાં દિવસોના દિવસો તેમણે આનંદપૂર્વક પોતાના પ્રિયમંત્રનો જાપ જપતાં ગાળ્યા. શાસ્ત્રમાં વર્ણવેલ સાધુ–સંન્યાસીની રહેણી કરણી તરવારની ધારપર ચાલવા જેટલી કઠણ છે. ભિક્ષાર્થે ગૃહસ્થને ત્યાં જવું પડે ત્યારે તેમના સંસારી વાર્તા પ્રવાહમાં ભળવાથી સાધુવૃત્તિ રહેતી નથી અને તેવી વાતોમાં ન ભળતાં સાધુ બહુ ઉંચી જ્ઞાનની વાતો કરે તો સામાન્ય ગૃહસ્થી તે સમજી શકતો નથી. આવી સ્થિતિમાં સંન્યાસ નભાવવો મુશ્કેલ થઇ પડે છે. પરંતુ સ્વામીજી તો કડક નિયમ પાળતા અને તિતિક્ષા સારૂ પૂર્ણ તૈયારી રાખતા. છતાં બાળકના જેવું નિર્દોષ હાસ્ય તેમના મુખ ઉપર હંમેશ સ્ફુરી રહેતું. શિયાળાની અસહ્ય ઠંડીમાં કે ઉનાળાના સખત તાપમાં સાધન વિના પણ તેઓ કેટલોક સમય રહ્યા છે. પહેલા પ્રવાસમાં તેમની સાથે એક નાનું જળપાત્ર અને ત્રણ નાનાં ધાર્મિક પુસ્તકોની એક પોટકી હતી. પરંતુ ત્યાર પછીના પ્રવાસમાં તો આટલા પરિગ્રહનો પણ ત્યાગ કર્યો હતો. શ્રીરામે તેમની

કરેલ આકરી કસોટીનો તેમનો પત્ર આગળ આપ્યો છે. તેમાં જણાવ્યા પ્રમાણે રામજીએ તેમનાં ચશ્માં પણ લઇ લીધેલ એટલે આ વખતે તો તેમની આંખ ઉપર ચશ્માં પણ ન હતાં.

આ વખતે સ્વામીજીનો ઉતારો, કાશીગિરિજી મહંતની જગ્યાની માલિકીના, ગામ બહાર અર્ધોએક માઇલ દૂર આવેલા, એક આંબાવાડીયામાં રાખ્યો હતો. સવારે ભિક્ષા માટે અને સાંજે દુધ માટે સ્વામીજી મગનલાલને ત્યાં આવતા. આ આંબાવાડીયામાં તે વખતે બીજા બે સાધુઓ પણ હતા. તેઓ, આ આંબાવાડીયાની એક બાજુએ, ચાર થાંભલા ઉપર ઉભી કરેલી એક છાપરીમા રહેતા અને છાપરીની વચમાં રાખેલ ધુણીમાં રસોઇ પકાવી ત્યાંજ જમતા. આ બે પૈકીના આત્માનંદ કોઇ કોઈ વખત ગામમાં તેના ભકતોને ત્યાં જમી આવતા. દિવસના ભાગમાં સ્વામીજી એક આંબાની ડાળે બાંધેલ હીંડોળા ઉપર બેસી મંત્રજાપ કર્યાં કરતા અને રાત્રે છાપરીમાં ધૂણીની બાજુમાં પેલા બે સાધુઓ પાસે સૂઈ રહેતા.

આ બે સાધુઓ પૈકી આત્માનંદ ઘણાજ આનંદી અને વિનોદી હતા. એક દિવસ સવારે તેમને ખૂબ ભૂખ લાગી હતી. એટલે તેમણે બીજા વૃદ્ધ દાઢીવાળા સાધુને આગલા દિવસનું કંઈ વધેલું પડયું હોય તો આપવા કહ્યું. વૃદ્ધ સાધુએ આગલા દિવસના સૂકાઇ ગયેલ રોટલાના ટુકડા પડયા હતા તે તેમની આગળ મૂકયા એટલે આત્માનંદ બાંયો ઉંચી ચડાવી તેના પર ત્રાપડ મારવા બેસી ગયા. સૂકાઈ ગયેલા રોટલાના ટુકડા રબ્બર જેવા થઈ ગયા હતા અને જેવા તેવાને માટે તો ચાવવા પણ મુશ્કેલ થઇ પડે તેવા હતા પરંતુ આત્માનંદના દાંત બહુજ મજબુત હતા એટલે એક પછી એક કટકા ચાવીને ગળા નીચે ઉતાર્યે જતા હતા. આવા લૂખા સૂકા કટકા ખાવામાં પણ આનંદ આવે અને મોમાં પાણી

છૂટે તે માટે તેઓ દરેક કટકો મોમાં મૂકતી વખતે, લાડુ–લાડુ–લાડુ, જલેબી–જલેબી–જલેબી, બરફી–બરફી–બરફી, એમ જુદી જુદી મીઠાઈઓનાં નામ લેતા જતા હતા.

સવારે ખાધેલ આ સૂકા રોટલાના ટુકડાને લઇને બપોર થતાં તો આત્માનંદના પેટમાં દુખાવો ઉપડયો. એટલે "હું ડૉકટર પાસે જાઉં છું" કહીને, ત્યાંથી ચાલી નીકળ્યા અને સાંજે સાજા થઇને પાછા ફર્યા.

વૃદ્ધ સાધુએ તેમને પૂછ્યું, "મહારાજ, ડૉકટરને ત્યાં જઈ આવ્યા?" આત્માનંદ કહે, "સાચેજ જઈ આવ્યો. તેમણે મને ચાર ગોળીઓ આપી અને તે ખાતાંજ પેટનો દુખાવો મટી ગયો. ગોળીઓ કેવડી હતી ખબર છે? દડા જેવડી. ડૉકટરે પ્રીસ્ક્રીપ્શનમાં લાડુ લખી આપ્યા અને તેનાથી મને આરામ થઈ ગયો."

આ ડૉકટર બીજા કોઈ નહિ પરંતુ ડૉકટર મહાદેવીઆજ હતા. જેવા આત્માનંદ આનંદી હતા તેવાજ ડૉ. મહાદેવીઆ પણ આનંદી હતા. તેમણે મહારાજના દર્દનું બરાબર નિદાન કરી પોતાને ઘેર લઈ જઈ યોગ્યજ દવા ખવરાવી સાજા કરી પાછા મોકલ્યા.

આ બે સાધુઓ એક દિવસ કાચા સીધાને અભાવે સ્વામીજી મગનલાલને ત્યાં ભોજન માટે આવવા નીકળ્યા ત્યાંસુધી ભૂખ્યા હતા. તેજ દિવસે મગનલાલને ત્યાં સ્વામીજી માટે લાડુ બનાવ્યા હતા. સ્વામીજી જમવા બેઠા અને ભાણામાં લાડુ જોતાંજ બોલી ઉઠયા, "આ લાડુ થાળીમાંથી લઈ લો. હું લાડુ નહિ ખાઉં." ("યહ લડ્ડુ લે લો. મૈં લડ્ડુ નહિ ખાઊંગા.") મગનલાલે પૂછ્યું, "કેમ?" સ્વામીજી કહે, "ત્યાં આંબાવાડીયામાં બે સાધુ ભૂખ્યા પડયા છે. તેમને આજે સાદું ભોજન પણ મળ્યું નથી

અમે આ દાસ અહીં લાડુ ખાય તે કેમ બની શકે ? આ લાડુ લઈ લો અને મને રોટલો આપો." ("વહાં અસ્થાન પર દો સાધુ ભૂખે પડે હૈ. ઉન્હે આજ સાદા ભોજન ભી નહિ મિલા. યહ નહિ હો સકતા કિ મૈં યહાં લડ્ડુ ખાઊં ઔર વે વહાં ભૂખે રહે. તુમ યહ લડ્ડુ લે લો ઔર મુઝે માત્ર રોટી દે દો.") સર્વત્ર પ્રાણી માત્રને રામરૂપે જોનાર સ્વામીજીએ અનુકમ્પાપૂર્ણભાવે આ પ્રમાણે કહ્યું, ત્યારે મગનલાલે ઉત્તર આપ્યો, "મહારાજ, એ ભૂખ્યા નહિ રહે." સ્વામીજી સમજ્યા કે મગનલાલ તેમને ભોજન પહોંચાડશે એટલે તેમણે થાળીમાં મૂકેલ લાડુમાંથી એક ટુકડો ભાંગીને ખાધો. મગનલાલ અને સ્વામીજી બન્નેનું ભોજન પૂરું થતાં સ્વામીજી આંબાવાડીયામાં પોતાના ઉતારા તરફ ગયા અને મગનલાલ રેલ્વે ઑફીસમાં પોતાની નોકરી ઉપર જવા નીકળ્યા. પેલા બે સાધુની ક્ષુધાતૃપ્તિની વાતજ વીસરી ગયા.

મગનલાલનો માર્ગ ઉત્તર તરફ અને સ્વામીજીનો માર્ગ દક્ષિણ તરફ હતો. સ્વામીજી આંબાવાડીયામાં પહોંચ્યા ત્યાંસુધી મગનલાલની ગતિ ઑફિસ તરફ ચાલુ રહી. પરંતુ આંબાવાડીયામાં જઈ પેલા બે ભૂખ્યા સાધુને જોતાંજ સ્વામીજીએ મગનલાલને યાદ કર્યા અને યાદ કરતાંની સાથેજ આ બાજુ મગનલાલની ગતિ અચાનક રૂંધાણી. મગનલાલને ઑફીસ જવાનું મોડું થતું હતું છતાં કોઈ અકળ કારણથી આગળ જવાની ઈચ્છા છતાં ગતિ થતી નહતી. એટલે ઑફીસનો માર્ગ છોડી પ્રયોજન વિના પંચહાટડી બજાર તરફ ચાલ્યા. પંચહાટડી ચોકમાં પહોંચી, ઉભા રહી, વિચારમાં આમ તેમ જોતાં કંદોઇની દુકાન તરફ નજર ગઈ અને કંદોઇને ત્યાં જઇ સહેજે કંઈ કારણ વિના એક શેર ચેવડો અને એક શેર પેંડાનાં બે પડીકાં બંધાવ્યા. પોતે જમીને નીકળેલ એટલે પોતાને માટે તો જરૂર નહતી એ સ્પષ્ટ હતું અને બીજા કોને માટે બંધાવે છે તેની ખબર નહતી. પરંતુ પડીકાં હાથમાં લેતાંજ નાગરવાડાને રસ્તે

આંબાવાડીયા તરફ સ્વાભાવિકજ પગ ઉપડયા. પોતાની નોકરીનો સમય વીતી જાય છે અને મોડું થાય છે તે વિચારજ મનમાં ન ઉઠવા દેતાં, કોઇ અદશ્ય બળ તે તરફ તેમને આકર્ષતું હોય તેમ તેમને લાગ્યું.

આંબાવાડીયામાં જઇ જોયું તો સ્વામીજી હીંચકા ઉપર બેસી તેમની રાહ જોતા લાગ્યા. તેમને આવતા જોઈ સ્વામીજીએ કહ્યું, "હમણાં પા કલાક પહેલાં મેં તમોને યાદ કર્યા હતા. અહીં આવીને આ બે ભૂખ્યા સાધુને જોતાંજ તમો યાદ આવ્યા અને મનમાં દુઃખ થયું કે મગનલાલને આ ભૂખ્યા સાધુનું સ્મરણ રહ્યું નહિ અને ઑફીસમાં ચાલ્યા ગયા. શું લાવ્યા છો?" ("અભી પાવ ઘંટા પહલે મૈંને તુઝે યાદ કિયા થા. યહાં આ કર યહ દો ભૂખે સાધુકો દેખકર તુમ્હારી યાદ આઈ ઔર રંજ હુવા કિ મગનલાલકો વિસ્મૃતિ હો ગઇ ઔર ઑફીસ ચલા ગયા. કયા લાયા?") મગનલાલે ચેવડો અને પેંડાનાં બે પડીકાં સ્વામીજી પાસે ધર્યાં એટલે પોતે સાધુને આપવા આજ્ઞા કરી. મગનલાલ પડીકાં સાધુને આપી સ્વામીજી પાસે આવ્યા કે તુરતજ તેમણે કહ્યું, "ઑફીસે જવાનું મોડું થાય છે. જલ્દી પહોંચી જાવ.' (ઑફીસ જાનેમેં દેર હો રહી હૈ. જલ્દી જાઓ.") એટલે મગનલાલ પોતાની નોકરી ઉપર ગયા. સ્વામીજીની કોઇ અદ્‌ભુત શક્તિનો આમ તેમને સ્વામીજીની બીજી મુલાકાત દરમ્યાન પણ પરિચય થયો.

## (૨) વ્યાસ બાપા.

મૂળશંકર વ્યાસ નામે એક ભક્ત પુરૂષ જૂનાગઢ અને તેની આસપાસના પ્રદેશમાં રહેતા હતા. સૌરાષ્ટ્ર અને લગભગ આખા કાઠિયાવાડના લોકો તેમને વેદવ્યાસનો અથવા તો ભક્ત નરસિંહ મહેતાનો અવતાર માનતા.

મગનલાલના બાપા એટલે તેમના પિતાના મોટાભાઈ જગજીવનદાસ સુરદાસ હતા. ચર્મચક્ષુ જતાં તેમનાં પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયાં હતાં. આખી જીંદગી શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાંજ ગઇ હતી. મહાજ્ઞાની અને ભક્ત હતા. નાનપણથી અંધ થયેલ હોઈ તેમજ એકાન્ત માટે મગનલાલના પિતાથી જુદા, પાડોશમાંજ થોડે દૂર રહેતા હોઈ, મગનલાલની ઉમ્મર સાત–આઠ વર્ષની થતાંજ તેમને બાપાની સેવામાં સોંપી દેવામાં આવ્યા હતા. બાપા સાંજે એકજ વખત સાદો સાત્વિક આહાર લેતા. મરી મસાલાનો સદંતર ત્યાગ કરેલ હતો. અને ભોજનમાં પણ માત્ર દુધ, ભાત અને બાફેલું શાકજ લેતા. મગનલાલ તેમને દોરીને સાંજે પોતાને ઘેર ભોજન માટે લઇ આવતા.

બાપાના નાનપણથીજ સતત રાત દિવસના સહવાસને લઇને મગનલાલને તેના ખરાં માતા પિતા, માતા પિતા લાગતાં જ નહિ. તેમને એવો ભ્રમ હતો કે તેમના માતા હયાત નથી અને બાપા એજ પિતા છે. આ ભ્રમ બાપાના મૃત્યુ બાદ ઘણે સમયે નાબુદ થયો.

આવા જ્ઞાની ભક્તના સહવાસમાં નાનપણથીજ રહેવાને લઇને મગનલાલમાં પણ સાત્વિક વૃત્તિ અને ભક્તિના સંસ્કાર રેડાયા અને આજ સંસ્કારને બળે સમજણા થતાં સાધુ સંતો પ્રત્યે પ્રેમ જાગ્યો.

મગનલાલના બાપા પાસે જૂનાગઢના સંસ્કારી—ઇશ્વરાભિમુખ ઘણા સજ્જનો, ખાસ કરીને સવારે અને સાંજે આવતા. આ ચરિત્રમાં જેમના નામોનો ઉલ્લેખ આવે છે તે કાન્તિલાલના પિતા મણિશંકરભાઈ, કાશીરામભાઈ, સુદર્શનભાઈ, કરોડે, જેશંકર વૈદ્ય વગેરેને પણ બાપા પ્રત્યે પૂજ્યબુદ્ધિ હતી તેમજ તેમને ત્યાં તેમની બેઠક હતી. વ્યાસજીનો પણ જગજીવનદાસ ઉપર અનહદ પ્રેમ હતો અને જ્યારે જ્યારે જૂનાગઢ આવતા ત્યારે અચુક

આ સુરદાસને મળતા. જગજીવનદાસના મૃત્યુ પહેલાં અઢાર દિવસથી વ્યાસજીએ તેમની પાસે દરરોજ ગીતાનો એક અધ્યાય વિવરણ સાથે વાંચવો શરૂ કરેલ અને અઢારમો અધ્યાય પૂરો થતાં તેજ દિવસે રાત્રે જગજીવનદાસે પોતાના દેહનો ત્યાગ કરેલ. આ રીતે મગનલાલ પણ વ્યાસજીના નિકટના પરિચયમાં આવેલ. વ્યાસજી તેમને પોતાના પુત્ર સમાનજ ગણતા.

સ્વામીજી બીજી વખત જૂનાગઢ આવ્યા ત્યારે વ્યાસજી પણ તે શહેરમાં હતા. વ્યાસજીના એક શિષ્ય સુદર્શનભાઇ મગનલાલના સ્વ. બાપા તથા પિતાના સ્નેહી હતા. તેમણે વ્યાસજીની પોતાને ત્યાં પધરામણી કરવા નક્કી કરેલ. સાથોસાથ સ્વામીજી પણ પોતાને ત્યાં પધારે એવી તેમની ઈચ્છા હોઈ, મગનલાલ મારફત સ્વામીજીને પણ પોતાને ત્યાં પધારવા વિનતિ કરી. વ્યાસજી જેવા પવિત્ર, ભક્તપુરુષના સત્સંગના લાભાર્થે સ્વામીજીએ વિનતિનો સ્વીકાર કર્યો.

બન્ને મહાપુરુષોને એકજ ગાદી ઉપર બેસાડી સુદર્શનભાઇએ બન્નેની પાદપૂજા કરી અને દક્ષિણા ધરી. તેમના કુટુંબની પણ દરેક વ્યક્તિએ પૂજા કરી દક્ષિણા ધરી. પૂજનવિધિ સમાપ્ત થયા પછી વ્યાસજીએ પોતાના ચરણ પાસે પડેલ દક્ષિણાના પૈસાની ઢગલી ઉપાડી સ્વામીજીના ચરણ પાસે પડેલ દક્ષિણાના પૈસાની ઢગલી ભેગી મૂકી દીધી. એ જોઈ સ્વામીજીએ વગર બોલ્યે આખી ઢગલી ઉપાડી વ્યાસજી પાસે મૂકી દીધી. એટલે વળી વ્યાસજીએ તે સ્વામીજીના ચરણમાં મૂકતાં વિનતિ કરી કે "આપ સંન્યાસી છો એટલે પૈસાનો સંગ્રહ કે સ્પર્શ નહિ કરતા હો. પરંતુ એ પૈસા મગનલાલ પાસે રહેવા દો. અને આપને યોગ્ય લાગે ત્યાં તેનો ઉપયોગ કરવા તેમને આજ્ઞા કરજો." એટલે સ્વામીજીએ વિશેષ આગ્રહ છોડી દીધો અને મગનલાલે પૈસા ઉપાડી પોતાના ખીસામાં મૂક્યા. એ સમયે સ્વામીજી પોતાની પાસે કશું ધન રાખતા નહિ.

સ્વામીજીની આવી વૃત્તિ જોઈ વ્યાસજી જેવા સંત પુરુષે કહ્યું કે, “જીવનમુક્ત પુરુષનાં દર્શન કરી આજે હું પાવન થયો છું.” મગનલાલ તરફ ફરી કહ્યું, “તારા પ્રજ્ઞાચક્ષુ, ભક્ત બાપાએ તારા હૃદયમાં સીંચેલ સંસ્કાર તારામાં મૂર્તિમંત થતા જોઇ હું ખુશી થયો છું. આવાજ સંતોની જીવનભર સેવા કરતો રહેજે.”

ત્યારબાદ વ્યાસજી સ્વામીજીને જેશંકર વૈદ્ય કે જેમને ત્યાં પોતે ઉતર્યા હતા ત્યાં લઈ ગયા. જતાં જતાં મગનલાલને કહ્યું, “મગન, તારા સ્વામીજીને હું લઈ જઉં છું.” આ સાંભળી મગનલાલને ધ્રાસકો પડયો. પરંતુ બંન્ને તરફ એકસરખી પૂજ્ય બુદ્ધિ હોય કંઈ બોલ્યા વગર તેમની પાછળ પાછળ ગયા. ત્યાં સ્વામીજીને વ્યાસજી સાથે ભોજન માટે બેસાડયા.

ભોજન બાદ વ્યાસજીએ સ્વામીજીને પૂછયું. ચંચળ મનને વશ કેવી રીતે કરવું ?” સ્વામીજીએ જવાબ આપ્યો, “રામના સતત સ્મરણથી.” (“રામકે સતત સ્મરણસે.”) વ્યાસજીએ બીજો સવાલ પૂછ્યો. “રામના સતત સ્મરણનુ છેવટ ફળ શું ?” સ્વામીજીએ ઉત્તર આપ્યો, “રામજીના વિશ્વરૂપ દર્શનની પ્રાપ્તિ એટલે કે અમૃતત્વ અને શાશ્વત આનંદની પ્રાપ્તિ. (“રામજી કે વિશ્વરૂપ દર્શનકી પ્રાપ્તિ—અમૃતત્વ ઔર શાશ્વત આનંદકી પ્રાપ્તિ.”)

વ્યાસજી સ્વામીજીના ઉત્તરથી એટલા બધા સંતુષ્ટ થયા કે તેમને ભેટી પડયા. બન્ને એકજ કોટીના ભક્ત હતા. પછી સ્વામીજીને જવાની રજા આપતાં મગનલાલને સંબોધીને વ્યાસજીએ કહ્યું, “ગભરાઈશ નહિ. તારા સ્વામીજીને તને પાછા સોંપું છું.” સ્વામીજીને લઇને મગનલાલ આંબાવાડીયે પાછા ફર્યા.

તે જ દિવસે સાંજે, સ્વામીજીએ, મગનલાલે પોતાની પાસે રાખેલ પૂજન વખતની દક્ષિણાના પૈસામાંથી, જેટલી આવે તેટલી

મીઠાઇ ખરીદી, કાશીગિરિજીના આશ્રમના સાધુઓને ભોજન સમયે ખવરાવી દેવા હુકમ કર્યો. તે પ્રમાણે મગનલાલ મીઠાઈ ખરીદી લાવ્યા અને રાતના ભોજન વખતે સાધુઓને તેઓના નિત્યના રોટી અને દાળના ભોજન સાથે મીઠાઈ પણ પીરસવામાં આવી.

એક વખત સ્વામીજીને લઈને મગનલાલ, સ્વામીજી તેમની અગાઉની મુલાકાત વખતે જ્યાં ભજન માટે રહેલ, તે મુચુકુંદની ગુફામાં ગયા. આ વખતે ત્યાં એક સંન્યાસીની રહેતાં હતાં. તેમને બધા માતાજી કહીને બોલાવતા. તેઓ યુવાન હતાં અને ભગવાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેમની મુખમુદ્રા ધીર–ગંભિર-શાન્ત અને લલાટ ભવ્ય અને તેજસ્વી હતું. તેઓના મુખમાંથી "શિવોહ" નો જાપ સતત ચાલ્યા કરતો હતો. તેઓ આવા એકાન્ત સ્થળમાં એકલાંજ રહેતાં હતાં. સ્વામીજીને જોઈને તેઓ બહુ ખુશી થયાં. તેઓની સાથે સ્વામીજીએ થોડી વાતચીત કર્યા બાદ તેઓ બન્ને પાછા ફર્યા.

આવા સ્થળમાં આ માતાજીને એકલાં રહેતાં જોઈ મગનલાલને ખૂબ આશ્ચર્ય થયું. પરંતુ જેને ઈશ્વરની લગની લાગી છે અને જે તેની પ્રાપ્તિ અર્થેજ નીકળેલ છે-તે પુરુષ હોય કે સ્ત્રી-તેને એકાન્ત કે ભયંકર જગ્યા વિઘ્નરૂપ ન થતાં ઉલ્ટાં તેના ધ્યેયની સિદ્ધિ માટે સહાયક બને છે. ધન્ય છે માતાજી! તમારા અભયને વંદન હો.

સ્વામીજી આ વખતે જૂનાગઢ આવ્યા ત્યારે કાન્તિલાલ લીંબડી હતા. તેમના પિતા જૂનાગઢ સ્ટેટની નોકરીમાંથી નિવૃત્ત થઈ પેન્સન ઉપર ઉતરેલ હોઈ, તેઓ તેમના મૂળ વતન લીંબડી રહેવા ગયેલ. કાશીરામભાઈ પણ પેન્સન લઇ, નિવૃત્ત થઈ, પોતાને વતન રાંદેર ગયેલ.

જૂનાગઢ આવ્યા પછી બીજેજ દિવસે સ્વામીજીએ કાન્તિલાલ તથા કાશીરામભાઈને અનુક્રમે નીચે પ્રમાણેના પત્રો લખ્યા હતા.

જૂનાગઢ,
તા. ૧૫મી. જાન્યુઆરી, ૧૯૨૬.

પ્યારા રામ,

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ ઊતરો.

રામની કૃપાથી રામદાસ ગઈકાલે રાત્રે અહીં આવ્યો છે. અને મગનલાલને ઘેર બેસીને આ કાગળ લખે છે. રામચરણદાસ કે જે હમણાં નાસીક અથવા તો નર્મદા કિનારા તરફ છે અને જેની થોડા વખતમાં જ અહીં આવવાની વકી છે, તે અહીં આવી ગયા પછી રામદાસે ઝાંસી તરફ પ્રયાણ કરવું એવી રામની મરજી છે. રામદાસ તમોને મળવા આતુર છે. તેથી દયા કરીને અહીં આવવા તસ્દી લેશો અને રામદાસને તમારા સહવાસનો આનંદ આપશો.

શ્રી રામ પ્રેમ–શુદ્ધ પ્રેમ છે અને તે ઘણો દયાળુ છે.
તમોને અને ત્યાં બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Junagadh,**
D/. 15th January, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Through Shree Rama's grace, Ramdas arrived here last night and is writing this post-card at Maganlal's house. Shree Rama wills that Ramdas should proceed from here to Jhansi, after the arrival of Ramcharandas, who is now somewhere in Nasik or Narbada

Coast and is expected here shortly. :Ramdas desires to see you. So kindly, make it convenient to come here and give Ramdas the pleasure of your company.

Shree Rama is love—pure love. He is very kind.

Love and Namaskars to yourself and all there.

**Ramdas.** ]

**જૂનાગઢ,**

તા. ૧૫મી જાન્યુઆરી, ૧૯૨૬.

**પ્યારા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

ગઈ રાત્રે રામ તેના નમ્ર દાસને અહીં લાવ્યો છે અને રામદાસ મગનલાલને ત્યાંથી આ પત્ર લખે છે. રામચરણદાસ હજુ અહીં આવેલ નથી. જ્યારે તે આવી જશે–ક્યારે તે એકમાત્ર રામજ જાણે છે–ત્યારે રામદાસ ઝાંસી જવા ઉપડશે. ઉત્તર તરફ રામદાસ પ્રયાણ કરે તે પહેલાં તેની ઈચ્છા તમારા દર્શન કરવાની છે તો અહીં આવવા તસ્દી લેશો અને રામદાસને તમારા સહવાસનો લાભ આપશો.

પ્રેમ અને નમસ્કાર સાથે,

**રામદાસ.**

[ **Junagadh,**

D/. 15th January, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama has brought his humble slave Ramdas to this place last night. Ramdas is writing this post-card at Maganlal's house. Ramcharandas has not yet arrived here. After he comes–when is known to Rama only- Ramdas starts for Jhansi Ramdas desires to have your Darshan before he leaves for the North. So kindly, make it convenient to come here and give Ramdas the pleasure of your company.

With Love and Namaskars,

**Ramdas.** ]

આ પત્ર મળ્યા પછી થોડા દિવસે કાન્તિલાલ જૂનાગઢ આવ્યા અને થોડા દિવસ સ્વામીજી સાથે જૂનાગઢમાં ગાળી તેમને પોતાની સાથે લીંબડી આવવા વિનતિ કરી. તેમણે તેનો સ્વીકાર કર્યો. કાશીરામભાઇ તરફથી પણ પોતે વૃદ્ધાવસ્થાને લઇને લાંબી મુસાફરી કરી શકે તેમ નહિ હોઈ, સ્વામીજીને રાંદેર પધારી દર્શન આપવાની વિનતિ કરતો પત્ર આવ્યો. એટલે સ્વામીજીએ બન્ને સ્થળે જવાનો નિર્ણય કર્યો અને લીંબડી જવા માટેનો દિવસ નક્કી કરી, મગનલાલ સાથે લીંબડી જવા માટે જૂનાગઢ છોડયું.

## (૩) લીંબડી.

લીંબડીમાં સ્વામીજી આવ્યાના સમાચાર વીજળીવેગે પ્રસરી ગયા અને સવારથી રાતના બાર સુધી માણસોનો દર્શન માટે ધરોડો પડયો. કાન્તિલાલનું મકાન ગૃહસ્થીના ઘરમાંથી દેવ-મંદિરમાં પલટાઈ ગયું.

દર્શન માટે અનેક સજ્જનો અને સન્નારીઓ આવતાં. તેમાં એક અતિવૃદ્ધ, નેવું વર્ષનાં, બાળવયમાં વિધવા થયેલ, ગંગામા નામે ડોશીમા હતાં. તેમને જોતાંજ રામાયણમાં વર્ણવેલ શબરી-માઇનો ખ્યાલ આવતો. સ્વામીજીનો ઉતારો બીજે માળ હતો છતાં ડોશીમા આ ઉમ્મરે ધ્રૂજતાં-ધ્રૂજતાં, થાક ખાતાં, દરરોજ ઉપર આવતાં. ઉપર આવી સ્વામીજીનો હાથ પકડી તેમને ઉભા કરતાં અને ભેટતાં. પછી સ્વામીજીના આખા શરીરે હાથ ફેરવતાં ફેરવતાં, ગદ્‌ગદ્ કંઠે, ધ્રૂજતા અવાજે પૂછતાં, "મારો રામ, મારો બાપલીઓ, સાજો નરવો છે ને?" આ દૃશ્ય એટલું બધું હૃદયંગમ અને ભાવવાહી થતું કે ત્યાં હાજર રહેલા દરેકની આંખોમાં પ્રેમાશ્રુ ઊભરાતાં. પછી ડોશીમા સાથે લાવેલ સાકરનો ગાંગડો સ્વામીજીના મુખમાં મૂકતાં. એથી સ્વામીજી આ ડોશીમાને "સાકરવાલીમાઇ"ને નામે ઓળખાવતા. આ વૃદ્ધ ડોશીમાને હાથમાં લાકડી લઇ, હાંફતાં, થાકી જતાં, ધ્રૂજતાં, શુદ્ધ નિષ્કામ પ્રેમને ખાતર ઉપર ચડતાં જોઇ, સ્વામીજીનું હૃદય પણ પ્રેમ અને અનુકમ્પાથી ઉભરાઈ જતું. સ્વામીજીએ તેમને, તકલીફ લઈ ઉપર ન ચડવા સમજાવતાં કહ્યું, "મા, તારાં દર્શન માટે તારો આ બાળક નીચે આવશે." ("માઈ, આપકે દર્શન કરને કે લિયે તુમ્હારા બચ્ચા નીચે આયગા.") છતાં ડોશીમા તેમ કરવા કબુલ ન થયાં. એટલે ડોશીમાના ગયા પછી સ્વામીજીએ મગનલાલ તથા કાન્તિલાલને સૂચના આપી કે જેવાં ડોશીમા ફળીમાં આવતાં દેખાય કે તુરત જ તેમને ઉપર ખબર આપવા, કે જેથી પોતે દોટ દઇ નીચે ઉતરી આવી, માને ઉપર આવવાની તકલીફમાંથી બચાવી શકે અને પોતે માના દર્શન પામી શકે.

બીજે દિવસે 'સાકરવાળીમાઇ' આવ્યાના ખબર મળતાં સ્વામીજી નીચે દોડયા પરંતુ તેમને નીચે ઉતરતા જોતાંજ ડોશી-

માએ ધ્રૂજતાં, લંબાતા કંઠે બૂમાબૂમ કરી મૂકતાં કહ્યું, 'નહિ. મારા રામ નહિ. તમે નીચે આવે મા, ઉપર જતા રહો. હુંજ ઉપર આવીશ." ડોશીમાની બૂમાબૂમ સાંભળી સ્વામીજી દાદર ઉપરજ થંભી ગયા અને લાચારીએ પાછા ફર્યા ડોશીમાને દરરોજ ઉપર આવવાને ક્રમ ચાલુ રહ્યો.

સ્વામીજી જેવા મહાન સંતનું લીંબડીમાં આગમન થયું છે એવા સમાચાર લીંબડીના ઠાકોર સાહેબ સર દૌલતસિંહજીને મળતાં, એક સવારે, તેઓ સ્વામીજીનાં દર્શન માટે આવ્યા. સ્વામીજીએ પોતાની ગાદી ઉપર જગ્યા કરી આપી બેસવા કહ્યું. પરંતુ તેઓ પ્રણામ કરી બીજા ભક્તોની સાથેજ જાજમ ઉપર બેઠા અને કલાકેક બેસી સ્વામીજીના વચનામૃતનું પાન કરી વિદાય થયા. વિદાય વખતે કાન્તિલાલના પિતાએ ધોળવિધિ કર્યો

બીજે દિવસે પણ ઠાકોર સાહેબ મીસ શાર્પ સાથે સ્વામીજીનાં દર્શને આવ્યા. બીજે દિવસે પણ કાન્તિલાલના પિતા ધોળ કરવા આવતાં તેમણે કહ્યું, "મણિશંકર, એક દિવસ ધોળ કર્યો એટલું બસ છે. હું અહીં રાજા તરીકે આવતો નથી. હું તો સ્વામીજીના એક ભક્ત તરીકે, બીજા બધા આવે છે તેમ, દર્શન કરવા આવું છું અને સ્વામીજી રહે ત્યાંસુધી આવવાનો છું. એટલે આવી વિધિની જરૂર નથી અને તેની હું મનાઈ કરૂં–છું." ઉઠતી વખતે ઠાકોર સાહેબે સ્વામીજીને મહેલમાં પધારવા વિનતિ કરી અને તેનો સ્વીકાર થતાં, સ્વામીજીની સાથે મગનલાલ તથા કાન્તિલાલને પણ લઈને તેઓ મહેલમાં આવ્યા. આ પછી મહેલમાં દરરોજ જવાનો કાર્યક્રમ નક્કી થયો અને સ્વામીજી લીંબડીમાં રહ્યા ત્યાંસુધી દરરોજ ઠાકોર સાહેબ આવીને સ્વામીજીને મહેલમાં લઈ જતા અને બાર સાડાબારે પાછા કાન્તિલાલને ત્યાં પહોંચાડી દેતા. સ્વામીજીની કૃપાથી મગનલાલ અને કાન્તિલાલને પણ મહેલમાં થતા આ સત્સંગનો લાભ મળતો.

એક દિવસ સાકરવાળા મા બિમાર પડી ગયેલ એટલે સ્વામીજીનાં દર્શને આવી શકેલ નહિ. એક બીજા ડોશીમાએ સવારે સ્વામીજીને આ ખબર આપતાં, તેઓ મગનલાલ અને કાન્તિલાલને લઈને માને જોવા તેમને ઘેર જવા નીકળ્યાં. નાકા બહાર નીકળતાં જ થોડે દૂર સડક ઉપર ઠાકોર સાહેબની ગાડી દેખાઈ. સાથે મીસ શાર્પ પણ હતાં. બન્ને કાન્તિલાલને ત્યાં સ્વામીજીનાં દર્શન માટે અને તેઓને નિત્યના ક્રમ પ્રમાણે પોતાની સાથે મહેલમાં લઈ જવા તેડવા આવ્યાં હતાં. ઠાકોર સાહેબ ત્રણેને બહાર જતા જોઈ, ત્યાંજ સડક ઉપર ગાડી ઉભી રખાવી, સ્વામીજી પાછળ એક નોકરને દોડાવ્યો. નોકરે સ્વામીજી પાસે આવી કહ્યું. "બાપુ પધાર્યા છે." સ્વામીજીએ ઉત્તર આપ્યો, "રાજારામને કહો કે થોડીવાર બેસે. રામદાસ હમણાં આવે છે." ("રાજારામસે કહો કિ થોડી દેરકે લિયે બૈઠે. રામદાસ અભી આતા હૈ.")

સ્વામીજી પાછા ફર્યાં નહિ. રાજાની શેહમાં તણાઈને ગરીબ ડોશીના પ્રેમની અવગણના કરી નહિ. ઠાકોરસાહેબે પણ ખરાબ ન લગાડતાં, સ્વામીજી પાછા ફરતાં સુધી, કાન્તિલાલના ઘરમાં સ્વામીજીવાળા ઓરડામાં બેસી તેમની રાહ જોઇ.

ઝનાનામાં બામા સાહેબને સ્વામીજી વિષે ખબર પડતાં તેમણે તેમના કારભારી—લીંબડીના નિવૃત્ત દિવાન—વૃદ્ધ ઝવેરભાઈ, પોતાની તરફથી સ્વામીજીને પોતાને દર્શન આપવા પધારવાની વિનતી કરવા મોકલ્યા. સ્વામીજીએ વિનતિનો સ્વીકાર કર્યો અને તે અનુસાર ઝવેરભાઈ બપોરે ત્રણ વાગ્યે ગાડી લઈ સ્વામીજીને લેવા આવ્યા.

ઝવેરભાઈએ નીકળતી વખતે, કાન્તિલાલ અને મગનલાલ તરફ જોઈ પૂછ્યું, "ભાઇઓ તમો પણ આવો છો કે?" બન્નેએ હા પડતાં ઝવેરભાઇએ કહ્યું, "બન્ને સાથે એક એક ધોતીયું

અથવા પંચીયું લઈ લો." મગનલાલ અને કાન્તિલાલને ધોતીયાની બીજી કોઈ ઉપયોગીતા ન સમજાતાં માન્યું કે સ્વામીજીને મેવો, મીઠાઇ, ફળ વગેરે અર્પણ કરવાનાં હશે એટલે બાંધવા માટે ધોતીયાં સાથે લેવાનું કહે છે.

ઝનાનાના દરવાજા આગળ પહોંચી, ગાડીમાંથી ઉતર્યાં કે તુરત જ ઝવેરભાઈએ આ બન્ને મિત્રોને પૂછ્યું, "ભેટ બાંધતાં આવડે છે?" બન્ને ઝવેરભાઈ સામે આવડતું નથી એમ બતાવવા આભા બની જોઈ રહ્યા. એટલે ઝવેરભાઈએ કહ્યું, "કમ્મર ઉપર ગોળ ગોળ ધોતીયું વીંટાળી લો." બન્નેએ તે પ્રમાણે કર્યું પણ તેમ કરતાં બન્નેને છૂટથી ચાલવું આવશ્યક થઇ પડયું. ઉતાવળમાં તેમજ અણઆવડતને લઇને પોચું બંધાયેલ એટલે ધોતીયું નીચે પડી જવાની પણ ધાસ્તી હતી. તેથી બન્નેએ એક હાથે પેટ આગળથી ધોતીયું પકડી રાખીને ઝનાનામાં પ્રવેશ કર્યો.

ઝનાનામાં ચક પાછળ બામા સાહેબ રાણીસાહેબ, કુંવરી સાહેબ વગેરે બેઠાં હતાં. ચકોર બામાસાહેબ આ બન્ને મિત્રોનો વિદૂષક જેવો વેશ જોઇ વસ્તુસ્થિતિ સમજી ગયાં.

સ્વામીજી બેઠા પછી થોડીવારે અંદરથી પૂજનનો થાળ આવ્યો અને બામા સાહેબ બોલ્યાં, "સ્વામીજી સાથે જે બે ભાઈઓ આવેલ છે, તે બેમાંથી એક ભાઈ મારા વતી સ્વામીજીનું પૂજન કરે."

આ સાંભળતાંજ મગનલાલ અને કાન્તિલાલ વિચારમાં પડી ગયા અને એક બીજા સામે જોઇ રહ્યા, કેમકે અત્યારે વીંટાળેલા ધોતીયાની એવી સ્થિતિ હતી કે પકડી રાખવામાં ન આવે તો જમીન ઉપર પડી જાય. મગનલાલે ધીમા સ્વરે કાન્તિલાલને પૂજન કરવા ઉઠવા કહ્યું. કાન્તિલાલે ધોતીયા તરફ ઇશારો કરી સામા તેમનેજ ઉઠવા કહ્યું. આમ એક બીજા વચ્ચે ઇશારામાં થોડો

સમય જતાં બામા સાહેબે ફરી કહ્યું, "શું વિચાર કરો છો, ભાઈઓ ? બેમાંથી એક ઉઠો અને મારા વતી પૂજન કરો."

મગનલાલની ખાત્રી થઇ ગઈ હતી કે કાન્તિલાલ તો ઉઠવા-નાજ નથી એટલે લાચારીએ એક હાથે પેટ આગળથી ધોતીયું પકડી ઉઠયા અને સ્વામીજી પાસે જઈ, તેજ રીતે એક હાથે ધોતીયું પકડી રાખી બીજે હાથે પૂજન કર્યું. આરતી વખતે બીજો હાથ પણ છૂટો કરવો પડયો, પરંતુ વાંકા વળીને આરતી કરતા હોઇ ધોતીયું થોડું નીચે ઉતરી અટકી ગયું. સાવ જમીન પર ન પડયું.

આરતી પૂરી થતાં, મગનલાલ ફરી ધોતીયું ઉંચું કરી, હાથથી પકડી રાખી, પોતાની જગ્યા ઉપર આવી બેસી ગયા. તેઓ નીચે બેઠા કે તુરતજ બામા સાહેબે ઝવેરભાઇને સંબોધીને કહ્યું, "ઝવેરભાઇ, આ છોકરાઓની આ સ્થિતિ તમોએ કરી ?" ઝવેરભાઈ મૌન રહ્યા. બામા સાહેબે આગળ ચલાવ્યું, "આ છોકરાઓ તો મારા બચ્ચાં બરાબર છે. વળી સ્વામીજીના ભક્ત છે અને સ્વામીજી સાથે આવેલ છે. તેમને આવી શિક્ષા હોય ?" ત્યારપછી બન્ને મિત્રોને સંબોધીને કહ્યું, "ભાઈઓ, હવે આવો ત્યારે ભેટ બાંધતાં નહિ. એમને એમ અહીં આવવાની તમોને છૂટ છે.

આ વખતે એક પંડીતજી પણ સ્વામીજીની બાજુમાં એક જુદા આસન ઉપર બેઠા હતા. તેઓ રાજમહેલના પગારદાર નોકર હતા અને દરરોજ બપોરે ઝનાનામાં કથા-પુરાણ વાંચવા આવતા. તે રીતે, આજે પણ આવ્યા હતા. સ્વામીજીનું આટલું માનપાન, પૂજન થતું જોઈ તેમને સ્વામીજીની વિદ્વતાની કસોટી કરવાની તેમજ સ્વામીજીનું જ્ઞાન પોતાના કરતાં ઘણુંજ અલ્પ છે તેમ બામાસાહેબને બતાવવાની ઇચ્છા થઈ. એટલે સ્વામીજી તરફ

મુખ ફેરવી પૂછ્યું, "જ્યારે જીવ આ દેહપિંજરમાંથી નીકળીને મૃત્યુલોકમાંથી ચંદ્રલોકમાં અને ચંદ્રલોકમાંથી–" ("જબ જીવ યહ દેહપિંજરમેંસે નીકલકર મૃત્યુલોકસે ચંદ્રલોકમેં ઔર ચંદ્રલોકસે–") હજુ તેમનું વિદ્વત્તાપૂર્ણ વાકય પૂરૂં થાય તે પહેલાંજ ચતુર બામાસાહેબ તેમની વૃત્તિ કળી ગયાં અને વચ્ચેજ તેમને બોલતા અટકાવી સત્તાવાહી સ્વરે બોલ્યાં, "પંડીતજી, તમારા શાસ્ત્રોને અત્યારે એક બાજુ રાખો. સ્વામીજીને અહીં તમારી સાથે વાદવિવાદ કરવા નથી બોલાવ્યા. તેઓ પંડીત નથી. ઈશ્વરનો સાક્ષાત્કાર પામેલ ભક્ત છે. શાસ્ત્રો અને વેદોને તેમણે જીવનમાં ઉતારેલ છે. તેઓ તો વેદ ભગવાનની જીવતી જાગતી મૂર્તિ છે. તેમને તો અહીં તેમના દર્શન માટેજ બોલાવેલ છે. અહીં આવવા કૃપા કરી અમોને ધન્ય કર્યાં એટલુંજ બસ છે તમારૂં જ્ઞાન સ્વામીજીના ગયા પછી પુરાણ વાંચતી વખતે અમોને સંભળાવજો. સ્વામીજીના મુખમાંથી પોતાની મેળેજ કંઈ વચનામૃત ઝરે તોજ તે પીવાની અમારી ઇચ્છા છે. નહિ તો તેમનાં દર્શનજ બસ છે." આ આજ્ઞા સાંભળતાંજ પંડીતજી ચૂપ થઇ ગયા. આ પેટ માટે જ્ઞાન વેચનાર અને રામને ખાતર ભેખ લેનાર વચ્ચેનો તફાવત.

ત્યારબાદ બામાસાહેબની વિનતિથી સ્વામીજી થોડું 'સંસારની અસારતા અને જીવનના ધ્યેય' ઉપર બોલ્યા અને દુધ અને ફળના તેમની પાસે ધરવામાં આવેલ પ્રસાદમાંથી થોડું લઇ, જવા માટે ઉઠયા. જતી વખતે બામાસાહેબે દરરોજ પધારી દર્શન આપી પાવન કરવા વિનતિ કરી તેનો સ્વીકાર કરી સ્વામીજી ઉતારે પાછા આવ્યા.

ઝવેરભાઈનો પણ સ્વામીજી તરફનો પ્રેમ અને ભક્તિભાવ અનહદ હતાં. દરરોજ તેઓ સ્વામીજીનાં દર્શને આવતા અને તેમની પાસે શંકાસમાધાન કરાવતા. એક વખત સ્વામીજીને વિનતિ કરી પોતાને ત્યાં તેમની પધરામણી પણ કરાવેલ.

સ્વામીજી લીંબડીમાં આવ્યા તેજ દિવસથી એકલા દૂધ ઉપર રહેતા હતા. દર્શને આવનાર ભાવિક સજ્જનોને આ વાતની ખબર પડતાં, તેઓ દરેક દુધના લોટા સાથે દર્શને આવતા અને પોતાના દૂધમાંથી થોડું લેવા સ્વામીજીને આગ્રહ કરતા. સ્વામીજી પ્રેમવશ બની દરેકના દૂધમાંથી એક ઘૂંટડો તેના સંતોષને ખાતર લેતા. આમ જુદા જુદા ઘરનું જુદી જુદી કોટીનું દૂધ ઘૂંટડો ઘૂંટડોજ પીવા છતાં પણ જોઇએ તે કરતાં વધુ થઈ જતું. આમ બે ત્રણ દિવસ ચાલ્યું ત્યાં તો સ્વામીજીને ઝાડા થઈ ગયા. એક બાજુ પ્રેમથી આવતું દૂધ આનંદથી ઘૂંટડો ઘૂંટડો લેતા જાય અને બીજી બાજુ તેટલાજ આનંદથી બબ્બે ત્રણ–ત્રણ કલાકે ટટ્ટીએ જવા દોડી જાય. દર્શને આવનાર પણ ટાણું કટાણું જોયા વગર ચાલ્યાજ આવતા અને સ્વામીજીને બપોરે કે રાત્રે જરા પણ આરામ મળતો નહિ.

આ સ્થિતિ જોઇ મગનલાલ અને કાન્તિલાલ વિચારમાં પડ્યા. તેમને લાગ્યું કે આ સ્થિતિના ઉકેલનો માર્ગ કાઢવોજ જોઇએ. વિચારને અંતે તેઓએ નક્કી કર્યું કે નીચે એક મોટો ટોપ રાખવો, દુધ સાથે આવનાર વ્યક્તિનું દુધ તેને સમજાવીને નીચેથીજ તેની પાસેથી લઈ ટોપમાં એકઠું કરવું અને સ્વામીજીને સવારથી રાત સુધીમાં ફક્ત ત્રણ વખત ઠાકોરસાહેબ, બામા–સાહેબ, મીસ શાર્પ, ઝવેરભાઈ કે ગોદાવરીબેનને ત્યાંથી આવેલ ઘરઘરાઉ કઢેલ કેસરીયા દૂધમાંથીજ પીવા આપવું. સ્વામીજીને આરામ આપવા માટે બપોરના એકથી ત્રણ સુધી દાદરનું બાર બંધ કરી ત્યાં " સ્વામીજી આરામમાં છે " એવું પાટીયું લગાવી દેવું. આવેલ વિચારને બન્નેએ અમલી બનાવ્યો અને સ્વામીજીને આ રીતે પ્રેમના ત્રાસમાંથી મુકત કરાવ્યા. સ્વામીજીને આ નિયમનની જાણ કરવામાં આવી ન હતી. કેમકે તેમના તરફથી

તેમાં સંમતિ મળવી મુશ્કેલ હતી. સવાર સાંજ ટોપમાં એકઠું થયેલું દુધ ગરમ કરી દર્શને આવનાર ભકતોને પાઇ દેવામાં આવતું.

એક દિવસ રાજમહેલમાં દરરોજના ક્રમ પ્રમાણે સ્વામીજીને ઠાકોરસાહેબ લઈ ગયેલ. સ્વામીજી પાસે ઠંડીમાં શરીરનું રક્ષણ કરવા માટે કંઈ સાધન નથી એવું જોતાં, ઠાકોરસાહેબને તેમને એક ગરમ શાલ આપવાની ઈચ્છા થઈ આવી અને પોતાના નોકરને આજ્ઞા કરી ખાસ પોતાને માટે કાશ્મીરથી આણેલ એક ભરત ભરેલી કિંમતી શાલ મંગાવી. નોકર શાલ લઈ આવતાં, સ્વામીજીને તેનો સ્વીકાર કરવા તેમણે વિનતિ કરી. સ્વામીજીએ ઘણી આનાકાની પછી તેનો સ્વીકાર કર્યો એટલે ઠાકોરસાહેબે શાલ ઉખેળીને પોતાનેજ હાથે સ્વામીજીને ઓઢાડી. ત્યાંથી ઉઠી ઘેર આવવા ગાડીમાં બેસતાંજ સ્વામીજીએ ઓઢેલી શાલ બાજુમાં મૂકી દીધી અને ઘેર આવતાંજ મગનલાલને ફરી અસલ ઘડી પ્રમાણે સંકેલી લેવા આજ્ઞા કરી. મગનલાલ સંકેલી રહ્યા એટલે તેને પોતાના ઓસીકા નીચે મૂકી દેવા કહ્યું.

બીજે દિવસે રોજના ક્રમ પ્રમાણે ઠાકોરસાહેબ સ્વામીજીને તેડવા આવ્યા ત્યારે ઓસીકા નીચેથી શાલ કાઢીને ઠાકોરસાહેબને પાછી આપતાં સ્વામીજીએ કહ્યું, " રામજીએ આ શાલ આપને પાછી આપવાની આજ્ઞા કરી છે. હવે આ રામજીનો પ્રસાદ છે. આપ પ્રસાદી તરીકે પાછી લઇ જાઓ. " (" રામજીને યહ દુશાલા આપકો વાપસ દે દેનેકી આજ્ઞા દી હૈ. યહ અબ રામજીકા પ્રસાદ હૈ. આ ઇસે લે જાઈએ. " ) ઠાકોરસાહેબે કહ્યું, " મહા-રાજ, પાછી લેવા માટે શાલ આપીજ નથી. આપ્યા પછી પાછી ન લેવાય " સ્વામીજી કહે, " રામદાસે આ શાલ આખી રાત તેના ઓસીકા નીચે રાખી હતી. તેમાંથી જે કંઈ સુખ મળવાનું

હતું તે રાત્રી દરમ્યાન મળી ગયું છે. હવે તેનાથી વધારે સુખ તેમાંથી મળી શકે તેમ નથી. વળી આ શાલ રાજારામ માટેની છે, ફકીરરામ માટેની નથી. રામજીનો પ્રસાદ સમજીને લઈ લો." ("ઈસિ દાસને યહ દુશાલેકો રાતભર અપને મસ્તકકે નીચે રકખા થા. ઉસસે જો સુખ પ્રાપ્ત હોનેવાલા થા યહ એક રાતમેં મિલ ગયા. અબ ઈસસે અધિક સુખ મિલનેકી આશા નહિ હૈ. ઔર યહ દુશાલા રાજારામકે લિયે હૈ. ફકીરરામકે લિયે નહિ. રામજીકા પ્રસાદ સમઝ કર લે લો.") ઠાકોરસાહેબને ખરાબ તો લાગ્યું પરંતુ પ્રસાદ સમજી લઇ લીધી.

ત્યારબાદ સ્વામીજીને લઈને ઠાકોરસાહેબ મહેલમાં આવ્યા. ત્યાં મગનલાલ સાથે એકલા વાત કરવાનો મોકો મળતાં ઠાકોર-સાહેબે તેને પૂછ્યું, "મગનલાલ, કોઈ રીતે સ્વામીજી શાલનો સ્વીકાર કરે? કંઈ ઉપાય?" મગનલાલે જવાબ આપ્યો. "ભરત વગરની સાદી શાલ ભગવી રંગીને આપો તો મને લાગે છે કે સ્વીકાર થશે." તેજ દિવસે એક કિંમતી પણ સાદી શાલ કઢાવી, ભગવી રંગાવી. બીજે દિવસે આપવા માટે તૈયાર કરાવી.

બીજે દિવસે સ્વામીજી મહેલમાં પધારતાં ઠાકોરસાહેબે વગર બોલ્યે ભગવી રંગાવેલી શાલ સ્વામીજીને ઓઢાડી દીધી. સ્વામીજીએ હસીને પૂછ્યું, "કોઇ ગુરૂ મળી ગયો લાગે છે." ("કયા, કોઇ ગુરૂ મિલ ગયા?") ઠાકોરસાહેબે કહ્યું, "હાજી." તુરતજ સ્વામી-જીએ ઠાકોરસાહેબ અને મીસ શાર્પની વિનતિથી પોતાની પાસેનો ખાદીનો ભગવો ટુકડો, પ્રસાદ તરીકે વહેંચી લેવા તેમને આપી દીધો.

ઠાકોરસાહેબને યુક્તિ જડી ગઇ એટલે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી લેવા તેમણે નક્કી કર્યું. પોતાના દરજીને બોલાવી સ્વામીજીના ઝભાનું માપ લેવરાવી લીધું અને પોતાને માટે

કાશ્મીરથી આણેલા કાશ્મીરી પટ્ટુમાંથી ઝભ્ભો સીવડાવી, ભગવો રંગાવી, બીજે દિવસે સ્વામીજી આવે ત્યારે પહેરાવવા તૈયાર રાખ્યો. અને તે પ્રમાણે બીજે દિવસે સ્વામીજી આવ્યા ત્યારે પહેરાવ્યો.

ઝભ્ભો પ્રમાણમાં એટલો બધો મોટો સીવાયેલ કે બાંયમાં એક માણસનું માથું ચાલ્યું જાય અને બદનમાં એકને બદલે બે સ્વામીજી સમાઈ જાય. આવી સીલાઇ અને તેમાં પણ આવી ઊંચી જાતના કપડાનો આવો દુરૂપયોગ કરેલ જોઇને, મીસ શાર્પ કે જે તે વખતે ત્યાં હાજર હતાં, તે આ વૃદ્ધ દરજી ઉપર ખીજાઇ ગયાં અને તે એટલી હદ સુધી કે ઠાકોરસાહેબની અને સ્વામીજીની હાજરી ન હોત તો કદાચ તેને મારી બેસત. સ્વામીજીએ તેમને શાન્ત પાડતાં કહ્યું, "જો આ ઝભ્ભો રામદાસને માટે સીવડાવ્યો હોય અને તે તેણેજ પહેરવાનો હોય તો રામદાસ કહે છે કે તે બરાબર માપસર અને માફકસર છે." ("યદિ યહ કુરતા રામદાસકે લિયે સિલાવાયા ગયા હૈ ઔર ઉન્હીને પહનના હૈ તો રામદાસ કહતા હૈ કિ યહ માપમેં બરાબરં ઔર માફક હૈ.") ઠાકોર સાહેબ કે જેઓ અત્યારસુધી શાન્તિથી આ બધું જોયા કરતા હતા તેમણે મીસ શાર્પને પૂછ્યું, "મઢમસાહેબ, આ દરજી કોણ છે? ઓળખો છો?" મીસ શાર્પે કહ્યું, "નાજી." ઠાકોર સાહેબ કહે, "સાંભળો ત્યારે. જ્યારે હું રાજા ન હતો અને રાજા થઈશ એવી સંભાવના પણ ન હતી, ત્યારનો, મારા નાનપણનો આ મારો લંગોટીયો મિત્ર છે. અમો સાથે રમતા, ફરતા, વાંચતા અને ભણતા. દરરોજ જમીને, હાથમાં દફતર પાટી લઈ તે મારે ઘેર આવતો અને બૂમ પાડતો, 'હાલો દોલુભાં, નિશાળનો વખત થઈ ગયો' અને હું દરરોજ તેના સાથમાં નિશાળે જતો. વખત જતાં પ્રારબ્ધયોગે હું રાજા થયો. મને મારો બાલમિત્ર યાદ આવ્યો

અને તેને અહીં બોલાવી મારા પોતાના દરજી તરીકે રાખ્યો. મહેલમાં કોઈને તેની સીલાઇ ગમતી નથી અને તેને અત્યારના જમાના પ્રમાણેનાં કપડાં સીવતાં પણ આવડતાં નથી. ફક્ત હું એકલોજ તેનાં સીવેલાં પહેરણ અને અંગરખાં પહેરૂં છું અને જ્યાંસુધી બેમાંથી એક હયાત હશે ત્યાંસુધી આ પ્રમાણે ચાલુ રહેશે. આ દરજી તેની સીલાઈની આવડતનો પગાર નથી ખાતો પણ 'હાલો દોલુભા'ની ટેલનો પગાર ખાય છે. સમજ્યાં મઢમ-સાહેબ ?" દરજી તરફ જોઇ કહ્યું, "કાતરથી કાપી નાખીને માપ-સર થઇ શકશે ને ?" દરજીએ હા કહી એટલે તેમ કરવા તેને ઝભ્ભો પાછો આપ્યો. તે પ્રમાણે તે બીજે દિવસે કરી લાવ્યો.

લીંબડીમાં સ્વામીજી પાસે આવનારાઓમાં રાવસાહેબ ગણે-શજીનાં બાલવયમાં વિધવા થયેલ પુત્રી ગોદાવરીબેન પણ હતાં. તેમનો પણ સ્વામીજી તરફનો પ્રેમ અને આકર્ષણ અનહદ હતાં. મગનલાલના તરફ પણ સ્વામીજી ભક્ત તરીકે તેમનો અનહદ પ્રેમ હતો અને તેમને પોતાના સગા ભાઈ જેટલાં ચાહતાં. સ્વામીજી તો ભોજન લેતા નહિ એટલે સ્વામીજીને બદલે સ્વામીજીના ભક્ત તરીકે તેમણે મગનલાલને પોતાને ત્યાં દરરોજ ભોજન લેવા આગ્રહ કર્યો. મગનલાલે પોતાની આ બાબતમાં, કાન્તિલાલના મહેમાન તરીકેની પરવશતા બતાવતાં, તેમણે કાન્તિલાલ અને સ્વામીજીને પણ વિનતિ કરી અને સ્વામીજીના આદેશ અનુસાર મગનલાલ તેમને ત્યાં દરરોજ ભોજન માટે જવા લાગ્યા.

શરૂઆતમાં ગોદાવરીબેન સવારે અને સાંજે સ્વામીજી માટે દૂધ લઇને આવતાં અને દર્શન કરી થોડીવાર બેસી ચાલ્યાં જતાં. ધીમે ધીમે બેસવાના વખતમાં વધારો થતો ગયો અને તે એટલે સુધી કે બે વખતના ભોજનનો અને સ્વામીજીની કાન્તિલાલના ઘરમાંની ગેરહાજરીનો વખત બાદ કરતાં બાકીનો વખત સ્વામીજી

પાસેજ ગાળતાં અને ત્યાર પછી તો રાતના પણ આવવાની શરૂ-આત કરી. તેમણે રાત્રે આવવાની શરૂઆત કરી તેને બીજેજ દિવસે સ્વામીજીએ મગનલાલને કહ્યું, "ગોદાવરીમાને ભક્તિ અને પ્રેમના નશામાં પોતાની સ્થિતિને ખ્યાલ જતો રહ્યો છે. રાતના અહીં આવવાથી તેઓ લોકનિંદાને વિષય બની જશે. કોઇ ખરાબ બોલશે તો તેમનાથી સહન નહિ થાય. રાતના અહીં આવવાથી ઘરમાં પણ રોકટોક થવા સંભવ છે. રાતના અહીં તેઓ આવે તેમાં રામદાસને કંઇ અડચણ નથી, કેમકે તે તો ફકીર છે. લોકની નિંદા કે સ્તુતિની તેને પરવા નથી. તે તો લંગોટી પણ પોતાને માટે નહિ પણ બીજાને ખરાબ ન લાગે તે માટે રાખે છે. માટે આજે ભોજન માટે જાઓ ત્યારે માને સમજાવીને કહેશો કે રાતે આવવું તમારા હિતમાં નથી" ("રામજી, ગોદાવરીમૈયાકો ભક્તિ ઔર પ્રેમકી સચ્ચી લગનસે અપની સ્થિતિકા ખ્યાલ તક નહિ રહા. રાતકો યહાં આનેસે લોગનિંદાકા નિશાન હો જાયેગી ઔર કોઈ અગર બૂરા ભલા કહેગા તો ઉસસે સહન નહિ હો સકેગા. ઘરમે ભી અસે વર્તાવસે હો સકતા હૈ ટંટા હો જાય. માઇકે યહાં આનેસે રામદાસકો તો કોઈ હરકત નહિ કયોંકિ ઉસે લોગનિંદા યા પ્રશંસાકી કોઇ પરવા નહિ વહ તો ફકીર હૈ. લંગોટી શીફ઼ ઇસ લિયે રખતા હૈ કિ દૂસરોકી નજરમેં બૂરા ન લગે. આજ ભોજન કે સમય માઇકો સમઝા દેના કિ રાતકો આના આપકે હિતમેં નહિ.")

મગનલાલને બેનને આ વાત કેમ સંભળાવવી તેને વિચાર થઇ પડયો. પરંતુ કહ્યા વગર છૂટકો ન હતો એટલે તેમને ત્યાં જમતી વખતે સ્વામીજીને સંદેશો સમજાવીને કહ્યો. ગોદાવરીબેન વિદ્વાન અને સમજુ હતાં. તુરતજ વસ્તુસ્થિતિ સમજી ગયાં અને બોલ્યાં, "ઠીક થયું. સ્વામીજીને અનહદ ઉપકાર કે મને જાગૃત

કરી. ખરેખર સ્વામીજી તરફની ભક્તિમાં મને મારી સ્થિતિનું વિસ્મરણ થઈ ગયેલ." ત્યાર પછી તેઓ અગાઉની માફકજ સવાર સાંજ દર્શને આવતાં અને કલાક કલાક સ્વામીજીનાં વચનામૃતનું પાન કરવા બેસતાં.

આ ઉપરથી સ્વામીજી પોતાની પાસે આવનારના હિતની કેટલી ચિંતા રાખતા અને દરેકને તેના હિતને અંગે કેટલી ચીવટથી દોરવણી આપતા તે સમજી શકાય છે.

કાન્તિલાલના ઘરનું જાજરૂ સાફ કરનાર હરિજન સ્વામીજીનાં ગુણગાન સાંભળી દરરોજ તેમનાં દર્શન કરવા આવતો. દરરોજ જાજરૂ સાફ કર્યા પછી હાથ પગ ધોઈ આવી, મેડીની બારી નીચે રસ્તા ઉપર હાથ જોડી ઉભો રહેતો અને હાક મારતો, 'બાપલા, દર્શન દેજો." હરિજનનો અવાજ સાંભળતાંજ સ્વામીજી ગમે તેની સાથે વાત કરતા હોય તે છોડી, તુરત જ બારીમાં હરિજન સામે હાથ જોડી ઉભા રહેતા અને પેલો દર્શન કરી, "બસ. બાપલા–બસ." કહેતો એટલે પોતાના આસન ઉપર બેસી જતા. આ ક્રમ દરરોજનો હતો. સ્વામીજીના વિદાયને દિવસે જેવી તેણે હાક મારી કે તુરત જ બારીમાં ઉભા રહેવાને બદલે, ઠાકોરસાહેબે ભેટ આપેલ શાલ હાથમાં લઈ, સ્વામીજી નીચે દોડી ગયા અને હરિજન પાસે જઈ તેને બાથમાં લઈ ભેટી, સ્વયં તે શાલ પ્રસાદ તરીકે તેને ઓઢાડી દીધી. હરિજન આનંદાશ્રુ સાથે આશ્ચર્યમૂઢ બની માંડ માંડ બોલ્યો. "બાપલા તમારૂં લઇને કયે ભવ છૂટીશ?" સ્વામીજી બોલ્યા. "આ રામજીનો પ્રસાદ છે અને તારા માટેજ રામજીએ મોકલ્યો હતો. આજે તે તને આપી દેવાનો રામજીનો હુકમ થયો. આનંદથી વાપરો." ("યહ રામજીકા પ્રસાદ હૈ જો તેરે લિયે રામજીને ભેજા થા. આજ હૈ પ્રસાદ તુઝે દે દેનેકા રામજીકા હુકમ હુઆ. ખુશીસે રખલો.") હરિજને શાલ અંગ

ઉપરથી ઉતારી માથા ઉપર ચડાવી સ્વામીજીના ચરણને સ્પર્શ કર્યો અને સ્વામીજી આનંદમાં હસતા હસતા ઉપર આવી આસન પર બેઠા. સ્વામીજી શાલ લઈને દોડયા ત્યારે ત્યાં બેઠેલા ભકતોને કુતૂહલ થતાં બધાં મેડીની બારીમાં, શું થાય છે તે જોવા, ડોકાં તાણી ઉભા હતા આ દશ્ય જોઈ બધાની આંખોમાં પ્રેમાશ્રુ આવ્યાં.

આ હરિજને હરિજનવાસમાં જઈ બનેલી ઘટના તેના હરિજન બંધુઓને જણાવી. વાત સાંભળતાં આખો હરિજનવાસ સ્વામીજીનાં દર્શને ઉમટયો. શેરી આખી હરિજનોથી ભરાઈ ગઈ. સ્વામીજી સાકર ટોપરાનો પ્રસાદ લઇ ફરી નીચે ઉતર્યા અને સ્વહસ્તે બધાને પ્રસાદ વહેંચ્યો.

કાન્તિલાલના પિતા ચૂસ્ત સનાતની બ્રાહ્મણ હતા. સ્પર્શા-સ્પર્શમાં માનતા હતા. કાન્તિલાલને મનમાં ભય લાગ્યો કે સ્વામીજીના આ વર્તનથી તેમના પિતા ગુસ્સે થશે. પરંતુ તેમના પિતા સામે જોતાં તેઓ પણ આ દશ્યથી પ્રેમાવેશમાં—હર્ષાવેશમાં આવી જઈ પ્રેમનાં હર્ષનાં-અશ્રુ વહાવી રહ્યા હતા.

એક દિવસ રાત્રે કાન્તિલાલને એકાએક સ્વામીજી વિષે કવિતા બનાવવાની અંતરમાં સ્ફુરણા થઇ અને તેમ થતાં જ તુરત જ લખવા બેસી ગયા. થોડીવારમાં જ વિના પ્રયાસે કવિતા લખાઈ ગઈ. કવિતામાં સ્વામીજીને પ્રેમમૂર્તિ તરીકે વર્ણવ્યા છે. આ કવિતા આ પુસ્તકની શરૂઆતમાં મૂકવામાં આવી છે.

બીજે દિવસે બીજા ભકતોની હાજરીમાં મુક્તકંઠે કાન્તિલાલે સ્વામીજી સામે આ કવિતા ગાઈ. કવિતા પૂરી થતાં સ્વામી-જીના મુખમાંથી અચાનક શબ્દો નીકળી પડયા–"કવિ કાન્તિલાલ."

અને ખરેખર સ્વામીજીના મુખમાંથી આ શબ્દો નીકળ્યા પછી કાન્તિલાલને કવિત્વશક્તિ પ્રાપ્ત થઈ. સ્વામીજી ઉપર જ

તેમણે લગભગ વીશેક કવિતાઓ રચી અને તે ઉપરાંત બસોએક રાષ્ટ્રગીતો રચ્યાં. આ બધાં તેમની પાસે અપ્રસિદ્ધ સ્થિતિમાં પડયાં છે.

લીંબડીમાં સ્વામીજીના વસવાટ દરમ્યાન કાન્તિલાલ અને મગનલાલ એક મીનીટ માટે પણ સ્વામીજી પાસેથી ખસતા નહિ. સ્વામીજીની જ્યાં પધરામણી થાય ત્યાં પણ મગનલાલ અને કાન્તિલાલને સાથે લઈ જવામાં આવતા અને રાત્રે પણ બન્ને સ્વામીજી પાસે જ સૂતા.

મગનલાલ દરરોજ ધ્યાનપૂર્વક જીજ્ઞાસુઓને સ્વામીજી તરફથી મળતા પ્રશ્નોના ઉત્તરો સાંભળતા અને કોઈ ન હોય ત્યારે સ્વામીજીને વિનોદમાં કહેતા, "સ્વામીજી, જેવો અમારો માયા ગોટાળો છે તેવો જ આપનો બ્રહ્મગોટાળો છે. મને તો આ બધું એક ગોટાળામાંથી બીજા ગોટાળામાં કૂદકો મારવા જેવું લાગે છે. તો પછી જે ગોટાળામાં છીએ તે જ શું ભૂંડો છે?"

આ વાકયો સાંભળી સ્વામીજી ખડખડાટ હસી પડતા.

લીંબડી રાજ્યની બાજુમાં જ વઢવાણ રાજ્ય આવેલું છે. વઢવાણમાં પણ સ્વામીજીના ગુણગાનની હકીકત પહોંચતાં ડૉ. મણિશંકર શુકલ, ચુનીભાઈ દાદભાવાળા વગેરે લીંબડી સ્વામીજીનાં દર્શને આવ્યા અને વઢવાણ પધારી સત્સંગનો લાભ આપવા તેમને વિનંતિ કરી.

લીંબડી છોડતાં પહેલાં કાશીરામભાઈ તરફથી ફરીથી, રાંદેર પધારી દર્શનનો લાભ આપવાની વિનંતિ કરતો પત્ર અને ટિકીટ ભાડાના પૈસાનું મનીઑર્ડર આવ્યાં. એટલે સ્વામીજીએ વઢવાણ થઇને રાંદેર જવાનું નક્કી કર્યું અને વઢવાણના ભકતો અને મગનલાલ સાથે વઢવાણ આવ્યા.

## (૪) વઢવાણ.

વઢવાણમાં સ્વામીજીનો ઉતારો ગામ બહાર દવાખાનાના એક ખાલી મકાનમાં રાખવામાં આવ્યો હતો. સ્વામીજી અને મગનલાલ ત્યાં એક જ રાત રહ્યા બાદ બીજે દિવસે સવારે ચુનીભાઈ બન્નેને પોતાને ઘેર લઇ આવ્યા. ત્યારથી સ્વામીજીએ વઢવાણ છોડયું ત્યાં સુધી ઉતારો ચુનીભાઇને ત્યાંજ હતો. અહીં પણ સવારથી સાંજ સુધી ભાવિક ભકતો સ્વામીજી પાસે આવતા અને સત્સંગનો લાભ લેતા.

એક દિવસ સ્વામીજીને વઢવાણના દિવાન ભીમજીભાઇ પોતાને ત્યાં તેડી ગયા. સાથે મગનલાલ અને બીજા ભકતો પણ હતા. ભીમજીભાઈ સ્વામીજીને તેમનો ઉતારો પોતાને ત્યાં રાખવા ખૂબ આગ્રહ કરતા કહેવા લાગ્યા કે, "અહીં પૂષ્કળ જગ્યા છે. આપને માટે અલાયદા હૉલની પણ સગવડ છે. નોકર, ચાકર, ગાડી વગેરે ની પણ સગવડ હોઇ આપને કોઈ જાતની તકલીફ નહિ પડે અને દરેક રીતે અનુકૂળતા આવશે." ત્યારે સ્વામીજીએ કહ્યું, "અહીંયાં બધું છે. ફકત ગરીબ રામ માટે જગ્યા નથી. રામદાસ જેને જેને ત્યાં ઉતારો રાખે છે, ત્યાં રામજીનો દરબાર દરેકને માટે ખુલ્લો રહે છે. રામદાસ પાસે કોઈની પણ રોકટોક સિવાય કોઈ પણ રામજી આવી શકે છે. અને અહીં દરવાજા પાસે રામજીને અંદર આવવાની પરવાનગી માટે ઉભા રહેવું પડશે." ( યહાં સબ કુછ હૈ. શીર્ફ ગરીબ રામકે લિયે સ્થાન નહિ હૈ. રામદાસ જહાં જહાં આપના મુકામ કરતા હૈ વહાં સબકે લિયે રામજીના દરબાર ખુલા રહતા હૈ. બિના રોકટોક કોઇ ભી રામ ઉસકે પાસ આ સકતા હૈ. ઔર યહાં આપકે દ્વાર પર રામજીકો પરવાનગીકે લિયે રૂકના પડેગા." ) ભીમજીભાઈએ કહ્યું, "દરવાજા પર કહી દીધું છે કે કોઈને રોકે નહિ." એટલામાં પટાવાળો ઉપર આવ્યો

અને ભીમજીભાઈને કહ્યું, " નીચે કોઈ સાધુ સ્વામીજીને મળવા આવેલ છે. ઉપર આવવા દઉં ? " ભીમજીભાઈ કહે, " કોઇને ન રોકવા કહેલ છે છતાં શા માટે રોકો છો ? જાવ, આવવા દો. અને હવે કોઇને રોકતા નહિ. " આ જોઈ સ્વામીજીએ તુરત કહ્યું, " જુઓ રામજી, રામદાસે હમણાં કહ્યું તેવીજ સ્થિતિ છે. મોટા ઘરની આવીજ રીત હોય છે. " ( " દેખિયે રામજી, જો કુછ મૈંને કહા ઐસી હી યહ બાત હૈ. બડે ઘરકા રવાજ હી ઐસા હૈ. " ) એટલામાં તે સાધુ ઉપર આવ્યા અને સ્વામીજીના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. આ સાધુ બીજા કોઇ નહિ પરંતુ જેમની સ્વામીજી મહિનાઓથી રાહ જોતા હતા તે રામચરણદાસ હતા.

સ્વામીજી પાસે જીવરાજભાઇ કરીને એક સાધક દરરોજ દર્શન માટે આવતા અને પોતાના બનાવેલાં ભજનો ગાતા. તેઓ સંસારી જીવનથી નિવૃત્ત થઈ ગામ બહાર આવેલા તેમના ખેતરમાં એક નાની મઢુલીમાં સાધના માટે રહેતા.

આ વખતે અમૃતલાલ દલપતભાઈ શેઠ પણ કોઈ કારણસર વઢવાણ આવેલ. તેમને સ્વામીજી વિષે ખબર પડતાં તેઓ પણ એક બે વખત સ્વામીજી પાસે આવેલ અને સ્વામીજીને બેસારી, લેવામાં આવેલ ગ્રુપ ફોટામાં પણ સામેલ થયેલ.

વઢવાણ છોડવાનું નક્કી થતાં સ્વામીજીએ કાશીરામભાઈને નીચે પ્રમાણે પત્ર લખ્યો.

**વઢવાણ.**
તા. ૧૫મી ફેબ્રુઆરી, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા બધા ઉપર આશીર્વાદ હો.

રામે રામદાસને આજે રાતની એક વાગ્યાની ટ્રેઇનમાં સુરત આવવા માટે નીકળવા હુકમ કર્યો છે અને કાલે બપોરે તે ત્યાં પહોંચશે. રામદાસની સાથે રામચરણદાસ પણ આવે છે.

શ્રી રામની ઇચ્છા સર્વશ્રેષ્ઠ છે. આપણે તેને તાબે થવુંજ જોઇએ અને હંમેશાં આનંદમાં રહેવું જોઇએ. શ્રી રામ બધું ભલાને માટેજ કરે છે. ૐ. ૐ. ૐ.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Wadhwan,**
D/. 15th February, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Ramdas has been commanded by Shree Rama to start to Surat by this night's train at 1 A. M. and will reach there tomorrow noon. Ramcharandas also comes with Ramdas.

Shree Rama's will is supreme. We have always to obey it and remain ever peaceful. Shree Rama does everything for good. Om. Om. Om.

Love and Namaskars to you all. Om. Om. Om.

**Ramdas.** ]

ધ્રાંગધ્રાના એક શેઠને સ્વામીજી વિષે સમાચાર મળતાં, તેમણે મૂળશંકર નામના એક વૃદ્ધ બ્રાહ્મણને સ્વામીજીને ધ્રાંગધ્રા પધારવાનું આમંત્રણ આપવા વઢવાણ મોકલ્યા. સ્વામીજીએ મૂળશંકરના આગ્રહને વશ થઈ તેની સાથે ધ્રાંગધ્રા જવાનું નક્કી કરતાં કાશીરામભાઈને તે બાબતના તારથી ખબર આપી નીચે પ્રમાણે પત્ર લખ્યો.

**વઢવાણ,**

તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રીરામના તમારા સર્વના ઉપર આશીર્વાદ હો.

રામ રામદાસને ધ્રાંગધ્રા લઈ જાય છે તેવા ખબર આપતો તાર તમોને આજે રામદાસે કર્યો છે. રામદાસને કાર્યક્રમના આ ફેરફારને તાબે થવું પડયું છે. રામનીજ ઇચ્છા કામ કરે છે અને તે ઇચ્છાને રામદાસ તાબે થાય છે. ધ્રાંગધ્રાથી તમારા તરફ નીકળતાં પહેલાં તેના નીકળવાના સમાચાર રામ રામદાસ પાસે લખાવશે.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Wadhwan,**

D/. 15th February, 1926,

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Ramdas is made to-day to wire to you that Rama is taking Ramdas to Dhrangadhra. Ramdas had to submit to this change of programme. Rama's will alone works and Ramdas surrenders to that will. Before starting from Dhrangadhra to your place, Shree Rama will make Ramdas to write about his departure from there. Om. Om. Om.

Love and Namaskars to you all.

**Ramdas.** ]

## (૫) ધ્રાંગધ્રા.

ધ્રાંગધ્રા જવા માટે સ્વામીજીને લઇને બધા ભક્તો સ્ટેશને આવ્યા. મગનલાલ પણ સ્વામીજી સાથે ધ્રાંગધ્રા જવા તૈયાર થઇને આવ્યા હતા. સ્વામીજીને લાગ્યું કે લગભગ ત્રણ અઠવાડિયાથી મગનલાલે ઘર છોડયું હતું તેથી તેણે ઘેર પાછા જવું જોઇએ. એટલે તે પ્રમાણે તેમણે મગનલાલને ઘેર પાછા ફરવા માટે સલાહ આપી. પરંતુ આ સલાહ પ્રમાણે વર્તવાને મગનલાલ તૈયાર ન હતા. તેમણે સાથે આવવાનો હઠ કર્યો. એટલે સ્વામીજીએ કહ્યું, "સાંભળો રામજી, જો આ પ્રમાણે દુરાગ્રહ કરીને સાથે આવશો તો રામદાસ તમો જ્યાંસુધી સાથે રહેશો ત્યાંસુધી એકલા પાણી ઉપર રહીને ઉપવાસ કરશે. આવી રામજીની આજ્ઞા છે. તમો શું કહો છો?" ("સુનો રામજી, યદિ ઇસ પ્રકાર દુરાગ્રહ કરકે સાથ ચલોગે તો રામદાસ જહાંતક તુમ સાથ રહોગે માત્ર પાની.હી પિયેગા ઔર ઉપવાસ કરેગા. ક્યોંકિ ઐસી રામજીકી આજ્ઞા હૈ. આપ કયા કહતે હૈં?") મગનલાલે ઉત્તરમાં કહ્યું, "હું પણ તેજ પ્રમાણે ઉપવાસ કરીશ."

બીજા મિત્રો જેઓ સાથે હતા તેમણે મગનલાલને આ હઠ છોડવા સમજાવ્યા. થોડીવાર તો તેઓ મક્કમ રહ્યા, પરંતુ છેવટે સાથે ન જવા કબુલ થયા.

સ્વામીજી ધ્રાંગધ્રા પહોંચ્યા પછી બીજેજ દિવસે એકાએક મગનલાલ તેમના ઉતારાવાળા ઓરડામાં દાખલ થયા અને લાકડીની પેઠે સ્વામીજીના ચરણમાં પડી ગયા. તેમનું આગમન એટલું બધું અણધાર્યું હતું કે સ્વામીજીને તેઓ અદ્ધર આકાશ-થાંથી ઉતરી આવ્યા હોય તેમ લાગ્યું.

વઢવાણથી ગાડી ઉપડ્યા પછી સ્વામીજી તરફના ઊંડા પ્રેમ અને ભક્તિને લઇને મગનલાલને વિયોગનો એટલો બધો આઘાત લાગ્યો કે તેમને પાછું ઘેર ફરવું કે વઢવાણમાં રહેવું મુશ્કેલ થઈ પડ્યું. તેઓ ક્યાંય ચેન ન પડ્યું એટલે બીજીજ ટ્રેઇનમાં તેઓ સ્વામીજીની પાછળ ધ્રાંગધ્રા જવા ઉપડ્યા અને સ્વામીજી તરફની ભક્તિ તેમને ફરી સ્વામીજી પાસે ધ્રાંગધ્રા ખેંચી લાવી.

સ્વામીજીએ તેમને બેઠા કર્યા એટલે સામે બેસી હાથ જોડીને કહ્યું, " મને માફ કરો. હું ત્યાં રહીજ શક્યો નહિ એટલે અહીં આવ્યો છું. હવે આગળ આપની સાથે નહિ આવું. અહીંથી ઘેર પાછો ફરીશ. "

ધ્રાંગધ્રા સ્વામીજી પાંચ દિવસ રોકાયા. ત્યાં પણ ભાવિક જનો તેમનાં દર્શન માટે ટોળાબંધ આવતા.

મૂળશંકર સવાર અને સાંજનો મોટો ભાગ સ્વામીજી સાથે ગાળતા. તેમને સંન્યસ્ત લેવાની ઈચ્છા હતી. એટલે દરરોજ તેઓ એક વખત સ્વામીજીને પૂછતા કે " સ્વામીજી, સંસારથી ધરાઈ ગયો છું. સંન્યસ્ત લેવાની ઇચ્છા છે. તે ક્યારે પૂરી થશે?" સ્વામીજી આ સવાલનો ઉત્તર આપતા નહિ. ફક્ત ઉત્તરમાં સ્મિત કરતા. સ્વામીજી રાંદેર જવા માટે ઉપડવાના હતા તે દિવસે સાંજે

છેલ્લીવારને માટે આ પ્રશ્ન તેમણે ફરીથી પૂછ્યો ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો, " જ્યારે પૂછવાનું બંધ થશે ત્યારે. " ( " જબ પૂછના બંધ હો જાયગા તબ. " ) એટલે કે જે બોલે છે તે કરતો નથી અને કરે છે તે બોલતો નથી. મૂળશંકર આ જવાબ સાંભળી અવાક્ થઈ ગયા.

રાત્રે ઉતારેથી સ્ટેશને જવા નીકળ્યા ત્યારે મૂળશંકર પણ સાથે હતા. ટિકીટ લઇ, સ્વામીજી, રામચરણદાસ અને મગનલાલ ગાડીમાં બેઠા. લીંબડીના ઠાકોરસાહેબે કરાવી આપેલ ઝબ્બો એક વખત તેમની રૂબરૂમાં પહેર્યા પછી સ્વામીજીએ અંગ ઉપર અડાડયોજ નહતો. આ વજનદાર ઝબ્બાનો બોજો દરેક સ્થળે મગનલાલ ઉપાડતા. તે રીતે અત્યારે પણ તે ઝબ્બો તેમના ખોળામાં હતો. બરાબર ગાડી ઉપડવાની તૈયારી હતી તે વખતે એકાએક મગનલાલના ખોળામાંથી ઝબ્બો ઉપાડી સ્વામીજીએ મૂળશંકરના ખભા ઉપર નાખતાં કહ્યું, " આ લો. રામજીનો પ્રસાદ. " ( " યહ લો. રામજીકા પ્રસાદ. " ) મૂળશંકર આશ્ચર્યમૂઢ બની સહેજ ગભરાયેલા સ્વામીજી તરફ જોઇ રહ્યા. તેમને થયું કે આ મારા દરરોજના પ્રશ્નનો જવાબ તો નથી તે ? કેમકે પ્રશ્ન કરતા હતા પરંતુ ખરેખર બધું છોડવાનું હોય તો વિચાર કરવો પડે તેમ હતું. સ્વામીજી તેમની આંતરિક સ્થિતિ સમજી બોલ્યા, " ધોબીને ત્યાં ધોવા આપી દેજો. ગેરૂવો રંગ નીકળી જશે અને સફેદ થઈ જશે. પછી તેમાંથી બંડી—કોટ જે કંઈ બનાવવું હોય તે બનાવી લેજો. " ( " ધોબીકો દે દેના. ગેરૂઆ રંગ ધોનેસે ચલા જાયગા ઔર સફેદ હો જાયગા. ઉસમેંસે બંડી, કોટ, જો કુછ બનાના ચાહો બના લેના. " ) એટલામાં ગાડી ચાલતી થઈ ગઈ હતી અને ઝબ્બો મૂળશંકરના ખભા ઉપરજ રહી ગયો હતો. આમ ઠાકોરસાહેબે આપેલ ઝબ્બો પણ સ્વામીજીએ આપી દીધો.

ધ્રાંગધ્રા છોડતાં પહેલાં સ્વામીજીએ કાશીરામભાઇને નીચે પ્રમાણે પત્ર લખી ખબર આપ્યા હતા.

ધ્રાંગધ્રા,
તા. ૧૯ ફેબ્રુઆરી, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ ઉતરો.

રામદાસ શ્રીરામની ઈચ્છાથી કાલે શનીવારે રાતની ગાડીમાં સુરત આવવા ઉપડે છે. પરમ દિવસે બપોરે ત્યાં પહોંચશે. મગનલાલને પણ રામ અહીંઆ લાવેલ છે. પણ તે પાછા લીંબડી જાય છે.

રામની ઇચ્છા જ સર્વ શ્રેષ્ઠ છે. બધી બાબતોમાં આપણે તેની ઇચ્છાને આધીન થવું પડે છે. રામ પ્રેમસ્વરૂપ છે. રામ દયામય છે. ૐ. ૐ. ૐ. શ્રીરામ. તમો સર્વને પ્રેમ નમસ્કાર.

રામદાસ.

[ **Dhrangadra,**
D/. 19th February, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

By Shree Rama's will Ramdas and Ramcharandas start to Surat by night's train tomorrow–Saturday and reach your place day-after tomorrow noon. Shree Rama has brought here Maganlal also, but he returns to Limbdi.

Shree Rama's will alone is supreme. We have always to submit to His will in all matters. Shree Rama is all love—all kindness. Om. Om. Om. Shree Rama.

Love and Namaskars to you all there.

**Ramdas.** ]

ધ્રાંગધ્રાથી ગાડી ઉપડયા પછી થોડીવારે, ધ્રાંગધ્રા અને સીતાપુર સ્ટેશને વચ્ચે, રાતના સાડાદશે સ્વામીજીએ મગનલાલ પાસેથી કોરો કાગળ લઈ લીંબડી ઠાકોરસાહેબને પત્ર લખવો શરૂ કર્યો જે નીચે પ્રમાણે હતો.

તા. ૨૦મી ફેબ્રુઆરી, ૧૯૨૬.

**વ્હાલા રાજારામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ ઉતરો.

શ્રીરામ એ શાશ્વત આનંદ, શાશ્વત શાન્તિ, શાશ્વત પવિત્રતા, શાશ્વત જ્ઞાન અને શાશ્વત શક્તિ છે. આખું વિશ્વ એ એનું આશ્ચર્યજનક પ્રાકટ્ય છે. બધાં રૂપોમાં, બધી વસ્તુઓમાં, બધા પ્રાણીઓમાં એ એક શાશ્વત સત્ય જ હસ્તિ ધરાવે છે. શ્રીરામ માત્ર આટલું જ નહીં પરંતુ અનંત પ્રેમ પણ તે પોતે જ છે. તે એકજ છે અને આપણા બધાના હૃદયમાં વાસ કરી રહ્યો છે. આ પ્રેમ રૂપે તેણે આખા વિશ્વને આવરી લીધું છે. દેખાતી જુઠ્ઠી અનેકતામાં એકતા સાબીત કરી તેનો સાક્ષાત્કાર કરાવવાનો આ પ્રેમનો સ્વભાવ છે. શ્રીરામનીજ ઈચ્છા સર્વશ્રેષ્ઠ અને સાચી છે. તેની ઇચ્છાને આધીન થવું તે તેનો સાક્ષાત્કાર કર્યા બરાબર છે-તેનું સુખદ દર્શન કર્યા બરાબર છે. પછી આપણા શરીર સાથેના તાદાત્મ્યની જગ્યા, શાશ્વત સત્ય સાથેની તાદાત્મ્યતા લે છે અને એકતાનતા, આનંદ અને શાન્તિની પ્રાપ્તિ થાય છે. વ્યક્તિત્વનું ભાન સમષ્ટિભાનમાં

ડૂબી જાય છે. પાણીનું ટીપુ સમુદ્રમાં ભળી જાય છે. કેવું ભવ્ય, કેવું ઉન્નત આ સત્ય છે ! ૐ. ૐ. ૐ શ્રીરામ.

જ્યાં જ્યાં રામ રામદાસને લઈ જાય છે, ત્યાં ત્યાં તેને આનંદ અને પ્રેમના સમુદ્રમાં ફેંકી દેવામાં આવે છે. આનંદનાં મોજાં ઉપર મોજાં ઉછળે છે અને રામદાસને તેના ઉપર ભાવાવેશમાં તરાવવામાં આવે છે. કેટલીકવાર તેને, તેને તળીયે બોળી દેવામાં આવે છે. ત્યારે રામદાસ ગુમ થઈ જાય છે—રામમાં ગુમ થઈ જાય છે. આ દિવ્ય આનંદના નશામાં રામદાસ ગાંડાની જેમ નાચે છે. ખરેખર રામદાસ રામ પાછળ ગાંડો બન્યો છે. હે આનંદ ! હે પ્રેમાવેશ ! તને કયા શબ્દોમાં રામદાસ વર્ણવી શકે ! તું અવર્ણનીય છે.

રામના હુકમથી રામદાસ સુરત જવા માટે ઉપડ્યો છે અને રામ રામદાસને, 'ૐ શ્રીરામ જયરામ, જય જયરામ.' નું ગાન કરતી ગબડયે જતી ગાડીમાં, આ પત્ર લખાવે છે. શાશ્વત ગાનનો સુર ગાડીનાં પૈડાંઓએ પણ પકડી લીધો છે. ૐ. ૐ. ૐ. શ્રીરામ

તમોને, પ્રતાપસિંહને, માતા એલીઝાબેથને અને આખા રાજકુટુંબને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ D/. 20th February, 1926.

Beloved Raja Rama,

May the blessings of Shree Rama be upon you all.

Shree Rama is Eternal bliss, peace purity, knowledge and power. The whole Universe is His wonderful manifestation. All forms, all things, and beings, is He—He—alone—that Imperishable Truth. Shree Rama is not only this, but He is also Infinite Love. He is one and is seated in the hearts

of us all. He pervades the whole Universe as this love. The nature of this love is to determine and realise Absolute Unity in the apparent and unreal diversity. Shree Rama's will alone is real and supreme. To surrender to His will is to realise Him—to be blessed with His Darshan. Identification with the perishable body is then replaced by the identification with the Eternal Truth. Harmony, bliss and peace is the attainment. Individual consciousness is then merged in the Universal consciousness. The drop has become one with ocean. How grand, how sublime is this Truth ! Om. Om. Om. Shree Rama.

Whenever Shree Rama takes Ramdas, he is thrown in a veritable sea of bliss and love. Waves after waves of Anandam are rising everywhere and Ramdas is made to swim over these waves in ecstasy. Sometimes, he is immersed in the depths of it. Ramdas is then lost—yea—lost in Shree Rama. Through intoxication of this Divine bliss, Ramdas dances like one gone mad. Truly Ramdas is mad of Rama. O bliss ! O ecstasy ! in what words can Ramdas describe thee ! Thou art simply indescribable.

By Shree Rama's command, Ramdas has started to Surat and He is making Ramdas write this letter in the train, as it rolls on singing "Om Shree Rama, Jai Rama, Jai Jai Rama." The very wheels of the cars have caught the tune of this Eternal song. Om. Om. Om. Shree Rama.

Love and Namaskars to yourself. Pratapsinh, mother Elizabeth and to the whole Royal household. Om. Om. Om.

**Ramdas.** ]

ગાડી વઢવાણ જંકશને પહોંચતાં મગનલાલ લીંબડી જતી ગાડીમાં બેસી લીંબડી આવ્યા અને સ્વામીજી તથા રામચરણદાસ સુરત જતી ગાડીમાં બેસી રાંદેર જવા ઉપડયા.

લીંબડી આવીને મગનલાલ, સ્વામીજીએ ઠાકોર સાહેબ ઉપર લખેલ પત્ર, તેમને પહોંચાડી આવ્યા અને મીસ શાર્પને પણ મળ્યા.

## (૬) સાચો જ્ઞાની.

ખરો ભક્ત કેવો હોય તેનો પ્રત્યક્ષ અનુભવ શ્રીરામકૃપાથી મગનલાલ અને કાન્તિલાલને થયો હતો. હવે રામની ઇચ્છા ખરા જ્ઞાનીની સ્થિતિ કેવી હોય તે પણ આ બન્નેને બતાવવાની હતી.

સ્વામીજી લીંબડીમાં હતા તે અરસામાંજ ગામ બહાર બગીચામાં એક બીજા સંત આવેલ. પરંતુ આ બન્ને, સ્વામીજીની સેવામાં એટલા બધા ઓતપ્રોત હતા કે તેમને તેની માહિતી ન હતી. મગનલાલ લીંબડી પાછા ફર્યા પછી આ ખબર તેમને મળ્યા એટલે બન્ને એક દિવસ સાંજે તેમનાં દર્શન કરવા માટે ગયા.

બગીચાની અંદર આવેલા મકાનના વચ્ચેના મોટા ઓરડામાં આ સંત બેઠા હતા. એક પગની પલાંઠી વાળી, બીજો પગ બાજુમાં ગોઠણથી વળેલો ઉભો રાખી, ગોઠણ ઉપર કોણી મૂકી તેજ હાથની હથેળીમાં માથું ટેકવી, બીજો હાથ બાજુમાં જમીન ઉપર ખોડી, આંખો બંધ રાખી તેઓ બેઠા હતા.

મગનલાલ અને કાન્તિલાલે અંદર જઈ 'નમો નારાયણ' કહી પ્રણામ કર્યા. સંત આ અવાજથી જાણે ભાનમાં આવતા હોય તેમ ધીમે ધીમે એક બે ક્ષણ પછી આંખો ઉઘાડી સામે 'નમો નારાયણ' બોલી, પાછી આંખ બંધ કરી ગયા. પંદરેક મીનીટ આ સ્થિતિ રહી. મગનલાલને તેમની આવી સ્થિતિ જોઈ વિચાર આવ્યો કે મહારાજને કોઇ મહાન વ્યાધિ હોવો જોઈએ અથવા તો કોઈ દુઃખદ બનાવ અંગેની ચિંતામાં હોવા જોઇએ. એટલે તે બાબતની ખાત્રી કરવા પૂછ્યું, "સ્વામીજી" સ્વામીજીના કાન ઉપર આ શબ્દ અથડાતાં ફરી ધીમે ધીમે એક બે ક્ષણે આંખ ઉઘાડી સામે પ્રશ્ન કર્યો, "મને કંઈ કહ્યું?" ("ક્યા? મુઝે કુછ કહા?") મગનલાલે જવાબ આપ્યો, "હા. હું એમ પૂછતો હતો કે આપ આમ આ સ્થિતિમાં બેસી રહો છો તે આપને કંઈ વ્યાધિ—બિમારી છે?" સ્વામીજી થોડીવાર ખડખડ હસ્યા પછી ઉત્તર આપ્યો "કંઈ નથી." ("નહિ. કુછ નહિ.") મગનલાલે ફરી પૂછ્યું, "ત્યારે કંઈ ચિંતામાં છો?" સ્વામીજી કહે, "કોની ચિંતા કરે? મારે સ્ત્રી નથી. પુત્ર નથી. સગાં-સંબંધી નથી કે કંઇ માલ—મિલકત નથી. પછી ચિંતા શાની?" ("કિસીકી ચિંતા? ન ઓરત હૈ ન પુત્ર. ન કોઈ સગા હૈ ન સંબંધી. ન માલ હૈ ન મિલ્કિયત. ફિર ચિંતા કિસ બાતકી?") મગનલાલે પૂછ્યું, "ત્યારે આમ આ સ્થિતિમાં બોલ્યા ચાલ્યા વગર, આંખો મીચીને કેમ બેસી રહો છો?" આ સાંભળી સ્વામીજી ફરી ખડખડ હસ્યા અને જવાબ આપ્યા સિવાય ફરી

આંખો મીચી ગયા. મગનલાલને તુરત સમજાઇ ગયું કે આતો છેલ્લી દશાએ પહોંચેલ જ્ઞાની છે.

સ્વામીજીની સામે તેના આસનની નીચેના ભાગમાં બાકસ-બીડી-સીગારેટ વેરણછેરણ પડયાં હતાં. થોડીવાર પછી કોઇ એક ભક્ત આવ્યા અને થોડી બીડીઓ ખીસામાંથી કાઢી તેમાં નાખી, ઉમેરો કર્યો. આ ઉપરથી અનુમાન થઈ શકતું હતું કે સ્વામીજી કોઈ કોઇ વખત બીડી પીતા હશે અને ત્યાં આવતા ભકતોને તેની જાણ થતાં, દરેક આવીને બીડી, બાકસ કે સીગારેટ ત્યાં તેમની સામે નાખતો હશે કે જેથી જ્યારે સ્વામીજીની ઇચ્છા થાય ત્યારે તેમાંથી લઈ, પી શકે.

આવનાર ભકતે થોડીવાર પછી એક સીગારેટ સળગાવી અને સ્વામીજીને તેમના ધ્યાનમાંથી જાગૃત કરી તેમના હાથમાં આપી, પ્રણામ કરીને વિદાય લીધી સ્વામીજીએ બેચાર ફુંક લીધી અને પછી બે આંગળી વચ્ચે સીગારેટને સળગતી રહેવા દઈ આંખો મીચી ગયા. ફરી ફુંક લેવા આંખો ઉઘાડી જ નહિ. સીગારેટ સળગતી સળગતી છેક આંગળી સુધી આવી અને આંગળીને ડામ દેવાયો ત્યારેજ દેહભાન આવ્યું અને તેમણે આંખો ઉઘાડી બાકી રહેલ સીગારેટના કટકાને નીચે ફેંકી દીધો.

આ વખતે અંધારૂં થવા આવ્યું હતું. ત્યાં હરિકેન ફાનસ પડેલ જોઇ મગનલાલે સ્વામીજીને પૂછ્યું, "દીવો કરૂં?" સ્વામીજીએ જવાબ આપ્યો, "તમારે જરૂર હોય તો કરો. અહીં તો અંધારૂં અને અજવાળું બન્ને સરખાં છે. દીવો હોય તો પણ ઠીક. ન હોય તો પણ ઠીક." ("આપકે લિયે અગર જરૂર હો તો જલાઇયે. મેરે લિયે તો અંધેરા ઔર ઉજેલા દોનોં બરાબર હૈ. દીયા હો તો ભી ઠીક. ન હો તો ભી ઠીક.") એટલું બોલી ફરી આંખો મીચી ગયા.

મગનલાલે ફાનસ પાસે જઈ જોયું તો તેમાં કેરોસીન ન હતું એટલે તેમણે, કાન્તિલાલને ત્યાં ફાનસ લઈ જઈ કેરોસીન નાખી સળગાવી લાવવા, ફાનસ સાથે લીધું અને ' નમો નારાયણ ' કહી બન્ને ચાલતા થયા. ' નમો નારાયણ ' નો અવાજ સાંભળી સ્વામીજીએ આંખો ઉઘાડી. ફાનસ લઈ જતાં આ બન્નેને જોયા, પરંતુ ફાનસ સંબંધી કંઈ પણ પ્રશ્ન પૂછ્યો નહિ.

ઘેર જઈ જમી, ફાનસ પૂરી, સળગાવી બન્ને ફરી બગીચામાં આવી, સ્વામીજી પાસે ફાનસ મકી ગયા. આ વખતે પણ સ્વામીજી તેમની હંમેશની સહજ સ્થિતિમાંજ બેઠા હતા. મગનલાલ લીંબડીમાં રહ્યા ત્યાંસુધી દરરોજ કાન્તિલાલ સાથે આ સ્વામીજી પાસે જતા.

લીંબડીથી ઉપડતી વખતે બન્ને મીસ શાર્પને મળવા ગયા. મીસ શાર્પ બન્નેને ઠાકોરસાહેબ પાસે લઇ ગયાં ઠાકોરસાહેબે બન્નેને એક એક કિંમતી શાલ ભેટ આપી અને મીસ શાર્પની શીફારસથી બન્નેને લીંબડી સ્ટેટની નોકરીમાં જગ્યાઓ આપવા ખુશી બતાવી, જે માટે તેમનો આભાર માની બન્ને ઘેર પાછા આવ્યા અને મગનલાલ જૂનાગઢ જવા રવાના થયા.



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## —: દ્વિતીય પરિભ્રમણ દરમ્યાનના પત્રો :—

હજુ મગનલાલ લીંબડીમાંજ હતા ત્યાં કાન્તિલાલને શીરનામે સ્વામીજીનો રાંદેરથી નીચે પ્રમાણેનો પત્ર આવ્યો.

**રાંદેર** (સુરત),

તા. ૧ લી માર્ચ, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

શ્રી રામના હુકમથી રામદાસ ઝાંસી જવા માટે રાતની ગાડીમાં અહીંથી ઉપડે છે. શ્રી રામની ઈચ્છાથી રામચરણદાસ મુંબઈ અને ત્યાંથી સતારા જાય છે. કાશીરામભાઇ સાથે રામદાસે ઘણાજ આનંદમાં દિવસો ગાળ્યા. રામદાસના નામે આવેલ તમામ પત્રો અહીં ઝાંસીના શીરનામે પરત કરી દેશો.

શ્રી રામની દયા અને પ્રેમ છલકાઈને ચારે બાજુ ઉભરાઇ જાય છે. કોઇ વખતે રામદાસને વિચાર આવે છે કે રામદાસ, રામ તરફથી મળતા, આટલા બધા પ્રેમને પાત્ર નથી. રામદાસ પ્રાર્થના કરે છે કે તેને આ પ્રેમને માટે પાત્ર બનાવવામાં આવે. ૐ. ૐ. ૐ. શ્રી રામ.

ત્યાં બધાને પ્રેમ અને નમસ્કાર.

રામનું નામ સર્વશક્તિમાન છે. તે ઉજ્જવળ નામનું રટણ કરવું એટલે મુક્તિ અને આનંદ મેળવવો.

**રામદાસ.**

१८६

[ **Rander** (Surat),
D/. Ist. March, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

By Shree Rama's command, Ramdas leaves this place for Jhansi by the night's train. Ramcharandas, by Shree Rama's will, goes to Bombay and thence to Satara. With Kashirambhai, Ramdas spent a most happy time. Any correspondence to Ramdas received there, may be redirected to Jhansi.

Shree Rama's kindness and love is overwhelming. At times Ramdas is made to feel that Ramdas does not seem to deserve so much love from Shree Rama. Ramdas prays that he may be made fit to deserve it. Om. Om. Om. Shree Rama.

Convey Ramdas's love and Namaskars to all there.

Shree Rama's name is all powerful. To repeat that glorious name means bliss and freedom. Om. Om. Om.

**Ramdas.**]

ત્યાર બાદ જૂનાગઢ પહોંચ્યા પછી નીચેના પત્રો મળ્યા હતા.

**ઝાંસી,**
તા. ૭મી માર્ચ, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

કાલે રામદાસને મુંબઈનો સંજીવરાવ તરફથી પત્ર મળ્યો. તેમાં જણાવે છે કે તેમણે તમારી ઈચ્છા પ્રમાણે તમોને, રામદાસનાં બધાં હમણાંનાં લખાણોની આખી હસ્તપ્રત મોકલાવી આપી છે. આ લખાણ છાપખાનામાં આપવામાં આવે તે પહેલાં તેમાં છેવટના સુધારા કરવા માટે તેની નકલો રામદાસને મોકલાવશો. આ લખાણો ફેરફાર અને સુધારા માગે છે.

શ્રીરામ અહીં રામદાસને હિન્દી શીખવે છે. તેથી રામદાસ, તેની ઈચ્છાથી, અહીં મહિનો બે મહિના રોકાશે. બધા અહીં રામદાસ પ્રત્યે માયાળુ છે કેમકે આ બધાજ રામજ છે અંત રામ અનંત પ્રેમ છે. શ્રીરામ હંમેશાં આપણા હૃદયમાં બિરાજમાન છે, તે કોઈ દિવસ આપણે ભૂલીએ નહિ. ૐ. ૐ. ૐ. શ્રીરામ.

બધાને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Jhansi,**
D/. 7th March, 1925

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Ramdas received yesterday a letter from Sanjiva Rao from Bombay to say that, he

has dispatched to you the manuscript in full of all the later writings of Ramdas, as desired by you. Before they are handed to the printer, kindly send copies of them to Ramdas, for final corrections. They need alterations and corrections.

Shree Rama is here teaching Ramdas Hindi. So Ramdas may, by His wlil, remain here for not less than a month or two. All–all here are kind to Ramdas, because Shree Rama is all and He is infinite love. Let us not forget that Shree Rama is ever seated within our hearts. Om. Om. Om. Shree Rama.

Love and Namaskars to all there.

**Ramdas.** ]

**ઝાંસી,**

તા. ૧૫મી માર્ચ, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રી રામના તમારા સર્વના ઉપર આશીર્વાદ હજો.

રામદાસે તમારો પ્રેમ ભર્યો પત્ર ઘણા આનંદ સાથે વાંચ્યો. કાન્તિલાલ તરફથી પણ રામદાસને પત્ર છે. તેઓ લખે છે કે હસ્તપ્રતો માતા એલીઝાબેથને સોંપી દેવામાં આવેલ છે. તેઓ તે વાંચીને પ્રસિદ્ધ કરવાનાં છે. શ્રી રામે ખરેખર તે યોગ્ય હસ્તમાં જ સોંપેલ છે.

રામદાસનું લીંબડી ફરી આવવાનું રામ ઉપર આધાર રાખે છે. સુરતમાં રામદાસનો સમય બહુજ આનંદજનક રીતે પસાર થયો. ૐ. ૐ. ૐ.

આપને રામનું ઉજ્જ્વળ નામ ભૂલીએ નહિ. તેવું સ્મરણ એજ સર્વ શક્તિ, સર્વ શાન્તિ અને સર્વ આનંદ છે. ૐ. ૐ. ૐ.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Jhansi,**

D/. 15th March, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Ramdas read with great joy your post-card full of love. Ramdas has also a letter from Kantilal. He writes that the manuscript has been handed over to mother Elizabeth, who has undertaken to read through and publish the same. Shree Rama has really placed it, in the right hands.

Regarding Ramdas's visit again to Limbdi, it all depends upon the will of Shree Rama. In Surat, Ramdas passed a most blissful time. Om. Om. Om.

Let us not forget the glorious name of Shree Rama. His remembrance means all strength, all peace, all bliss. Om. Om. Om.

Love and Namaskars to all there.

**Ramdas.** ]

ઉપરના પત્રમાં કાન્તિલાલના પત્રનો ઉલ્લેખ છે. તેનો તેમને સ્વામીજી તરફથી નીચે પ્રમાણે ઉત્તર મળ્યો હતો.

**ઝાંસી,**
તા. ૧૯મી માર્ચ, ૧૯૨૬.

**વ્હાલા રામ.**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

તમારા અને માતા ગોદાવરીબેનના ઘણાજ પ્રેમ અને માયા-ભર્યા પત્રો રામદાસે અસીમ આનંદથી વાંચ્યા.

સર્વશક્તિમાન પ્રભુ શ્રીરામનો રામદાસ માત્ર એક નમ્ર સેવક છે. શ્રીરામ એ અનંત પ્રેમ અને આનંદનો સાગર છે. રામદાસ તેના સ્મરણ દ્વારા આ અમૃતનું પાન કરે છે અને તેથી હંમેશાં તેની કૃપાથી આનંદિત રહે છે.

**રામનું બીજું સ્વરૂપ:**—શ્રીરામ રામદાસની દિવ્ય પ્રેમાળ માતા છે. અને ગોદાવરીબેન, મીસ એલીઝાબેથ અને બધી માતાઓ—યુવાન અને વૃદ્ધ—તેનું મા સ્વરૂપનું બીજું પ્રાકટ્ય છે. રામદાસ તેનું અજ્ઞાન બચ્ચું છે. તે દોરવણી અને ટેકા માટે તેની સામે જોઈ રહે છે. જો કોઇ વખત રામદાસ તેને દેખાતો બંધ થઈ જાય છે તો રામદાસ તેને બૂમ પાડીને બોલાવે છે અને તે તેના બચ્ચાંને આશ્વાસન આપવા દોડી આવે છે. અહા! શ્રીરામ દયાળુ, દયાળુ, હંમેશાં દયાળુ છે. શ્રીરામનો ભરોસો રાખવો એટલે પૂર્ણ સહીસલામતી અને શાન્તિ.

તમોને અને મગનલાલને શાલની ભેટ અને નોકરી આપવાની ઇચ્છા બતાવવામાં રાજારામ ખરેખર માયાળુ દેખાય છે. મીસ એલીઝાબેથ જેવી તમારે માટે વકીલાત કરવાવાળી માયાળુ માતા

મેળવવામાં તમો ખરેખર ભાગ્યશાળી છો તે બધું રામનુંજ કાર્ય છે. આપણા બધામાં અને બધાની મારફત ગૂઢ રીતે તેજ શ્રીરામ કામ કરી રહ્યો છે.

શ્રીરામે રામદાસનાં છેલ્લા લખાણો યોગ્ય હસ્તમાં જ મૂકયાં છે કેમકે રામદાસના વિચારોનું ખરસટ માળખું તેને જોઇતો જરૂરી ચળકાટ માતા એલીઝાબેથની બુદ્ધિમાંથી મેળવશે. તેણી પણ રામદાસના લીંબડીના વસાવટ દરમ્યાન તેના તરફ ઘણીજ માયાળુ હતી.

યુવાન અને વૃદ્ધ સઘળી માતાઓને રામદાસનો અંતરનો પ્રેમ અને નમ્ર નમસ્કાર પહોંચાડશો. જો રામની મરજી હશે તો રામદાસ ફરીથી તેમના હાથના પ્રેમથી અર્પણ કરેલા સાકરના ગાંગડા ખાવા આવશે. તમને, ગોદાવરીબેનને અને બધાને નમસ્કાર.

**રામદાસ.**

**તા. ક.** રામ રામદાસને હિન્દી શીખવે છે અને રામદાસ તેમાં સ્થિરતાથી પ્રગતિ કરી રહ્યો છે.

[ **Jhansi,**

D/. 19th March, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there. Ramdas perused with boundless joy your and mother Godavari's very loving and kind letters.

Ramdas is only a humble servant of that Omnipotent Lord—Shree Rama. Shree Rama is an unlimited ocean of love and bliss. Ramdas drinks of this nector by the

remembrance of Him and so, by His grace, remains always cheerful.

**Another aspect of Shree Rama:—**

Shree Rama is Ramdas's most loving Divine Mother and Godavriben, Miss Elizabeth and all mothers-old and young—there, are only His manifestations in this Mother aspect. Ramdas is His ignorant child, ever looking to him for guidance and support. If at any time, Ramdas loses sight of Him Ramdas cries to Him and He comes running to console His child. Oh ! Shree Rama is kind, kind, ever kind. To trust Shree Rama means full security and peace. Om. Om. Om.

Raja Rama is very kind indeed, when he presented you and Maganlal with shawls and with offer of jobs. You are both lucky to have such a fond mother as Miss Elizabeth to plead for you. It is all Shree Rama's work. It is He and He alone who works so mysteriously through and in us all.

Shree Rama has placed the later writings of Ramdas in the right hands, because the the rough structure of Ramdas's thoughts will receive its necessary finish from the

genius of mother Elizabeth. She has also been very kind to Ramdas during his stay in Limbdi.

Please convey to all mothers, old and young, Ramdas's deep love and humble Namaskars. If Shree Rama wills, Ramdas will go there again to eat sugar-candy they offer so lovingly.

Love and Namaskars to yourself, your father, mother Godavari and all there.

**Ramdas.**

P. S.—Shree Rama is teaching Ramdas Hindi. Ramdas is making steady progress. ]

**ઝાંસી,**

તા. ૯ મી એપ્રીલ, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

તમારા સૌના ઉપર શ્રીરામના આશીર્વાદ હજો.

તમારૂં પ્રેમ અને માયાભર્યું પત્ર મળ્યું. રામદાસે તમારા છેલ્લા પત્રનો જવાબ આપ્યો હતો. પરંતુ રામની ઈચ્છાથી કોઈ કારણસર તે તમોને પહોંચ્યો નહિ.

હમણાં શ્રીરામે રામદાસને એકાન્તમાં એક સુંદર સરોવરના કાંઠા ઉપર રાખેલ છે. શ્રીરામ ઘણો—ઘણોજ દયાળુ છે. હંમેશ મુજબ તે તેના નમ્ર સેવક અને બાળકને જુદા જુદા રૂપમાં મળવા આવે છે. હમણાં શ્રીરામની ઈચ્છાથી રામદાસ કોઈ કોઈ વખત

દિવસમાં એક વખત ભોજન લે છે. રામચરણદાસ રામની ઇચ્છાથી સુરતથી પવિત્ર નદી નર્મદાના કાંઠા તરફ ગયેલ છે. રામની ઇચ્છાથી તે થોડા વખતમાં અહીં આવશે. રામનવમી ઉપર રામની ઇચ્છા રામદાસને ચિત્રકૂટ લઇ જવાની છે. રામકિંકર અને બધા એટલે કે શ્રીરામ અહીં રામદાસની નાજુક સંભાળ રાખે છે.

રામદાસના બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

તા. ક. રામદાસ હિન્દીમાં સારી રીતે આગળ વધતો જાય છે. રામની ઇચ્છાથી રામદાસ બે ત્રણ દિવસમાં ચિત્રકૂટ માટે વિદાય થાય છે.

[ Jhansi,
D/. 9th April, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Your post-card full of love an kindness to hand. Ramdas had duly replied your last letter. But somehow, by Shree Rama's will, you did not receive it.

Shree Rama is, at present, making Ramdas to live on the banks of a beautiful lake in Ekanta. Shree Rama is very kind. He comes to see his humble servant and child in so many forms, as usual. By Shree Rama's will, Ramdas is now taking one meal a day, off and on. Ramcharandas, by Rama's order,

proceeded from Surat to the banks of the holy river Narbada. If Rama wills, he may come here shortly. Shree Rama intends to take Ramdas to Chitrakut for Rama-navami. Ramkinkar and all here i. e. Shree Rama takes very tender care of Ramdas.

Ramdas's love and Namaskars to all there.

**Ramdas.**

P. S. Ramdas is fairly progressing in Hindi. Ramdas, by Shree Rama's will, leaves for Chitrakut in 2 or 3 days. ]

**ચિત્રકૂટ,**
તા. ૧૨ મી એપ્રીલ, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રીરામના તમારા સર્વના ઉપર આશીર્વાદ હજો.

રામ રામદાસને આ મંત્રમુગ્ધ કરે તેવા સ્થળે લાગ્યો છે અને રામની ઈચ્છાથી રામદાસ મુક્તપણે જંગલોમાં અને ટેકરીઓ ઉપર ભ્રમણ કરે છે. અહીંનું વાતાવરણ જ રામનામથી ઝણહણી રહ્યું છે. અહા ! શ્રીરામજ દરેક વસ્તુ છે-શ્રીરામજ બધું—બધું—બધું છે. ૐ. ૐ. ૐ.

રામદાસના પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Chitrakut,**
D/. 12th April, 1926.

Beloved Rama.

May the blessings of Shree Rama be upon you all there. Shree Rama has brought Ramdas to this charming place and Ramdas, by the will of Shree Rama, is freely roaming in the woods and over hills here. The very air thrills with the sound of Rama here. Oh! Shree Rama is everything. Shree Rama is all—all—all. Om. Om. Om.

Love and Namaskars to you all there.

**Ramdas.** ]

---

# પ્રકરણ ૭ મું

## —:તૃતીય મિલન :—

### ( ૧ ) આબુ

જૂનાગઢ ચારેક મહિના રહ્યા બાદ મગનલાલ, કાન્તિલાલનાં ભાભી કમળા અતિશય બિમાર હોઈ. તેમની તબીઅત જોવા લીંબડી આવ્યા.

આ વખતે કમળાના અંતિમ દિવસો જતા હતા. આ છેવટ—ના દિવસોમાં તેમનાં બુદ્ધિ પલટાઈ ગઈ અને તેમણે ભગવાનનું સ્મરણ છોડી દીધું, એટલુંજ નહિ, પરંતુ ભગવાનનું સ્મરણ કરવાનું કહેનાર પર ગુસ્સે થઇ તેને ઓરડાની બહાર જવાનું કહેતાં, એટલે કોઇ તેમને ભગવાનની યાદ આપવાની પણ હિંમત કરતું નહિ. તેમના મનની આ સ્થિતિ જોઈ બધાં મુંઝાતાં, પરંતુ શું કરવું તેનો કોઇને ઉપાય સૂઝતો નહિ. એકાએક કાન્તિલાલના મોટાં ભાભી ઉજમને ઉપાય સૂઝી આવ્યોઅને તુરતજ તેમણે તે અમલમાં મૂકયો કમળાની આંખ સહેજ મીચાતાં, તેમના બિછાનાની સામેજ, ભીંત ઉપરની એક ખૂંટીએ તેમણે સ્વામીજીનો ફોટો ટાંગી દીધો. કમળા-ની આંખ ઉઘડતાં જ તેમની નજર ફોટા ઉપર પડી અને ત્યાં સ્થિર થઈ. તુરતજ તેમને સ્વામીજી અને તેમની જૂનાગઢની પ્રથમ મુલાકાત વખતનો સહવાસ યાદ આવ્યો અને તે યાદ આવતાંની સાથેજ રામનામનો જપ શરૂ થયો. આ રીતે શરૂ થયેલો જપ દેહ છૂટતાં સુધી ચાલુ રહ્યો. સ્વામીજીની કરેલ અલ્પ સેવાએ તેમનો અંતિમ સમય સુધારી દીધો.

લીંબડીથી મગનલાલ વઢવાણ તેમના મિત્ર છેલશંકરને મળવા ગયા. દરમ્યાનમાં કમળાનો સ્વર્ગવાસ થતાં તેઓ પાછા લીંબડી આવ્યા.

આ વખતે ઉનાળાનો વખત હોઈ લીંબડીના ઠાકોરસાહેબ અને મીસ સાર્પ આબુ ગયેલ અને ભાવનગરથી સર પ્રભાશંકર પટ્ટણી પણ તેમના મહેમાન તરીકે તેમને ત્યાં આબુ આવેલ. આ ત્રણે મહાનુભાવોને પ્રસંગોપાત વિચાર આવ્યો કે જો અત્યારની પૂરી નવરાશને વખતે સ્વામીજી આબુ આવે, તો તેઓ સ્વામીજીના સત્સંગનો પૂરેપૂરો લાભ મેળવી શકે. તે ઉપરથી મીસ શાર્પે સ્વામીજીને આબુ આવવા આગ્રહભરી વિનતિ કરતો પત્ર લખ્યો. સ્વામીજીનો પ્રત્યુત્તર આવ્યો કે ‘ રામજીની ઇચ્છા હશે ત્યારે અવાશે. ” આ જવાબથી ત્રણે નિરાશ થયાં. ઠાકોરસાહેબને લાગ્યું કે લીંબડીથી કાન્તિલાલ સ્વામીજીને લખે તો સ્વામીજી જરૂર આબુ પધારે. એટલે તેમણે તેમના હજૂરીયા પાસે કાન્તિલાલ ઉપર તે મતલબનો પત્ર લખાવ્યો. આ પત્ર આવ્યો ત્યારે મગનલાલ લીંબડી હતા એટલે બન્નેએ સ્વામીજીને ઠાકોરસાહેબનું આમંત્રણ સ્વીકારવા પત્ર લખ્યો અને વિશેષમાં જણાવ્યું કે આબુ સુધી તેઓ પધારશે તો તેમને પણ દર્શનનો લાભ મળશે. કેમકે આબુથી લીંબડી સહેલાઈથી આવી શકાય. આ પત્ર મળ્યા પછી સ્વામીજીએ, આબુ પોતે આવે છે, તેવા ખબર મીસ શાર્પને આપ્યા અને તે પ્રમાણે આબુ ગયા.

આબુ આવ્યા પછી લીંબડીથી મગનલાલ અને કાન્તિલાલે તેમજ ઉગરચંદશેઠે સ્વામીજીને લીંબડી પધારવા આગ્રહભરી વિનતિ કરતા પત્રો લખ્યા. વઢવાણથી ડો. શુકલ અને ચુનીભાઈએ વઢવાણ પધારવા પત્ર દ્વારા આગ્રહ કર્યો. થોડા દિવસ આબુમાં ગાળ્યા પછી સ્વામીજીએ વઢવાણ–લીંબડી જવા માટે ઠાકોરસાહેબ

વગેરેની રજા માગી. મીસ શાર્પે ઉત્તરમાં કહ્યું, "સ્વામીજી, લીંબડીમાં અત્યારે કેટલો તાપ પડે છે તેની ખબર છે? માળામાંથી પંખી ગરમીને લઈને નીચે પડે છે અને તરફડીને પ્રાણ છોડી દે છે. અસહ્ય ગરમીને લઈને અમો ભાગીને અહીં આવ્યાં છીએ. લીંબડીમાં અત્યારે રહી શકાય તેવું નથી." સ્વામીજીએ જવાબ આપ્યો, "તમો ભાગીને અહીં આવ્યાં છો પરંતુ લીંબડીની પ્રજા ક્યાં ભાગી ગઈ છે? તે લીંબડીમાં જ છે અને તેમાંથી કોઈ મરી જતું નથી તો રામદાસ પણ નહિ મરી જાય. અને કદાચ શરીર પડી જાય તો પણ તેણે તેના શરીરને રામજીની સેવા અર્થે અર્પણ કરેલ હોઇ તેની તેને ચિંતા નથી મગનલાલ, કાન્તિલાલ અને બીજા કેટલાય રામ તેની ઉત્સુકતાપૂર્વક રાહ જોઈ રહ્યા છે, એટલે ત્યાં ગમે તેટલી ગરમી હોય તોપણ તેણે જવું જ જોઈએ" ("તુમ ભાગકર યહીં આયે હો પરંતુ લીંબડીકા પ્રજા તો ભાગ કે કહીં નહિ ગઈ, વે તો લીંબડી મેંહી હૈં. ઔર ઉનમેં સે કોઈ ગરમી કે કારણ મર નહિ જાતા. ઈસ તરહ રામદાસ ભી નહિ મરેગા. ઔર શાયદ શરીર ન રહે તો ભી કોઈ ચિંતા નહિ, કારણ ઉસને અપના સરીર રામજીકી સેવા મેં અર્પણ કર દિયા હૈ, મગનલાલ, કાન્તિલાલ ઔર દુસરે કિતને હી રામ ઉસકી ઉત્સુકતાપૂર્વક રાહ દેખ રહે હૈં. ઈસ લિયે વહાં ચાહે કિતનીહી ગરમી હો તીસ પર ભી ઉસે વહાં જાનાહી હોગા.") ખાસ કરીને મગનલાલ અને કાન્તિલાલને લઈને જ સ્વામીજી ત્યાં ખેંચાય છે એટલે મગનલાલ અને કાન્તિલાલને અહીં બોલાવ્યા હોય તો સ્વામીજી અહીં થોડા વધારે દિવસ રહે તેમ ઠાકોરસાહેબને લાગવાથી તેમણે સ્વામીજીને કહ્યું, "હું મગનલાલ અને કાન્તિલાલને અહીં બોલાવી દઉં છું. થોડા દિવસ રહી તેમની સાથે લીંબડી જજો."

તુરતજ ઠાકોરસાહેબે તેના હજૂરીયા પાસે લીંબડી કાન્તિલાલ ઉપર તે મતલબનો કાગળ લખાવ્યો જે લીંબડી મહેલમાં

આવતાં મહેલનો ખાસ માણુસ તે લઈને કાન્તિલાલને ત્યાં આવ્યો. પરંતુ કાન્તિલાલને તેમનાં ભાભીની ઉત્તરક્રિયા કરવાની હોઈ, તેઓ લીંબડી છોડી શકે તેમ ન હતું અને મગનલાલ પણ આવી પરિસ્થિતિમાં એકલા જવા ખુશી ન હતા, તેથી ઠાકોરસાહેબની લાગણી માટે આભાર માનતો અને ત્યાં ન આવી શકયા બદ્દલ દીલગીરી દર્શાવતો પ્રત્યુત્તર આવેલ માણુસને લખીને આપ્યો. આ પત્ર ત્યાં પહોંચતાંજ સ્વામીજીએ લીંબડી તરફ ઉપડવાનો નિશ્ચય જાહેર કર્યો. સ્વામીજીના આ નિર્ણયથી મીસ શાર્પને ખૂબ દુઃખ થયું અને ફકત ચાર દિવસ વધારે રોકાવા તેમને આજીજીભરી વિનંતિ કરી. તેમના આટલા પ્રેમપૂર્વકના અત્યાગ્રહને માન આપી, ચાર દિવસ વધારે રોકાઇ, ચાર દિવસ પછી કામ પ્રસંગે ઠાકોરસાહેબ લીંબડી જવાના હોઇ, તેમની સાથે નીકળવાનું સ્વામીજીએ નક્કી કર્યું.

સ્વામીજીના ઉપડવાના આગલા દિવસે ઠાકોરસાહેબે તેમને કહ્યું, 'મારે હજુ ચાર દિવસ પછી જવાનું થશે. એટલે આપ તેટલો વખત વધારે રોકાઓ તો આપણે સાથે જઈએ. મેં સલૂન મંગાવેલ છે. અને આપ મારી સાથે સલૂનમાં મુસાફરી કરી શકશો." સ્વામીજીએ જવાબ આપ્યો, "રામદાસ હંમેશાં ત્રીજા વર્ગમાંજ મુસાફરી કરે છે. તમારી સાથે કાલે નીકળવાનું થયું હોત તો પણ તે તો ત્રીજા વર્ગમાંજ બેસત. કાલે ઉપડવાનું નિશ્ચિત છે. સલૂન તેને વધારે રોકવાને લલચાવી શકશે નહિ. ("રામદાસ હમેશાં તીસરે દરજેમેંહી સફર કરતા હૈ. કલ અગર તુમ્હારે સાથભી ચલના હોતા તોભી વહ તીસરે દરજેમેંહી બેઠતા. કલ જાનેકા નિશ્ચય કર લિયા હૈ. સલૂનમેં સફર કરનેકા લાલચ ઉસે અધિક સમય યહાં રોક નહિ સકતા.")

આબુથી ઉપડતાં પહેલાં કાન્તિલાલ તથા મગનલાલ અને ડુંગરચંદશેઠ ઉપર સ્વામીજીએ અનુક્રમે નીચે પ્રમાણેના પત્રો લખ્યા હતા.

## ૨૦૧

શ્રીકૃષ્ણનિવાસ,
માઉન્ટ આબુ,
તા. ૧૪ મી જુન, ૧૯૨૬.

વ્હાલા કાન્તિલાલ તથા મગનલાલ રામ,

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

રામદાસને તમારો પ્રેમ અને માયાભર્યો પત્ર મળ્યો. રામના હુકમથી રામદાસ અહીંથી રાજારામ સાથે તા. ૧૫ મીએ ઉપડે છે, પરંતુ રસ્તામાં વઢવાણ ઉતરી જશે અને ત્યાં બે દિવસ રોકાશે. પછી રામદાસ લીંબડી આવશે. ઉગરચંદશેઠ રામદાસને પોતાને ત્યાં ઉતારવા માટે બહુજ આતુર હોઈ, આ વખતે રામદાસ તેમને ત્યાં ઉતરશે. શ્રીરામની એવી ઇચ્છા છે. શ્રીરામ રામદાસને ફરી તમો બધાને મળવાનો આનંદ આપશે. બધા શ્રી રામજ છે. ૐ. ૐ. ૐ.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ Shree Krishna Nivas,
Mount Abu,
D/. 14th June. 1926.

Beloved Kantilal and Maganlal Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Ramdas received your very kind and loving letter. By Shree Rama's command, Ramdas starts from here in company of Raja Rama on the 15th instant, but will break journey at Wadhwan where Shree Rama intends, Ramdas

should stay for about 2 days. This time Ramdas shall stay with Sheth Ugarchand who is very anxious that Ramdas should remain at his. It is all Shree Rama's will. Shree Rama will give indeed Ramdas infinite joy of seeing you all again. Shree Rama is all. Om. Om. Om.

Love and Namaskars to you all there.

**Ramdas.** ]

શ્રી કૃષ્ણુનિવાસ,
**માઉન્ટ આબુ,**
તા. ૧૪ જુન. ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

મા. એલીઝાબેથે તમોને તારથી ખબર આપ્યા છે કે રામદાસને અહીં તા. ૧૫ મી સુધી રોકવામાં આવેલ છે. તા. ૧૫ મીએ ૪ વાગ્યાની ગાડીમાં રામદાસ રાજારામ (ઠાકોરસાહેબ) સાથે અહીંથી નીકળે છે પરંતુ વઢવાણથી તેને માયા અને પ્રેમભર્યાં બે આમંત્રણો મળેલ હોઈ, ત્યાં ઉતરી જવું એવી રામની ઇચ્છા છે. વઢવાણમાં રામદાસ બે દિવસ રોકાશે અને પછી તમારે ત્યાં આવશે. રામદાસ રામની આ ઇચ્છાને તાબે થાય છે. તેજ યોજના ઘડે છે અને તેજ યોજનાને ભાંગે છે. શ્રીરામ બધું ભલાને માટે કરે છે. શ્રીરામ હંમેશાં ભલો, દયાળુ અને પ્રેમાળ છે; બધું—બધું શ્રીરામ છે.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ Shree Krishna Nivas,
**Mount Abu,**
D/. 14th. June 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Mother Elizabeth has informed you by wire that, by Shree Rama's will, Ramdas has been detained here till 15th instant, on which date by 4 P. M. train, he starts from here in the company of Raja Rama ( Thakore Saheb ), but it is the will of Shree Rama that he should break journey at Wadhwan, wherefrom Ramdas has received two kind and loving invitations. Ramdas would remain in Wadhwan for about two days and then go to your place. Ramdas submits to the will of Shree Rama. It is He who makes and breaks plans. Shree Rama does everything, for the best. Shree Rama is all-all.

Love and namskars to you all there.

**Ramdas.** ]

સ્વામીજીના આબુના વસવાટ દરમ્યાન તેમના સંસર્ગમાં આવનાર દરેકને 'રામમંત્ર'ની મોહિની લાગી ગઇ હતી. દરેક જણુ, જ્યારે જુઓ ત્યારે 'રામમંત્ર' રટતો સંભળાતો. શ્રીકૃષ્ણ-નિવાસમાં વસનારાઓજ માત્ર નહિ, પરંતુ ત્યાં કામ કરતા કડીયા-

ઓ પણ 'રામમંત્ર'નું ગાન કરતા સંભળાતા હતા. પટ્ટણી-સાહેબનો નિવાસ સ્વામીજીના ઓરડાની બાજુમાંજ હતો. તેઓ તો સવારના ત્રણ વાગ્યાથી ઉઠીને 'રામમંત્ર'નો જાપ કરતા સાંભળવામાં આવતા.

## (૨) વઢવાણ

આબુથી સ્વામીજી રવાના થયા ત્યારે વઢવાણ ડૉ. શુકલ ઉપર સ્વામીજી આબુથી રવાના થયાનો મીસ શાર્પનો તાર હતો. એટલે ડૉ. શુકલ, ચુનીભાઈ, મગનલાલ વગેરે વઢવાણ જંકશને સ્વામીજીને લેવા સામે ગયેલ. ઠાકોરસાહેબનું આબુથી નીકળવાનું થોડા દિવસ માટે મુલ્તવી રહેલ તેથી વઢવાણ સુધી પહોંચાડવા ઠાકોરસાહેબના પટાવાળાને મીસ શાર્પે સ્વામીજી સાથે મોકલાવેલ. તે વળતી ટ્રેઈનમાં વઢવાણથી આબુ જવા પાછો ફર્યો.

આ વખતે વઢવાણમાં સ્વામીજી ડૉ. શુકલને ત્યાં ઉતર્યા હતા. સ્વામીજીના આગમનની ગામમાં જાણ થતાં, પહેલી વખતની જેમજ, આ વખતે પણ લોકો ડૉ. શુકલને ત્યાં સ્વામીજીનાં દર્શન માટે ઉભરાવા લાગ્યાં.

સ્વામીજી પાસે આવનારાઓમાં વઢવાણ રાજ્યના બાલમંદિર-ના અને રાષ્ટ્રિય બાલમંદિરના શિક્ષકો પણ હતા. તેમની વિનતિથી સ્વામીજી બન્ને બાલમંદિરોમાં ચુનીભાઈ, મગનલાલ વગેરે સાથે વારાફરતી ગયા હતા.

પ્રથમ રાજ્યના બાલમંદિરની મુલાકાત લીધી. બાલમંદિરમાં દાખલ થતાં સ્વામીજી તેના હૉલના મધ્ય ભાગમાં જમીન ઉપર પલાંઠી વાળી બેસી ગયા. તેમને જોતાંજ હૉલની અંદરનાં નાનાં બાળકો 'સીતારામ—સીતારામ' કરતાં તેમને વીંટળાઈ વળ્યાં. સ્વામીજીના દાંત વગરના હસતા ચ્હેરામાં તેમને તેમનું પોતાનુંજ મોટા કદનું સ્વરૂપ દેખાયું. કોઈ તેમના ખભા ઉપર ચડી ગયું,

કોઈ ખોળામાં બેસી ગયું. કોઈ સાથળ ઉપર ચડીને ઉભું. કોઈ તેમના તાજા મુંડનવાળા, લીસા, ઝગારા મારતા મસ્તક ઉપર હાથ ફેરવવા લાગ્યું. સ્વામીજી પણ સામે 'સીતારામ—સીતારામ' નો પ્રતિધ્વનિ પાડવા લાગ્યા.

ત્યાર પછી શિક્ષકોએ બાળકો પાસે 'ૐ શ્રીરામ, જયરામ, જયજયરામ.' ના ગાન સાથે ડાંડીયારાસ લેવરાવ્યો તે પૂરો થતાં, ચુનીભાઈ તરફથી લાવવામાં આવેલ નાસ્તો અને દુધ બાળકોને આપવામાં આવ્યું.

બીજે દિવસે સ્વામીજીને રાષ્ટ્રિય બાળમંદિરમાં લઇ જવામાં આવ્યા. અહીં પણ બાળકોને, સ્વામીજી તેમના પોતાના જેવું જ એક બાળક દેખાયા અને તેઓ પોતા માંહેનાજ એક હોય તે રીતે તેમની સાથે ભળી ગયા. અહીં પણ બાળકોના કાર્યક્રમને અંતે ચુનીભાઇ તરફથી તેમને નાસ્તો આપવામાં આવ્યો હતો.

આ વખતે પણ સાધક જીવરાજભાઇ સ્વામીજીનાં દર્શને દરરોજ આવતા અને પોતાનાં બનાવેલાં ભજનો ગાઈ બધાને આનંદ આપતા. તેમના આમંત્રણથી એક દિવસ વઢવાણના દિવાનસાહેબ, મગનલાલ, છેલશંકર, ડૉ. શુકલ વગેરે સ્વામીજીને લઈને તેમની મઢુલીએ ગયા. અહીંપણ તેમણે ભજનો સંભળાવી બધાને આનંદ કરાવ્યો. દુધીયું પીને બધા પાછા ઘેર આવ્યા.

વખત જતાં સાધક દશામાંથી સિદ્ધ દશામાં આવતાં, જીવરાજભાઇએ સંસારનાં રહ્યાંસહ્યાં બંધનો પણ તોડી નાખી ભગવું ધારણ કર્યું અને જ્યોતિસ્વરૂપ નામે પ્રસિદ્ધિ પામ્યા. જ્યોતિસ્વરૂપ મહારાજનાં મગનલાલને ભાવનગરમાં બે ત્રણ વખત દર્શન થયેલ.

વઢવાણની સ્વામીજીની આ મુલાકાત દરમ્યાન, વઢવાણના ભક્તોને, ઝાંસીના સ્વામીજીના ભક્તો તેમના માટે ઝાંસીની આજુબાજુમાં આશ્રમ બંધાવી આપવાની પ્રવૃત્તિ કરે છે, એવા ખબર પડતાં, તેમણે પણ સ્વામીજી માટે વઢવાણમાં આશ્રમ બંધાવી

આપવાનો નિર્ણય કર્યો અને સ્વામીજીને તેનો સ્વીકાર કરવા અને બન્ને આશ્રમમાં વારાફરતી રહેવા વિનતિ કરી. સ્વામીજીની આ બાબતમાં સંમતિ મળતાં, બધા ભક્તો સ્વામીજીને સાથે લઈ, આશ્રમ માટેની યોગ્ય જગ્યાની પસંદગી કરવા, ગામ બહાર ભોગાવાને કાંઠે આવ્યા અને જગ્યા બતાવવા સ્વામીજીને વિનતિ કરી. સ્વામીજી ફરતાં ફરતાં ભોગાવાને કાંઠે એક જગ્યાએ ઉભા રહ્યા અને કહ્યું. "આ જગ્યા" ("ઈસ જગહ.")

જગ્યા મુકરર થયા પછી તે જગ્યા મેળવવાની પ્રવૃત્તિ શરૂ થઈ પરંતુ રામની ઈચ્છા ઝાંસીમાં કે વઢવાણમાં સ્વામીજીને રાખવાની નહિ હોઈ, પહેલો કાસરગોડમાં આશ્રમ બંધાયો અને તે આશ્રમનો સ્વામીજીએ ત્યાગ કરતાં કન્હનગઢ—રામનગરમાં આશ્રમ સ્થપાયો અને ત્યાં સ્વામીજી કાયમને માટે સ્થિર થયા.

વઢવાણમાં સ્વામીજીએ પસંદ કરેલ જગ્યા ઉપર અત્યારે સ્વામીજીના ભક્તો ડૉ. શુકલ, ભુદરભાઈ વગેરે બંગલા બંધાવી રહે છે અને આ જગ્યા 'રામદાસ સોસાયટી'ને નામે ઓળખાય છે.

## (૩) લીંબડી.

આ વખતે સ્વામીજીને, પોતાને ત્યાં ઉતારવાનો ઉગરચંદશેઠનો આગ્રહ હતો એટલે તેઓ પોતાની મોટર, ઘોડાગાડી વગેરે લઇને સ્ટેશને સામા આવેલ. પરંતુ સ્ટેશન ઉપર તેમને સ્વામીજીએ કહ્યું, "રામદાસ સીધો અહીંથી કાન્તિલાલને ત્યાં જશે. અને ત્યાંથી તમારી સાથે તમારે ત્યાં આવશે." ("રામદાસ યહાંસે સીધા કાન્તિલાલકે ઘર જાયેગા ઔર વહાંસે ફિર તુમ્હારે સાથ તુમ્હારે ઘર આયેગા.") તે પ્રમાણે કાન્તિલાલને ત્યાં પ્રથમ મુકામ કરી ત્યાંથી ઉગરચંદ શેઠ વગેરે સાથે સ્વામીજી તેમને ત્યાં જવા ઉપડયા. સ્વામીજીને ત્યાં પહોંચાડી મગનલાલ વગેરે કાન્તિલાલને ત્યાં પાછા આવ્યા. જમવાનું તો બધાને ઉગરચંદશેઠને

ત્યાંજ હતું એટલે નાહીધોઈને બધા જમવા માટે ત્યાં ગયા. આખો દિવસ સ્વામીજી ત્યાં રહ્યા.

સાંજે કાન્તિલાલ તથા મગનલાલે, ઉગરચંદશેઠને સ્વામીજીને કાન્તિલાલને ત્યાં તેમના અસલી ઉતારે આવવા દેવા વિનતિ કરી. સ્વામીજીએ પણ ઉગરચંદશેઠને કહ્યું, "તમારી ઇચ્છા પૂરી થઈ છે. હવે આ રામજીની (કાન્તિલાલની) પણ પૂર્ણ થાય એમ રામદાસ ઇચ્છે છે, માટે તેને તેમને ત્યાં જવાની રજા આપો."

ઉગરચંદશેઠે સ્વામીજીને કાન્તિલાલને ત્યાં જવાની રજા આપી અને સ્વામીજી કાન્તિલાલને ત્યાં આવ્યા.

કાન્તિલાલને ઘેર આવ્યા પછી લોકો અગાઉની માફકજ દર્શન માટે ઉમટી પડયાં. ઘેર ઘેર સ્વામીજીની પધરામણી કરવામાં આવતી. પધરામણી વખતે મગનલાલ અને કાન્તિલાલને પણ સાથે લઈ જવામાં આવતા અને સ્વામીજીની સાથોસાથ તેમની પણ, તેમની અનિચ્છા તેમજ વિરોધ હોવા છતાં, ભાવિક ભક્તો પૂજા કરતા. આ બધો પ્રભાવ અને પ્રતાપ સ્વામીજીનો હતો. પારસમણિના સંગથી જ લોઢું સોનું થયું હતું અને સોનામાં ખપતું હતું. સ્વામીજીની—સંતની કરેલ અલ્પ સેવાનું મહાન ફળ હતું.

આ વખતે પણ બામાસાહેબની વિનતિથી સ્વામીજી તેમની પાસે ઝનાનામાં ગયા હતા. આ વખતે ત્યાં એક બીજા પંડીત નામે રઘુવીરદાસજી બેઠા હતા. પૂજન–અર્ચન બાદ તેમણે સ્વામીજીને પૂછ્યું, "આપ 'રામ, રામ' બોલો છો તેને બદલે 'ઝાડ, ઝાડ' બોલો તો શી અડચણ છે?" (આપ 'રામ, રામ' બોલને કે બદલે 'પેડ, પેડ' બોલેં તો કયા હર્જ હૈ?") સ્વામીજીએ જવાબ આપ્યો, "અહીં નામનો કે શબ્દોનો ઝઘડો છેજ નહિ. 'રામ' ને બદલે 'ઝાડ' કહો તો પણ કંઈ અડચણ નથી. ફક્ત જે નામ બોલવામાં આવે તે કોને ઉદ્દેશીને બોલવામાં આવે છે, તેજ સમજવાની જરૂર છે. તે સમજ્યા પછી ચ્હાય તે નામનો ઉપયોગ

કરવામાં વાંધો નથી. જે સર્વવ્યાપી-સર્વશક્તિમાન-સર્વજ્ઞ—સર્વાન્તર્યામી છે તેનેજ રામદાસ 'રામ' શબ્દથી યાદ કરે છે." ("ઇશ્વર ન નામકા ઝગડા હૈ ન શબ્દકા. રામકે બદલે 'પેડ' કહો તો ભી કોઈ બાધા નહિ. કેવલ ઇતના સમઝના જરૂરી હૈ કિ જો નામ બોલતે હો સો કિસકા સંબોધન હૈ. યહ સમઝનેકે બાદ ઉસ નામકા ઉપયોગ કરનેમેં કોઈ બાધા ન રહેગી. જો સર્વવ્યાપી —સર્વશક્તિમાન—સર્વજ્ઞ—સર્વાન્તર્યામી હૈ ઉસકો રામદાસ 'રામ' નામસે યાદ કિયા કરતા હૈ.")

રઘુવીરદાસજી આ જવાબ સાંભળીને ખુશ થયા અને બામા સાહેબને ઉદ્દેશીને બોલ્યા, "ખરા જ્ઞાની, ખરા ભક્તનાં આપણને દર્શન થયાં છે. આવા ભક્તોનાં દર્શન દુર્લભ છે."

સ્વામીજી લીંબડીમાં હતા તે દરમ્યાનજ ઠાકોરસાહેબ આબુથી લીંબડી આવી ગયા હતા. તેઓ પણ પહેલાંના તેમના ક્રમ પ્રમાણે સ્વામીજીના દર્શને આવતા. પટ્ટણીસાહેબ પણ આબુથી ભાવનગર આવી ગયેલ અને ત્યાંથી ઠાકોરસાહેબ ઉપર સ્વામીજીને પોતાને ત્યાં ભાવનગર પધારવા પોતાની વતી વિનતિ કરવા પત્ર લખેલ. પત્ર મળતાંજ ઠાકોરસાહેબ સ્વામીજીને વિનતિ કરવા આવેલ, પરંતુ સ્વામીજીએ જણાવ્યું કે, "રામજીનો હુકમ અહીંથી સીધા ઝાંસી જવાનો છે. છતાં 'પટ્ટણીરામ'નો આગ્રહ છે તો એક દિવસ માટે રામદાસ તેમને ત્યાં જશે." ("રામજીકા આદેશ વહાંસે સીધે ઝાંસી ચલ દેનેકા હૈ. ફિરભી 'પટ્ટણીરામ' કા આગ્રહ હૈ ઇસ લિયે રામદાસ એક દિનકે લિયે ઉનકે ઘર જાયેગા.")

ઠાકોરસાહેબે આ ખબર પટ્ટણીસાહેબને આપતાં તેમનો ઉત્તર આવ્યો કે "આવવાની કૃપા કરતા જ હોય તો આઠ દિવસ મને આપે, એક દિવસ નહિ. આઠ દિવસ ન આપી શકે તો જ્યારે આઠ દિવસ આપી શકે ત્યારે પધારે." સ્વામીજી

આઠ દિવસ રહી શકે તેમ નહિ હોઈ તેઓ લીંબડીથી સીધા ઝાંસી જવા ઉપડી ગયા. આ પછી પણ સ્વામીજી જ્યારે જ્યારે કાઠયાવાડ તરફ આવેલ, ત્યારે ત્યારે પટ્ટણીસાહેબે ઠાકોરસાહેબ મારફત ભાવનગર પધારવા સ્વામીજીને આમંત્રણ આપેલ પરંતુ કોઈને કોઈ કારણસર ભાવનગર આવવાનો યોગ આવ્યોજ નહિ.

આ રીતે લીંબડીમાં આઠ–દશ દિવસ ગાળી સ્વામીજી ફરી ઝાંસી ગયા.



# પ્રકરણ ૮ મું.

## —: તૃતીય પરિભ્રમણ દરમ્યાનના પત્રો :—

હીરાબડીથી ઝાંસી આવ્યા બાદ સ્વામીજી તરફથી આવેલા પત્રો એક પછી એક આ નીચે આપવામાં આવ્યા છે.

**ઝાંસી**

તા. ૩જી જુન, ૧૯૨૬.

**વ્હાલા રામ,**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

શ્રીરામ—દિવ્ય માતા—રામદાસને આજે મહોબા લઇ જાય છે અને ત્યાંથી ગોકર પર્વત લઈ જશે. રામકિંકર રામદાસ સાથે આવે છે. રામની એવી ઇચ્છા છે કે ચાતુર્માસ માટે રામદાસ આ પર્વત ઉપર રહે.

શ્રીરામ બધું ભલાને માટે કરે છે કેમકે શ્રીરામ અનંત પ્રેમ છે. આપણે તેનું સંપૂર્ણ શરણ લેવું જોઈએ. મનની બધી શંકા અને વિવાદો બંધ થઈ જવા જોઇએ. શ્રીરામમાં અડગ શ્રદ્ધા અને તીવ્ર પ્રેમ એજ એક માર્ગ છે. શ્રીરામને ખાતર આપણે બધાને ચાહીએ કેમકે તેજ બધું કંઇ છે. તેના સિવાય બીજું કંઇ નથી. ધિક્કાર અને તિરસ્કાર એ અજ્ઞાન છે, પ્રેમ અને દયા એજ જ્ઞાન છે, આપણે આપણી જાતને તે દિવ્ય પ્રેમ—શ્રીરામ—ના હાથમાં મૂકી દઈએ. તેનાથી જ માર્ગદર્શન અને નિયમન પામીએ. કોઇને

ધિક્કારવાનો કે વખોડવાનો આપણને અધિકાર નથી. આપણું કર્તવ્ય દરેકને ચાહવાનું અને માન આપવાનું છે.

અરે, બધું, બધા શ્રીરામજ છે. આપણે મનને બિલોરી કાચ જેવું શુદ્ધ બનાવીએ. આપણે શબ્દો નરમ, મધુર અને સાંત્વન આપનાર ઉચ્ચારીએ. આપણે, બીજાનાં દુઃખ--દર્દો દૂર કરવામાં સહાયક હોય તેવાં કૃત્યોજ હંમેશાં કરીએ. આ બધું શ્રીરામની સર્વશ્રેષ્ઠ ઇચ્છાને આધીન થવાથીજ શકય બને છે. તેની ઇચ્છાને આધીન થવું એટલે તેનું સતત સ્મરણ રાખવું. ૐ. ૐ. ૐ.

શ્રીરામ આપણું સર્વસ્વ છે. તે સર્વ કંઈ છે. તેનું ઉજ્જવળ નામ સર્વશક્તિમાન છે. ૐ. ૐ. ૐ.

તમો સર્વને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ Jhansi,
D/. 3rd June, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama—the Divine Mother—is taking Ramdas to-day to Mahoba and thence to Gohkar Parvat. Ramkinkar accompanies Ramdas. For the monsoon, it is the will of Shree Rama, that Ramdas should stay on this hill.

Shree Rama does everything for the best, for Shree Rama is infinite love. We must

take complete refuge in Him. All doubts and debates of the mind must cease. Unshakable faith in and intense love for Shree Rama, is the only path. Let us love all for His sake, because He is all. There is none but He. Hate and dislike is ignorance. Love and kindness is knowledge. Let us put ourselves in the hands of the Divine Love—Shree Rama and be ever guided and controlled by Him. We have no right to condemn or criticize. Ours is the right to love and respect everybody.

Oh! everybody, everything is Shree Rama. Let our mind be pure, pure like a crystal. Let our words be mild, sweet and soothing. Let our acts be always helpful—go to relieve misery and pain. This is possible only when we have surrendered ourselves to the supreme will of Shree Rama. To surrender to His will means continuous, ceaseless remembrance of Him. Om. Om. Om.

Shree Rama is our all in all. He is all. Hig glorious name is all powerful. Om. Om. Om.

Ramdas's love and Namaskars to you all there.

**Ramdas.** ]

## ૨૧૩

મહોબા,
તા. ૧૩ જુલાઈ, ૧૯૨૪.

વ્હાલા રામ,

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

તમારૂં પ્રેમ ભર્યું પત્ર મળ્યું. તમારા પ્રશ્નોના જવાબમાં રામ રામદાસને નીચે પ્રમાણે લખવા ફરમાન કરે છેઃ—

(૧) મહાન અને શક્તિદાયક રામનામનો જપ એ ચંચળ મનને કાબુમાં લાવવાનું સાધન છે અને તેમ કરીને જેનું આપણે સ્મરણ કરીએ છીએ તે શ્રીરામની ઇચ્છાને ક્રમે ક્રમે આધીન થવા શક્તિશાળી બનવા માટે છે. સંપૂર્ણ એકતાનતા અને મનની શુદ્ધિ એજ તેનો સાક્ષાત્કાર કરવાનો એકમાત્ર માર્ગ છે. તેનો સાક્ષાત્કાર કરવો એટલે આપણું વ્યક્તિગત અસ્તિત્વ મિથ્યા છે અને આપણે શાશ્વત સત્–ચિત્–આનંદસ્વરૂપ પરમાત્માથી જુદા નથી એવો અનુભવ કરવો તે છે, આવો અનુભવ જ્યારે આપણે દ્વંદ્વો અને ત્રણ ગુણોથી પર થઇએ ત્યારે થાય છે. આપણી આ ભૂલાઇ ગયેલી સ્થિતિનું સ્મરણ આવશ્યક છે. તે શાશ્વતસ્વરૂપ કે જેને આપણે તત્ક્ષણને માટે રામ, ઇશ્વર કે અલ્લાહના નામથી ઓળખીએ છીએ, તે આપણું ખરૂં સ્વરૂપ છે. તે નામ કે રૂપ વગરનો છે. પરંતુ તે સ્વરૂપમાં તેનું ધ્યાન કે સ્મરણ કરવું અશક્ય હોઇ તેને નામ રૂપ આપી તેનું સ્મરણ–ધ્યાન કરવું, એ તેનો સાક્ષાત્કાર કરવા માટેનું સાધન છે. થોડી ક્ષણો માટે સ્મરણ કરવાથી ઊંડા મૂળીયાં ઘાલીને પડેલું અજ્ઞાન કે મનનો સ્વરૂપની વિસ્મૃતિજનક સ્વભાવ દૂર થતો નથી. સતત અને નિરંતર સ્મરણજ તે કરી શકે. સ્મરણની સાથોસાથ, જેનું આપણે સ્મરણ કરીએ છીએ તે ઈશ્વરના ગુણોનું ધ્યાન પણ કરવું જોઈએ. તેનું સતત ધ્યાન કરવા માટે આપણે તેને જ આપણા જીવનનું ધ્યેય બનાવવું જોઈએ અને તેને માટે તીવ્ર અને દઢ આતુરતા અને પ્રેમ કેળવવાં જોઈએ આ માર્ગ

ઘણો વિકટ અને મુશ્કેલીભર્યો છે, પરંતુ જે દૃઢનિશ્ચયી છે તે બહાદુરીથી બધી મુશ્કેલીઓનો સામનો કરે છે. દુઃખ અને નિરાશા તેને નાહિંમત કરી શકતાં નથી. તે, સિદ્ધિ પ્રાપ્ત કરેલ ઋષિમુનિઓએ બતાવેલા માર્ગ ઉપર આગળ વધે છે.

સંસાર મનનો ઉભો કરેલો છે. ચંચળ મન, અજ્ઞાનને વશ થઈ, આપણને જ્યારે મનાવે છે કે આપણે જન્મ, વૃદ્ધિ, વ્યાધિ, જરા અને મૃત્યુને આધીન નશ્વર શરીર છીએ, ત્યારે આપણામાં 'હું અને મારા'પણાની મિથ્યા ભ્રાન્તિ ઉભી થાય છે. આ મિથ્યા ભ્રાન્તિ-રૂપ અભિમાન, જ્યારે આપણે આપણું નશ્વર દેહ સાથેનું તાદાત્મ્ય માનતા બંધ થઈએ છીએ, ત્યારેજ અદૃશ્ય થાય છે. તેથી તે શાશ્વત સત્ય કે જેણે આખા વિશ્વને આવરી લીધેલ છે અને જે પોતેજ વિશ્વસ્વરૂપ છે, તેની સાથેનું તાદાત્મ્ય અનુભવવું તે અહંત્વની મિથ્યા ભાવનાને દૂર કરવા જરૂરનું છે. સાધક સંસારમાં રહીને અનુભવથી જાણે છે કે તેના વ્યક્તિગત જીવન અને વ્યક્તિગત દૃષ્ટિનો અંગીકારજ તેના દુઃખનું કારણ છે. શાશ્વત સત્-ચિત્-આનંદ પરમાત્મામાં પોતાનું મન એકાગ્ર કરીને તે આમાંથી નીકળવાનો પ્રયત્ન કરે છે. દુનિયાનાં દુઃખ અને કસોટીઓનો અનુભવ જ્યાંસુધી પરિપક્વ થતો નથી, ત્યાંસુધી તે શાશ્વત શાન્તિ અને આનંદની સ્થિતિમાં એટલે કે ઈશ્વરમાં—રામમાં—માનતો નથી અને તેને મેળવવા પ્રયત્ન કરતો નથી. તેનામાં આ ઈચ્છા જાગૃત કરવા માટે, ઈશ્વરને પહોંચવા તથા જાણવા માટે, એટલે કે મિથ્યા સંસારના સુખ-દુઃખથી પર થવા માટે, અને શાશ્વત શાન્તિ અને આનંદનું દિવ્ય અમૃત પીવા માટે તેને સત્ય સ્વરૂપ પરમાત્માનું સ્મરણ કરવાનું કહેવામાં આવે છે. સત્, ચિત્ આનંદ, શાન્તિ, પ્રેમ, પ્રકાશ અને પવિત્રતારૂપ જે તમારૂં સત્ય સ્વરૂપ છે તેજ રામના નામ રૂપે તમારી પાસે મૂકવામાં

આવેલ છે. તમોને તમારા સત્ય સ્વરૂપની વિસ્મૃતિ થઈ ગઈ છે એટલે તેનું એટલું સતત સ્મરણ કરો કે અંતે તમોને સમજાય કે તે તમો પોતેજ છો. આજ સાધના છે. આના સિવાય બીજી કોઈ નથી.

(૨) જો આપણે ઈશ્વરને ખરા અંતઃકરણપૂર્વક અને લાગણીથી તેમજ સંપૂર્ણ શ્રદ્ધા અને તીવ્ર પ્રેમપૂર્વક ચાહીએ તો તેની સાથેસાથેજ આપણે આપણા દેશને અને વિશ્વને ચાહતા થઈએ છીએ. આપણે માટે આપણો દેશજ આપણું વિશ્વ છે.

(૩) જ્યારે આપણે સત્યના રાહ ઉપર ચાલતા હોઈએ, ત્યારે આપણે બીજાની લાગણી દુભવીએ છીએ એ વિચારથી પાછા હઠવાનું કે એ રાહ છોડી દેવાનો નથી. કોઈ પણ સંયોગોમાં સત્યજ બોલો. સત્ય બોલવાના કરતાં સત્યને ચાહવું વધારે જરૂરી છે.

(૪) જ્યારે આપણે બધાને રામરૂપે જોતા થઈએ છીએ ત્યારે આપણે દ્વંદ્વોથી પર થઈએ છીએ. જે દ્વંદ્વાતીત છે તેને માટે સારૂં કે નરસું એવું કંઈ નથી. **તેની નજરમાં આ દુનિયાની પણ હસ્તિ નથી.** જ્યાંસુધી આપણું મન દ્વંદ્વોમાં ફસાએલું છે, ત્યાંસુધી સારૂં અને નરસું એવા વિચારોની આપણને પ્રતીતિ થાય છે અને તે આપણા અજ્ઞાનને આભારી છે. તેથી આપણે સત્સંગ શોધવો કે જે આપણને આ દ્વંદ્વોના દુઃખથી પર થવામાં સહાય કરે છે અને દુષ્ટનો સંગ છોડવો કે જે આપણા અજ્ઞાનની જડ વધારે ઊંડી લઈ જાય છે. ૐ. ૐ. ૐ.

શ્રીરામ કેવી આશ્ચર્યજનક રમત રમી રહ્યો છે! તે બધું કરે છે **અને તેજ વખતે** કંઈજ કરતો નથી—ફક્ત તેના પોતાનાજ કૃત્યોનો સાક્ષીરૂપે રહે છે. તે હંમેશ એકજ છે, માત્ર અનેકરૂપે ભાસે છે. તે કોને પ્રશ્ન પૂછે છે? તેને પોતાને. તે કોને ઉત્તર આપે છે? તેને પોતાને. ૐ. ૐ. ૐ.

તમો સર્વને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Mahoba,**
D/. 13th July, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there. Your post-card full of love to hand. In reply to your queries, Shree Rama bids Ramdas to write as follows:—

(1) Repetition of the great and powerful name of Shree Rama, is a Sadhana to control the restless mind and thus enable us to gradually surrender ourselves to the will of that Supreme Being, whose name we are repeating. Perfect concentration and purity of mind, is the only way to realise Him. To realise Him, is to know that our individual existence is false, that we are not different from that Universal and Eternal exitence, consciousness and bliss. This realisation is attained only when we rise above Dwandwas and Trigunas. Smaran of that state of ours which we have forgotten is essential. That Eternal state which is represented, for the time being, by the name God, Rama, Allah or by any name, is our real Swarup. He or It is without name and form. To meditate on Him—to remember Him which we cannot do without giving Him a name and form,

is therefore a Sadhana to realise Him. Repetition of the name for a short time, does not remove the deep-rooted ignorance of forgetfulness of our mind. Continuous and ceaseless Smaran alone can do it. Side by side with the repetition of the name, we have also to make our mind dwell upon the glories of that Supreme Being whose name we are remembering. To enable us to, so ceaselessly, thtnk on Him, we have to make Him our sole goal in life, by conceiving a strong and firm longing and love for Him. The path is indeed hard and beset with great difficulties. The rcsolute one bravely faces them all. sufferings and disappointments do not daunt him. He moves onward on the glorious path prescribed to him by the great Rishis and Mahatmas who have attained the goal.

'Sansar' is of the mind. When the mind is restless and hence, through ignorance makes us believe, we are mere bodies perishable, subject to birth, growth, disease, decay and death, we have the fase notion of ' I and mine.' This false Abhiman can disappear only when we cease to identify ourselves with the perishable body. So our continual identification with the Imperishable One that

pervades the whole Universe, who is Universe itself, is essential to remove the unreal notion of this " Individual I. " The Sadhak, when living and moving in the world, learns by experience that his recognition of an individual life and outlook, is the cause of his misery, he struggles to get out of it by concentrating his mind upon the one Eternal existence who is Sat-Chit-Anand. Unless the experience of the sorrows and trials, through which he passes in the world, becomes ripe, he neither believes in nor strives for a state of Absolute peace and bliss i. e. God—Rama. To create this desire in him, to reach or realise God i. e. to rise above the sorrows and joys of an unreal world and then taste the Divine nector of everlasting peace and bliss, he is asked to repeat the name that stands for this Infinite Existence. The name Rama represents your real Swarup, which eternal existence, bliss, peace, purity, power, light, love and knowledge-you are. You have forgotten it. Remember it so incessently that you can ultimately realise that you are He yourself. This is the Sadhana - no other.

(2) If we love God with all earnestness and sincerity, with all faith and intense love, we at once love our country and as well as the world. Our world is our country.

(3) When we are on the path of truth, we are not to shrink back and give it up, because we hurt somebody's feelings. Speaking the truth, at all. times. It is not so much. speaking is, what is required, as loving truth.

(4) When we realise all as Rama, we rise above Dwandwas. For him who is Dwandwatita there is neither good nor bad-**for him there is no world.** So long as our mind dwells in duality, we do recognise these ideas-good and bad. It is due to our ignorance. We have therefore to seek the company of the good which helps us in rising above these pairs of opposites or Dwandwas and avoid the company of the bad which only tends to make our ignorance more deep-rooted. Om. Om. Om.

What a wonderful game Shree Rama is playing ! He is doing everything and **at the same time,** He is a non-doer, only a witness of His own doings. He is always the One-appears as many. He questions whom ?

Himself. He replies whom ? Himself. Om. Om. Om.

Love and Namaskars to you all there. Om. Om. Om.

**Ramdas.** ]

**મહોબા,**

તા. ૨૪ મી જુલાઈ, ૧૯૨૬.

**વ્હાલા રામ.**

શ્રી રામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો. તમારૂં પ્રેમ ભર્યું પત્ર મળ્યું.

(૧) મનની મલિનતા કે જે આપણી દ્વૈતમાં–ભેદમાં–સ્થિતિ કરાવે છે તે પાપ, એવી પાપની વ્યાખ્યા આપી શકાય. જીવનની એકતાનું અજ્ઞાન એજ પાપ છે. મનની આ મલિનતા અથવા તો અજ્ઞાન કે જે આપણા દુઃખનું મૂળ છે, તેને દૂર કરવા માટે આપણે શાશ્વત આનંદ, પવિત્રતા અને શાન્તિસ્વરૂપ સર્વ-શક્તિમાન પ્રભુને સતત યાદ કરવો જોઇએ. આપણને તેના સતત સ્મરણમાંજ એટલે કે પૂર્ણ આનંદ અને પવિત્રતામાં રાખવા, આપણે તેની પ્રાર્થના કરવી જોઈએ. જ્યારે મન પૂર્ણ પવિત્રતા અને શાન્તિના ધ્યાનમાં સતત રહે છે, ત્યારે તે શુદ્ધ અને શાન્ત થાય છે. મન જેનું ચિંતન કરે છે, તેજ બની જાય છે. પાપ અને પુણ્ય એ મનનીજ કૃતિ છે. પવિત્ર મનવાળાને પાપ–પુણ્યનો વિચાર જ હોતો નથી. સાધક દશામાં આપણને આપણે પાપી અને અજ્ઞાની હોઈએ તેવું લાગે છે. પરંતુ આ સત્ય વસ્તુ નથી. આપણા પોતાના મલિન વિચારો એટલે કે ભેદભાવવાળા વિચારો આવી ભ્રમણાને માટે જવાબદાર છે. જે ક્ષણે આપણને સત્યને યાદ

કરવાનો અને ધીમે ધીમે તેને શરણે જવાનો પ્રયત્ન કરીએ છીએ, તે ક્ષણેજ મનની મલિનતા કે અજ્ઞાન ધોવાઈ જાય છે અને આપણને આપણા વાસ્તવિક, શુદ્ધ, શાશ્વત, શાન્ત સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. તેનું તથા તેના ગુણોનું હંમેશાં સ્મરણ કરવા માટે આપણને બળ અને શ્રદ્ધા આપે એવી આપણી તેની પાસે પ્રાર્થના હોવી જોઈએ. આ બળ અને શ્રદ્ધા આપણને સંતોના સમાગમ અને સેવા દ્વારા પ્રાપ્ત થાય છે. તેની કૃપાવડે જ્યારે આપણું મન શુદ્ધ થાય છે, ત્યારે આપણે કહીએ છીએ કે તેણે આપણાં પાપોની ક્ષમા આપી છે, પરંતુ આપણાં પૂર્વ કર્મોનાં ફળ તો આપણે અવશ્ય ભોગવવાં પડે છે. સુખ અને દુઃખ એ અશુદ્ધ મનની માત્ર જુદી જુદી સ્થિતિ છે, એટલે શુદ્ધ મન પૂર્વ કર્મોનાં સારાં કે માઠાં ફળોની અસરથી મુક્ત રહે છે. ફકત અશુદ્ધ મનજ કર્મનાં ફળોથી આનંદ પામે છે અથવા તો દુઃખી થાય છે. જ્યારે મન ઇશ્વરના સ્મરણ અને ધ્યાનમાં મગ્ન રહે છે ત્યારે તે દુનિયાનાં સુખ-દુઃખથી પર રહે છે. આપણી અત્યારની સ્થિતિ, સંયોગો અને સ્થાન માટે આપણાં પૂર્વ કર્મો જવાબદાર હોઈ શકે પરંતુ જ્યારે આપણું મન શાશ્વત સત્યના સતત ધ્યાનથી પવિત્ર થાય છે, ત્યારે કોઈપણ સ્થિતિ કે સંયોગોની તાકાત નથી કે તે આપણા મનની શાન્તિ અને આનંદને ચલાયમાન કરી શકે. આવી સ્થિતિમાં એમ કહી શકાય કે આપણે રામનું સંપૂર્ણ શરણ સ્વીકાર્યું છે અને તેણે આપણાં બધાં પાપો ધોઈ નાખ્યાં છે તેને હરક્ષણે યાદ કરવાની આપણને શક્તિ આપવા, આપણું અજ્ઞાન દૂર કરવા, આપણને તેનું દર્શન આપવા એટલે કે આપણા મનને સમષ્ટિરૂપે રહેલા ઐક્યમાં નિમગ્ન કરી, આ વિશ્વરૂપ ધર્યું છે તે એકમાત્ર સત્યથી આપણે જુદા નથી, પરંતુ તે સત્ય આપણે પોતેજ છીએ તેનો સાક્ષાત્કાર કરાવવા આપણે તેની પ્રાર્થના કરીએ.

(૨) સતત સ્મરણ, દશ દુર્ગુણોના ત્યાગ અને પાંચ યમ તથા પાંચ નિયમના પાલન વડેજ, સંભવિત છે.

(૩) સુક્ષ્મ-બુદ્ધિ એ બીજું કંઈ નહિ પણ ગહન વિચાર-શકિત અને સારાસાર વિવેક બુદ્ધિ છે. તેના વડે, આપણે, જેને અજ્ઞાનથી વળગી રહ્યા છીએ અને તેને અજ્ઞાનથી વળગવું એજ આપણા દુઃખ અને દર્દનું કારણ છે, તે સ્થુળ વસ્તુઓ અને રૂપોની નશ્વરતા-મિથ્યાપણું, ઓળખી શકીએ છીએ. આ બુદ્ધિ આપણને અસત્ય, નશ્વર અને મિથ્યાની પેલી પારના અસ્તિત્વમાં લઇ જાય છે. સારાસાર વિવેક-વિચારને અંતે જે સત્યની આપ-ણને ઝાંખી થાય છે, તેને સમજવું બુદ્ધિની શકિતની બહાર છે, તેનું વર્ણન કરવું વાણીની શક્તિની બહાર છે. છતાં તેનો સાક્ષા-ત્કાર થઈ શકે છે.

રામચરણદાસ તમોને પ્રેમ અને નમસ્કાર પાઠવે છે, ભગવત્ ગીતાનું સતત વાંચન રાખો. તે મહાન કૃતિ છે.

તમોને સર્વને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Mohaba,**
D/. 24th July, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there. Your post-card full of love to hand.

(1) Sin can be defined only as the impurity of the mind which makes us dwell in diversity. Sin is ignorance of the unity and oneness of existence. To remove this

ignorance or impurity of the mind which is the cause of all our misery, we have to ceaselessly remember that all powerful Being who is Eternal bliss, purity, peace etc. We have to pray to Him to make us live always in His remembrance i. e. in perfect bliss and purity. When the mind continuously dwells upon Absolute purity and peace, it becomes pure and peaceful. What the mind thinks upon—that it becomes. Sin and merit are only creations of the mind. To the pure mind there is no idea of sin and merit. In the period of Sadhana, we cannot help feeling ourselves to be sinful and ignorant, but this is not the truth. Our own impure thoughts i. e. thoughts of diversity are responsible for our feeling so. The moment we strive to remember the Reality and gradually struggle to surrender ourselves to Him, the impurity or ignorance of the mind is washed away and we realise what we are in truth i. e. pure, eternal, ever peaceful Being. Our prayer to Him should be to give us strength and faith to remember Him and His glories always. This strength and faith we get in the society of saints and in their service. By His grace, when our minds are purified,

we say, He has forgiven our sins. But the fruits of our past actions, we are bound to reap. Since happiness and misery are only states of an impure mind, the pure mind remains unaffected either by the sweet or bitter fruits of our past actions. Only the impure mind enjoys or suffers from the fruits. The mind, when it dwells always in the contemplation and meditation of the Divine Being, remains free and untouched by the sorrows and joys of the world. Our past actions may be responsible for the situations, conditions and circumstances in which we happen to be placed, but when our mind is purified by the incessent meditation of the Eternal Existence, no condition or situation can have any power to disturb the peace and bliss of our mind. Then it is said that we have surrendered to Shree Rama and all our sins are said to have been washed away What we have to pray for is, to give us the power to remember Him at all times, to remove our ignorance, to give us His Darshan i. e. to merge our mind in the Absolute Unity and realise the whose Universe as the form assumeed by Him who is one

sole Existence and that we are not different from Him–nay–that we are He.

(2) 'Smaran' continuously is possible only when we have avoided the ten evils and observed the five Yamas and five Niyamas.

(3) 'Sukshma–Buddhi' is nothing but power of deep thinking and descrimination, by which we find out the unreality of the forms and objects to which we are ignorantly attached–which folly of ours is the cause of our pain and misery. This Buddhi directs us to a state of Existence beyound the unreal, perishable and false. The Truth we realise after this process of thinking or 'Vichara' is beyond the range of the Buddhi to understand or the speech to describe. But He can be realised.

Ramcharandas sends his love and Namaskars to you all. Read Bhagavad–Gita constantly. It is a grand work.

Love and Namaskars to you all there.

Ramdas. ]

મહોબા,

તા. ૪ થી ઑગસ્ટ, ૧૯૨૬.

વ્હાલા રામ,

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હજો.

તમારૂં પ્રેમભર્યું પત્ર મળ્યું. શ્રીરામ રામદાસને તમોને કહેવાની પ્રેરણા કરે છે કે તમો રામદાસને ગમે ત્યારે ગમે તેટલા પ્રશ્નો ખુશીથી પૂછી શકો છો અને તમારી શંકા અને મુશ્કેલીઓનું સમાધાન કરાવી શકો છો. બધી બાબતોમાં એકમાત્ર શ્રીરામજી કરતા કારવતા છે. સવાલ પૂછનાર અને જવાબ આપનાર બન્ને તેજ છે. આ બધી તેની લીલા છે. શ્રીરામજી સર્વ કંઈ છે. ૐ. ૐ. ૐ.

સૌથી પ્રથમ એ સમજવું જરૂરી છે કે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ મનની જ સ્થિતિ છે. કર્મ ત્રણ પ્રકારનાં છે. **સકામ, નિષ્કામ** અને કર્મયોગ. પહેલા બે પ્રકૃતિના પ્રકાર છે અને છેલ્લો નિવૃત્તિનો પ્રકાર છે. બધાં સ્વાર્થને અંગે કરાતાં કર્મો, એટલે ફળની ઇચ્છા અને મમત્વ સાથે કરવામાં આવતાં કર્મો ( અહીં ફળનો અર્થ દુન્યવી નશ્વર ચીજ વસ્તુઓ છે. ) **સકામ** કર્મો છે. આ જાતનાં કર્મો અજ્ઞાનજનક અને બંધનકારક છે.

મનની શુદ્ધિ માટે, શુદ્ધ પ્રેમ અને દયાની ભાવનાથી અને દુન્યવી કોઈપણ વસ્તુના બદલાની ઇચ્છા રાખ્યા વગર કરવામાં આવતાં કર્મો **નિષ્કામ** કર્મો છે. આ જાતનાં કર્મો મુક્તિ અને જ્ઞાન અપાવનારાં છે.

જ્ઞાનની પ્રાપ્તિ પછી કરવામાં આવતાં કર્મ **કર્મયોગ** છે. આ જાતનાં કર્મોમાં બીલકુલ કોઈપણ જાતનો હેતુ હોતો નથી. તે અહંત્વ રહિત સહજ કર્મો હોય છે. તેમાં યોગી માત્ર પ્રકૃતિ કે ઈશ્વરની લીલાનો સાક્ષી રહીને દ્વંદ્વો તેમજ ત્રણ ગુણોથી પર હોય છે. તેના કાર્યનો પ્રકાર લોકકલ્યાણનો હોય છે. તે માત્ર ઈશ્વરના હાથનું એક સાધન બની રહે છે, તેથી તેનાં બધાં કર્મો ઈશ્વરી હોય છે અને બંધન રહિત સ્થિતિમાં થાય છે. ઈશ્વરી જ્ઞાનની પ્રાપ્તિ પછી યોગી કર્મો કરવા ઉદ્યુક્ત થાય અથવા ન પણ થાય.

જ્ઞાનની પ્રાપ્તિ પછી કર્મો કરવા ઉદ્યુક્ત ન થવું તે **કર્મસંન્યાસ** છે અને જ્ઞાનની પ્રાપ્તિ પછી કર્મો કરવા ઉદ્યુક્ત થવું તે **કર્મયોગ** છે. શ્રી કૃષ્ણ ગીતામાં પ્રતિપાદન કરે છે કે કર્મયોગ કર્મસંન્યાસ કરતાં વધારે સારો છે.

તેથી માત્ર કર્મ કરવાં એજ પ્રવૃત્તિ નથી કેમકે નિવૃત્તિ પછી પણ કર્મ થઈ શકે છે. એટલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ મનની જ જુદી જુદી સ્થિતિ છે.

શરૂઆતની સ્થિતિમાં એટલે કે સકામ અને નિષ્કામ કર્મોમાં શરીર અને મન બન્નેની પ્રવૃત્તિ હોય છે. જ્યારે કર્મયોગમાં મનની નિવૃત્તિ અને શરીરની પ્રવૃત્તિ હોય છે. કર્મસંન્યાસમાં મનની અને શરીરની બન્નેની નિવૃત્તિ હોય છે.

ગૃહસ્થાશ્રમ એ માત્ર સાધના માટેનું સ્થાન છે. તેમાં રહીને ભક્ત અથવા સાધકે મનની શુદ્ધિ કરવા માટે અને ત્યાર બાદ ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે, નિષ્કામ કર્મ, ભજન, સત્સંગ અને સાધુસેવા કરવાનાં છે. જ્ઞાનની પ્રાપ્તિ પછી તેને ઘર, મિત્રો કે સગાસંબંધી તરફ મમત્વ રહેતું નથી. સમત્વની સ્થિતિ પ્રાપ્ત કરે છે. જો તે કર્મો કરશે તો તે લોકકલ્યાણ માટેજ હશે. તેને 'અહંત્વ—મમત્વ'ની ભાવના હોતી નથી. તે સર્વવ્યાપી ઈશ્વરતત્વમાં રહીને તેની સાથેનું તાદાત્મ્ય અનુભવે છે. તે કૃતકૃત્ય થયેલ મુક્તાત્મા છે કે જેણે **મોક્ષની** પ્રાપ્તિ કરેલ છે.

આશ્રમની સ્થાપનાનું કામ શ્રીરામને સોંપેલ છે. આશ્રમ સ્થાપવો કે ન સ્થાપવો તે તેની ઈચ્છાની વાત છે. રામદાસ તેની ચિંતા કરતો નથી.

રામદાસ અને રામચરણદાસ બન્ને એક નાની ટેકરીના મથાળા ઉપર આવેલ ગુફામાં રહે છે. રામ દયાળુ-ઘણોજ દયાળુ

છે. તે શાશ્વત આનંદરૂપ છે. રામદાસ તેનો સમય રમતમાં આનંદથી પસાર કરે છે, કેમકે રામદાસ રામનું બાળક છે અને તેથી તેને રમવું, નાચવું દોડવું અને રામના નામનું ગુણગાન કરવું, તે સિવાય બીજું કંઈ કરવાનું નથી.

તમોને બધાને રામદાસના પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Mahoba,**

D/. 4th August, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Your post-card full of love to hand. Shree Rama directs Ramdas to tell you that you are always welcome to put any number of questions to Ramdas and get your difficulties and doubts solved. Shree Rama is the sole doer in all matters. He is the questioner as well as the replier. It is all His play. Shree Rama is all-all-all Om. Om. Om.

First of all, it must be understood that Pravrutti and Nivrutti are of the mind. Karma is of three kinds; **Sakama, Nishkama** and **Karma-yoga.** The first two belong to Pravrutti and the last to Nivrutti. All selfish actions i. e. Karma performed desiring for the fruit.

thereof ( here fruit desired relates to the perishable things of the world.) and with attachment is called **Sakam-Karma**. This kind of Karma makes for bondage and ignorance.

All Karma performed with a view to the purification of the mind, work prompted by pure love and sympathy without desiring for any worldly object, is called **Nishkam-karma**. This kind of Karma makes for liberation and knowledge.

All actions performed after attaining knowledge or Gnana, is **Karma-yoga**. In this, there is absolutely no motive for work. It is spontaneous action, done without Abhiman. Here the Yogi is merely a witness of the play of Prakruti or God—remains ever free from Dwandwas and theree Gunas. The nature of the work he does, is welfare of mankind. He is then a mere instrument in the hands of God. So all his actions are purely Divine. This work is done in perfect freedom. After attaining Divine knowledge, a Yogi may or may not be engaged in works. Not to be engaged in works, is **Karma-sannvas**—to be engaged, is **Karma-yoga**. Shree Krishna in the Gita teaches, Karma-yoga is better than Karma-sannyas

So mere performance of Karma is not Pravrutti, for Karma is done even after Nivrutti. So Pravrutti and Nivrutti are of the mind.

In the earlier stage i. e. in Sakam and Nishkama work, there is Pravrutti both of the mind and body, while, in Karma-yoga there is Nivrutti of the mind but Pravrutti of the body. In Karma-sannyas there is Nivrutti both of the mind and body.

Gruhasthashram is only a place of Sadhana, wherein the Bhakta or Sadhaka should perform Nishkama-karma, Bhajan, Satsang and Sadhu-seva to purify his mind and then attain Divine kowledge. After attaining Gnana, he has no attachment to home, friends and relations. He reaches a state of equality—Samata. If he is engaged in work, it will be for the benefit of the world at large. He has no notion of 'I' and 'mine'. He lives in and feels one with the Universal existence. He is a blessed and a liberated soul who has attained **Moksh.**

The work of the Ashram is in the hands of Shree Rama. To have it or not to have it, is His Will. Ramdas has no worry about it.

Ramdas and Ramcharandas are both living in a cave on the top of a small hill.

Shree Rama is kind—very kind. He is Eternal bliss. Ramdas plays away his time cheerfully because Ramdas is a child of Shree Rama. So he has nothing to do but to play, dance, run and sing His name.

Ramdas's love and Namaskars to you all there. Om. Om. Om.

**Ramdas.** ]

**મહોબા,**

તા. ૨૭ મી ઑગસ્ટ, ૧૯૨૬.

**વહાલા રામ,**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ ઊતરો.

શ્રીરામની ઈચ્છાથી આજે રામદાસ લલિતપુર જવા માટે આ સ્થાન છોડે છે. શ્રીરામ—દિવ્ય માતા—તેના બાળકને ફરીથી પરિભ્રમણ માટે લઈ જતા હોય તેમ લાગે છે.

**જાણીબૂઝીને** અથવા તો ઇરાદાપૂર્વક કોઈપણ પ્રાણીને મન, વચન કે કર્મથી ઈજા પહોંચાડવી, દુઃખ દેવું કે તેનો પ્રાણ લેવો તેનું નામ હિંસા છે. રામનું નામ સર્વશક્તિમાન છે. તેનું અને તેના ગુણોનું સતત સ્મરણ આપણને હમેશાં અહિંસાના માર્ગે લઈ જાય છે.

તમો સર્વને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Mahoba,**

D/. 27th August, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

By Shree Rama's will, Ramdas leaves this place for Lalitpur to-day. Shree Rama—the Divine Mother—is, it seems, taking the child again for a wandering.

To **Consciously** or deliberately harm, pain or kill any living creature in thought, word or deed is Hinsa. Shree Rama's name is most powerful. Constant remembrance of Him and His glories, leads us always along the path of Ahinsa.

Love and Namaskars to you all there.

**Ramdas.** ]

**કાનપુર,**

તા. ૧૪ મી સપ્ટેમ્બર, ૧૯૨૬.

**વહાલા રામ,**

તમારા સર્વના ઉપર શ્રીરામના આશીર્વાદ હો.

પ્રખ્યાત સંત કબીરદાસે સાચું જ કહ્યું છે કે "બધાં શાસ્ત્રોનું એક મોટું પોટકું બાંધીને તેને સમુદ્રમાં પધરાવી દો." ખરેખર, કોઈ પણ એક માર્ગનું શ્રદ્ધા અને આગ્રહપૂર્વક અનુસરણ કરવાને બદલે ઈશ્વર સંબંધીના જ્ઞાનની ચર્ચા કરવાનો દાવો કરતું ગમે તે જાતનું પુસ્તક વાંચવું તે ગોટાળો અને મુંઝવણ ઉભી કરવા માટે છે. ધર્મ વાંચન કરવામાં નહિ, પરંતુ આચરણમાં મૂકવામાં છે.

ઈશ્વર સર્જન કરતો નથી, તેમ નાશ પણ કરતો નથી. માત્ર જે કંઈ છે તે ઈશ્વર જ છે. સૂર્ય પણ તે છે. ચંદ્ર પણ તે છે. અને

જે કંઈ છે તે બધું તે જ છે. અને તે બધું તું પોતે જ છો. જે કંઇ છે અને જે કંઇ નથી, તે પણ તું જ છો. સૃજન અને નાશથી પર એવા જે બ્રહ્મ તે તુંજ છો. તેનો સાક્ષાત્કાર કરો, સાક્ષાત્કાર કરો, સાક્ષાત્કાર કરો. ૐ. ૐ. ૐ.

તમો સર્વને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Cawnpore,**
D/. 14th September, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Kabirdas, the well-known saint, rightly says, 'make a big bundle of all Shastras and throw them into the Sea.' Truely, without following any particular path with faith and persistance, to read any sort of book that pretends to treat of God, means Confusion and Chaos. Religion is not in reading but in doing.

God neither creates nor destroys. Simply He is all. Sun is He. Moon is He. All is He. That all is yourself. That is, that is not, is yourself. You are Brahman beyond creation

and destruction. Realise-Realise-Realise. Om. Om. :Om.

Love and Namaskars to you all there.

Ramdas. ]

અર્નાકુલમ,

તા. ૨૮ મી ઓક્ટોબર, ૧૯૨૬.

વહાલા રામ,

શ્રીરામના તમારા સર્વના ઉપર આશીર્વાદ હો. શ્રીરામ રામદાસને ફરી દક્ષિણમાં લઈ આવેલ છે અને શ્રીરામની ઈચ્છા છે કે અહીં તેણે થોડા મહિના રહેવું.

ધર્મની ચર્ચા કરતું દરેક જાતનું સાહિત્ય વાંચીને મનને અસ્થિર કરવાને બદલે, સૌથી સારો રસ્તો ઈશ્વરમાં દૃઢ શ્રદ્ધા રાખીને, પવિત્ર સાદું અને નિરૂપદ્રવી જીવન ગાળવું તે છે. ક્ષમા, દયા, શાન્તિ અને દરેકને માટે પ્રેમ, એ ખરા માનવીના ગુણો છે. ૐ. ૐ. ૐ.

રામદાસ.

[ **Ernaculam,**

D/. 28th October, 1926.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all.

Shree Rama has brought Ramdas to Southern India again and at this place, it is the will of Shree Rama, that Ramdas should remain for some months.

Instead of unsetting our mind by reading all sorts of literature on religion, the best thing to be done, is to have firm faith in God and live a pure, simple and harmless life. Forgiveness, kindness, peace and love for all, are the virtues of a true man. Om. Om. Om.

**Ramdas.** ].

**અર્નાકુલમ,**

તા. ૪ થી જાન્યુઆરી, ૧૯૨૭

**વહાલા રામ,**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

શ્રીરામ દયા અને પ્રેમસ્વરૂપ છે. તે આપણને માર્ગદર્શન કરાવે અને દોરે. તે બધું ભલાને જ માટે કરે છે. આપણે તેના ઉજ્જવળ નામનું સંકીર્તન કરીએ. તે સર્વશક્તિમાન છે. આપણે તેના ઉપર હમેશાં આધાર રાખીએ.

રામદાસે તમોને પ્રાણાયામનો ઉપદેશ આપ્યો હતો. ભવિષ્યમાં તે ન કરવા માટે તમોને કહેવા, રામ રામદાસને આજ્ઞા કરે છે. **કૃપા કરીને તમો તે કરતા હો તો બિલકુલ છોડી દેશો.** રામનું નામ જ સર્વશક્તિમાન છે. ૐ. ૐ. ૐ.

તમોને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Ernaculam,**
D/. 4th January, 1927.

Beloved Rama,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama is kindness and love itself. May He ever guide and watch over us. He does everything for the best. Let us be ever singing His glorious name. He is all powerful. Let us always depend upon Him.

Ramdas had given you the Upadesh of Pranayama. Shree Rama commands Ramdas to ask you, not to do it in future. **Please give it up entirely if you do it.** Shree Rama's name is all powerful. Om. Om. Om.

Love and Namaskars to yourself. Om. Om. Om.

**Ramdas.** ]



લીંબડી-ઠાકોર સાહેબના મહેમાન તરીકે સ્વામીજી આબુ આવેલ, તે પહેલાં સ્વામીજીએ ઝાંસીથી ઠાકોર તથા મીસ શાર્પ ઉપર લખેલ પત્રો આ નીચે ઉતાર્યા છે.



ૐ શ્રીરામ જય રામ જય જય રામ.

ઝાંસી,

**વહાલી મા,**

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ ઊતરો.

શ્રી રામ અનંત પ્રેમ છે. તે જ એક માત્ર શાશ્વત સત્ય—એક માત્ર તત્ત્વ છે. હે રામદાસ, આ મહાન સત્ય તારામાં અને બધે ભરપૂર ભરેલું છે તેનો અનુભવ કર. દરેક પ્રાણી, દરેક પદાર્થ

આ દિવ્ય પુરુષનું આવિષ્કરણ છે, એટલુંજ નહિ, આ આખું વિશ્વ શ્રી રામની ભવ્ય પ્રતિકૃતિ છે. કેવું ઉન્નત આ સત્ય છે!

થોડા દિવસો પહેલાં શ્રી રામ રામદાસને એક ટેકરીના મથાળે લઈ ગયેલ કે જ્યાંથી તેને શ્રી રામનું ભવ્ય વિશ્વરૂપ દર્શન કરાવવામાં આવ્યું. આ ભવ્ય દશ્યે રામદાસને, તેના શરીરમાં ભાવાવેશનાં અને આનંદનાં મોજાં ઉપર મોજાં ઉછાળી, મંત્રમુગ્ધ કર્યો. મન એ ચલચ્ચિત્રનો દીપક છે. તેની અંદર ઉદ્ભવતા વિચારો તે ફિલ્મ છે અને વિશાળ અમર્યાદિત વિશ્વ એ પડદા ઉપરનું અદ્ભુત દશ્ય છે. ખરેખર આ વિશ્વનો મહાન પ્રાદુર્ભાવ એ મનમાંથી ઉદ્ભવેલ ચિત્રની બહિષ્કૃતિ છે. ૐ. ૐ. ૐ.

શ્રી રામ એ પ્રેમનો અતલ સમુદ્ર છે. શ્રી રામ એ આનંદનો સતત વહેતો ઝરો છે. શ્રી રામ એ શાન્તિનો અખૂટ ભંડાર છે. શ્રી રામ નિષ્કલંક સ્વર્ગીય પવિત્રતા છે. શ્રી રામ એ સર્વશ્રેષ્ઠ અનંત શક્તિ છે. અહા! શ્રી રામ બધું-બધું-બધું છે. ૐ. ૐ. ૐ. શ્રી રામ.

દિવ્ય માતા—રામ—ની ઈચ્છાથી તેનો બાળક રામદાસ જંગલો, પર્વતો અને ખીણોમાં તેના નામનું સતત ગાન કરતો ભમે છે. પક્ષીઓ તેની મહત્તાનું મધુર કંઠે ગાન કરે છે. પવનની લહરી સુકોમળ પ્રેમના શબ્દો ધીમે સ્વરે બોલે છે. લીલાંછમ ઝાડો તેની કૃપાની શીતળતાનો છાંયો પાડે છે. ઊંચે આકાશમાંનો સૂર્ય રામદાસને શ્રી રામની અવર્ણનીય કીર્તિગાથાના ખરેખરા ધોધમાં નવરાવે છે. ૐ. ૐ. ૐ.

શ્રી રામ રામદાસને ટૂંક સમયમાં કદાચ ચિત્રકૂટ લઈ જાય. હે માતા, તમો કેવાં દયાળુ છો! તમો દિવ્ય માતા—શ્રી રામ છો. શ્રીરામ દયાળુ-દયાળુ-દયાળુ છે.

તમોને, રાજારામને, પ્રતાપસિંહને અને બધાને પ્રેમ અને

-નમસ્કાર. ૐ. ૐ. ૐ.

રામદાસ.

[Om Shree Ram Jai Ram Jai Jai Ram.

**Jhansi**

Beloved Mother,

May the blessings of Shree Rama be upon you all there.

Shree Rama is Infinite Love. He is the one Eternal Existence—The sole reality. O Ramdas, realise this great truth as dwelling within yourself and pervading everywhere. Every being, every thing is the manifestation of this Divine being—nay—the whole universe is the one gigantic image of Shree Rama. How sublime is this Truth !

Some days ago Shree Rama took Ramdas to the top of a hill, wherefrom he was made to view the glorious universal form of Shree Rama. The grand sight simply enchanted Ramdas, sending through him thrills and thrills of ecstacy and bliss. The mind is the cinematograph lantern. The thoughts that arise in it is the film and the vast, limitless universe is the wonderful picture on the screen. Indeed the magnificient display of the worlds is only a projected picture of the mind. Om ! Om ! Om !

Shree Rama is the depthless ocean of love; Shree Rama is the neverfailing fountain of bliss; Shree Rama is the inexhaustible storehouse of peace. Shree Rama is the spotless, heavenly purity; Shree Rama is the seat and source of all knowledge; Shree Rama is the one supreme Infinite Power. Oh ! Shree Rama is all - all - all. Om. Om . Om. Shree Rama.

By the Will of the Divine mother—Shree Rama—Ramdas, her child is freely wandering in the woodlands and over hills and dales singing all the way His charming name. The birds are sweetly singing of His greatness; the breeze whispers soft words of love; the green trees shed coolness of His grace ; the sun on high bathes Ramdas in a veritable flood of Shree Rama's indescribable glory. Om. Om. Om.

Shree Rama may take Ramdas shortly to Chitrakut. O mother, how kind you are ! You are divine mother-Shree Rama. Shree Rama is kind—kind — kind.

Love and Namaskars to yourself, Rajaram, Pratapsinh and all--all there. Om. Om. Om.

**Ramdas.]**

ૐ. શ્રી રામ જય રામ જય જય રામ.

ઝાંસી,

વહાલા રામ,

શ્રી રામ તમારા સર્વનું કલ્યાણ કરો. તમારો માયા અને પ્રેમભર્યો પત્ર રામદાસે ઘણુંજ આનંદથી વાંચ્યો.

અહા! શ્રી રામ કેવા યશસ્વી છે! તેનું હમેશ સ્મરણ કરવું એ કેવો આનંદ છે! હે મન, બીજા વિચારોને દૂર કર અને શ્રી રામમાં હમેશને માટે સ્થિત થા. હે દિવ્ય માતા, તારા અજ્ઞાન બાળક રામદાસને હમેશને માટે તારાં પવિત્ર ચરણોમાં રાખ. તું પ્રેમ–પ્રેમ–પ્રેમ જ છો. સર્વત્ર તું જ છો. પવનની દરેક લહરીનો સ્પર્શ સાન્ત્વન આપતો પ્રેમનો સંદેશો લાવે છે. પ્રકાશનું દરેક કિરણ તારા પ્રેમને લઇને જ પ્રકાશિત છે. પૃથ્વીનો દરેક કણ તારા પ્રેમની સુગંધનો સુવાસ આપે છે. પાણીનું દરેક ટીપું તારા પ્રેમની મીઠાશનો આસ્વાદ ચખાડે છે. આસમાની આકાશ છલોછલ સર્વત્ર તારા પ્રેમના મંત્રમુગ્ધ કરતા ગાનથી ભરેલું છે. ૐ. ૐ. ૐ. શ્રી રામ.

રામદાસ સર્વત્ર પથરાયેલા આ પ્રેમના અમર્યાદ સમુદ્ર— શ્રી રામમાં રહે છે, ફરે છે અને જીવે છે. રામદાસ, ઊંચે જો, અને આખા વિશ્વનાં, શ્રી રામની એક વિશાળ ભવ્ય પ્રતિકૃતિ રૂપે દર્શન કર. શ્રી રામ નિર્ગુણ, નિર્વિકાર, નિરાકાર, સર્વશ્રેષ્ઠ સત્ય છે કે જે એક માત્ર શાશ્વત અસ્તિત્વ ધરાવતું તત્ત્વ છે. શાન્તિ. શાન્તિ. શાન્તિ. ૐ. ૐ. ૐ. શ્રી રામ જય રામ જય જય રામ.

રામદાસ ડીસા સંબંધી કંઈ જાણતો ન હતો, પરંતુ તમારી મારફત શ્રી રામ તેનો નિર્દેશ કરતો લાગે છે. અરે! તમો તે જ છો. તે જ છો. ફક્ત શ્રી રામ જ રામદાસને ડીસા અને ત્યાંથી આબુ તમારા સહવાસનો આનંદ ભોગવવા લઈ જઈ શકે. રામે જ રામ-

દાસની હિલચાલનો નિર્ણય કરવાનો રહે છે. તત્ત્વતઃ તે જ બધું કરવાવાળો છે. દરેક બાબતમાં તેની જ ઇચ્છા પ્રમાણે થાય છે. રામદાસ કેવળ એક બાળક છે અને એ સર્વદા તેની દિવ્ય માતાની દોરવણી અને માર્ગદર્શનની રાહ જોઈ રહે છે. જ્યારે ઝાંસી છોડવાનો શ્રી રામ હુકમ કરશે ત્યારે શ્રી રામ રામદાસ પાસે તેના ખબર તમોને લખાવશે.

શ્રીરામે રામદાસને માત્ર દૂધ ઉપર રાખવાનું જારી રાખેલ છે—આજથી બકરીના દૂધ ઉપર. શ્રીરામ હમેશાં દયાળુ-દયાળુ-દયાળુ છે. શ્રી રામની કૃપાથી રામદાસ હિન્દી ભાષાના અભ્યાસમાં ત્વરિત ગતિએ આગળ વધી રહ્યો છે. દરરોજ એક કલાક તેને હિન્દીનું શિક્ષણ આપવામાં આવે છે.

રામદાસને ખબર આપવામાં આવ્યા છે કે માતા એલિઝાબેથે "In Quest of God" નો ગુજરાતી અનુવાદ કરવાનું અને રામદાસનાં છેલ્લાં લખાણો પ્રસિદ્ધ કરવાનું માથે લીધું છે. ખરેખર તેઓ ખૂબ જ-ખૂબ જ માયાળુ છે.

રામદાસને અવારનવાર યુવાન રામ પ્રતાપસિંહ યાદ આવે છે. તેઓ પણ રામદાસ પ્રત્યે ઘણા જ ભલા અને માયાળુ હતા. દરેકે દરેક રામદાસ પ્રત્યે ભલો અને માયાળુ છે. કેમકે દરેકે દરેક રામ છે. રામ સિવાય બીજું કંઇ નથી. ૐ. ૐ. ૐ. શ્રી રામ.

તમોને, પ્રતાપસિંહને, માતા એલિઝાબેથને અને બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[Om Shree Rama Jai Rama Jai Jai Rama

Jhansi

Beloved Rama.

May the blessings of Shree Rama be upon you all there. Ramdas read with great joy your

letter full of kindness and love.

Oh! how glorious is Shree Rama! What a bliss it is to remember him always! O mind! away with all other thoughts. Dwell eternally in Shree Rama. O Divine mother! Keep Ramdas— Thy ignorant child ever at Thy holy feet. Thou art love - love - love. Everywhere it is Thou. Every touch of the breeze brings the soothing messages of Thy love. Every ray of light is lustrous because of Thy love. Every particle of the earth breaths the perfume of Thy love. Every drop of water tastes the sweetness of Thy love. The very azure sky is filled through and through with the enchanting music of Thy love. Om. Om. Om. Shree Rama.

Ramdas lives, moves and has his being in this all pervading, limitless ocean of love—Shree Rama. Look up and behold, Ramdas, the whole universe as one vast gigantic image of Shree Rama. Shree Rama is the one Reality—the one Supreme Truth—the one eternal existence - Nirguna - Nirvikar - Nirakar. Shanti. Shanti. Shanti. Om. Om. Om. Shree Rama Jai Rama Jai Jai Rama.

Ramdas had no idea of Deesa but through you He seems to suggest the idea. Oh! you are He. You are He. Shree Rama alone can take Ramdas to Deesa and thence to Abu to enjoy

the pleasure of your company. Rama alone must decide about the movements of Ramdas. In fact He is the sole doer. In all matters His will alone prevails. Ramdas is a Mere child and he is ever looking up to his Divine Mother for lead and guidance. Shree Rama will make Ramdas write to you when Shree Rama commands Ramdas to leave Jhansi.

Shree Rama continues to feed His child with only milk – from to–day with goat's milk. Shree Rama is always kind – kind – kind. By Shree Rama's grace Ramdas is progressing rapidly in the study of Hindi language. One hour's tution is given to him every day.

Ramdas is informed that mother Elizabeth has undertaken the translation of "In Quest of God" in Gujarati, as also the publication of the later writings of Ramdas. This is really very very kind of her

Ramdas in reminded now and again of young Rama – Pratapsinh. He was also so good and kind to Ramdas. Every one is kind and good to Ramdas, for every one is Rama. There is none but He. Om. Om. Om. Shree Rama.

Love and Namaskars of Ramdas to yourself, Pratapsinh, mother Elizabeth and all – all there.

**Ramdas.]**

# પ્રકરણ ૯ મું

## દર્શન

### ૧ : ઇશુનું દર્શન

લીંબડીથી સ્વામીજી ઝાંસી આવ્યા અને ઝાંસીથી હરદ્વારના કુંભમેળામાં જવા માટે તેઓ સ્વર્ગાશ્રમ આવ્યા. હરદ્વારમાં કુંભમેળો ભરાવાને હજુ થોડા દિવસોની વાર હતી. દરમિયાનમાં સ્વામીજીને વસિષ્ઠાશ્રમ જવાની પ્રેરણા થઇ. વસિષ્ઠાશ્રમ જવા માટે કોઈ રસ્તો કે કેડી ન હતાં. ભોમિયા વગર જઇ શકાય તેમ ન હતું. કુલ વીશ માઇલનું અંતર પર્વતો પર આડેધડ કાપવાનું હતું. રસ્તો એટલો બધો જોખમી અને ભયંકર હતો કે સહેજ નજરચૂક થાય તો જીંદગીનું જોખમ હતું. છતાં સ્વામીજી જવા માટે નીકળ્યા. રસ્તામાં મળતા પહાડી લોકો અને કઠિયારાઓને માર્ગ પૂછતા પૂછતા જોખમો પાર કરીને તેઓ વસિષ્ઠાશ્રમ પહોંચ્યા.

ગુફાની નજીક આવતાં ગુફાના પ્રવેશદ્વાર આગળ એક માત્ર લંગોટી પહેરેલ સાધુને તેમણે ઊભેલો જોયો. સ્વામીજી દોડીને તેમને પગે લાગ્યા. સાધુ ગુફામાં ગયા એટલે પાછળ પાછળ સ્વામીજી પણ દાખલ થયા. સાધુ પોતાના આસન ઉપર બેઠા એટલે સ્વામીજી તેમની સામે બિછાવેલ કોથળા ઉપર બેઠા.

થોડીવાર રહી સાધુએ સ્વામીજીને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં સ્વામીજીએ કહ્યું, “રામદાસ વસિષ્ઠ ગુફાનાં અને આપનાં દર્શન માટે આવેલ છે.”

સાધુએ પૂછ્યું, “સાથે કંઇ સામાન નથી? પાસે પૈસા બૈસા રાખો છો?” સ્વામીજીએ જવાબ આપ્યો, “બીજો કંઈ સામાન સાથે નથી. પૈસા રાખવાનો રામજીનો હુકમ નથી.”

સાધુએ કહ્યું, "ત્યારે તો ભૂખે મરી જવાના. જુઓ, હું કંઈ સાધુબાધુ નથી, વેપારી છું. વરસમાં આઠ મહિના વેપાર કરું છું અને ચાર મહિના બચત સાથે લઈને અહીં ગાળવા આવું છું. રાંધવાની ઉપાધિ કરતો નથી. મહિના દિવસથી દૂધભર છું, દરરોજનું દોઢ શેર દૂધ પર્વત પરના ગામડામાંથી મંગાવું છું અને તેના પૈસા રોકડા ચૂકવી દઉં છું. એટલે તમારે અહીં રહેવું હશે તો ભિક્ષા માટે પર્વત ઉપરના ગામડામાં જવું પડશે અને આમ બે વખત જવા આવવામાં જ બધો વખત ચાલ્યો જશે. પરિણામે યોગ, ધ્યાન વગેરે કંઇ થઈ શકશે નહિ, માટે વહેલામાં વહેલી તકે પાછા જતા રહો. કેટલું રોકાવા ધાર્યું છે?" સ્વામીજીએ જવાબ આપ્યો, ' કેટલું રોકાવું તેની રામદાસને કંઈ ખબર નથી. માત્ર રામજી જ તે જાણે છે. ભોજનની તેને ચિંતા નથી કેમકે જ્યારે ધ્યાન માટે તે બેસે છે ત્યારે સતત જાગૃત રહેવા માટે તે અન્નનો ત્યાગ કરે છે પાણી ઉપર રહેવાનું રામજીએ તેને બળ આપેલ છે." પેલો સાધુ તિરસ્કારપૂર્વક બોલ્યો, "હવે શેખી જવા દો. પાણી ઉપર રહેવાની વાતો કરવાવાળા મેં ઘણા જોયા છે, પરંતુ તૈયાર થાળી મળે તો ત્રાપડ મારવા તુરત બેસી જાય છે. તમો કહો છો કે અન્ન નહિ લઉં, પરંતુ દૂધ તો લેશોને?"

સ્વામીજીએ જવાબ આપ્યો, ' કૃપાનિધાન રામ આપે તો રામદાસ દૂધ જરૂર લે."

સાધુએ કહ્યું, "હં......હવે મુદ્દાની વાત કરી. એનો અર્થ એ કે મારા દૂધમાં ભાગ પડાવીને તારે મને ભૂખે મારવો છે."

સ્વામીજીએ શાન્તિથી જવાબ આપ્યો, "રામજી, તમારા દૂધમાં ભાગ પડાવવાનો રામદાસે સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી. પ્રેમમૂર્તિ રામ દૂધ આપે તો તે લેશે, નહિ તો પાણી ઉપર જ રહેશે. પાણીનો કંઈ તોટો નથી. બાજુમાં જ ગંગા મૈયા વહી રહી છે."

"ઠીક છે, વખત આવ્યે ખબર પડશે. હવે સાંજ પડવા આવી છે; રાત્રે સૂવા માટે, બાજુમાં જ બે ગુફા છે તેમાંની

એક પસંદ કરી લો." એમ કહી સાધુએ સ્વામીજીને બહાર લઈ જઈ બે ગુફા બતાવી, જેમાંથી એક નાની પસંદ કરી સ્વામીજી તે તરફ જવા ઊપડયા. પરંતુ સાધુએ તેને રોકી કહ્યું, "હજુ અંધારું થવાને વાર છે. થોડીવાર રહીને જજો." સ્વામીજી તેની સાથે પાછા ગુફામાં ગયા. ત્યાં સાધુએ એક પ્યાલો પાણીનો ભરી તેમાં થોડી સાકર નાખી સ્વામીજીને પીવા આપ્યો. પછી સાધુએ ચલમ તૈયાર કરી સ્વામીજીને પૂછ્યું, 'ચલમ પીશો?" સ્વામીજીએ જવાબ આપ્યો, "રામજી આપે તો રામદાસને પીવામાં વાંધો નથી." સાધુ સ્વામીજી સામે આશ્ચર્યભરી દષ્ટિથી જોઈ બોલ્યા, "તમો પણ અજબ માણસ લાગો છો. ચલમ પીઓ છો છતાં સાથે કંઈ સાધન રાખતા નથી. બીડી પીઓ છતાં સાથે બીડી પણ રાખો નહિં." સ્વામીજીએ જવાબ આપ્યો, "રામદાસ કોઈ વ્યસનનો ગુલામ નથી. રામ આપે તો જ તે લે છે.' ચલમ પીધા પછી સ્વામીજી જવા માટે ઊઠતા હતા પરંતુ પેલા સાધુએ કહ્યું, "આજની રાત અહીં સૂઈ શકો છો.' સ્વામીજીની ઈચ્છા એકાદ રાત વસિષ્ઠ ગુફામાં સૂવાની હતી અને તે આ રીતે રામજીએ પૂર્ણ કરી.

સવારે ઊઠી સ્વામીજી પથારીમાં બેઠા હતા ત્યાં પેલા સાધુએ બરાડીને કહ્યું, "હજુ કેમ બેસી રહ્યો છે? તારી ગુફામાં જા. મારે સમાધિ કરવી છે." આ સાંભળી સ્વામીજી તુરત જ ઊઠી પોતે પસંદ કરેલ ગુફામાં આવ્યા.

બપોરે પેલા વેપારી સાધુ માટે દૂધ આવ્યું. દૂધ આવ્યા પછી થોડીવારે દૂધ લાવનાર, એક પ્યાલો દૂધ લઈ સ્વામીજી પાસે આવ્યો અને લેવા માટે વિનંતિ કરી.

પરંતુ સ્વામીજીએ ના પાડી તેને પાછો મોકલ્યો એટલે પેલો સાધુ દૂધ લઈને આવ્યો અને લેવા માટે આગ્રહ કરવા માંડયો.

સ્વામીજીએ જવાબ આપ્યો, " રામજી, તમો જ તો કહેતા હતા કે મારા દૂધમાં ભાગ પડાવી મને ભુખે મારી નાખવા આવ્યા છો. " આ જવાબ સાંભળી પેલો સાધુ ઝંખવાણો પડી ગયો, છતાં તેણે દબાણુ કરતાં કહ્યું, " આ દૂધમાં મેં પૂરતા પ્રમાણમાં ગંગાજળ ઊમેર્યું છે. મારા માટે હજી ઘણું બચત છે. આટલું આપ કૃપા કરી સ્વીકારો.' સ્વામીજીએ જવાબ આપ્યો: " રામદાસે પાણી ઉપર જ રહેવું એવી આ ઉપરથી રામજીની સ્પષ્ટ ઇચ્છા જણાય છે. છતાં તમારો આગ્રહ છે તો એક શરતે આ એક વખતને માટે રામદાસ આટલું દૂધ લેશે. અને તે શરત એ કે તેને ફરી દૂધ લેવા આગ્રહ ન કરવો. " પેલાએ શરત કબૂલ રાખતાં સ્વામીજીએ દૂધ પીધું.

સ્વામીજી દિવસનો બધો ભાગ ગંગાને કાંઠે એક શિલા ઉપર ધ્યાનમાં ગાળતા. વચ્ચે બે ત્રણ વખત ગંગાનું પાણી પીવા ઊઠતા. રાત ગુફામાં ધ્યાનમાં પસાર કરતા. ત્રીજે દિવસે શિલા પર બેઠા હતા ત્યારે પેલો સાધુ ત્યાં આવ્યો અને સ્વામીજી સામે આંખો ફાડી બોલ્યો, " તમો અહીં યોગ કરવા નથી આવ્યા પરંતુ આપઘાત કરવા આવ્યા છો. બેવકૂફ ! " આ સાંભળી સ્વામીજી હસી પડયા અને બોલ્યા, " રામજી, તમો જ આ દાસને અહીં લઈ આવ્યા. તમોએ જ ઉપવાસ કરાવ્યા અને ઉપરથી તમો જ તેને બેવકૂફ પણ કહો છો ? હશે. જેવી તમારી ઈચ્છા. "

પાંચમે દિવસે લગભગ મધરાત પછી ગુફામાં અલૌકિક પ્રકાશ પથરાયો. આ પ્રકાશમાં સ્વામીજીને પોતાનાથી ત્રણ ચાર ડગલાં દૂર એક આકૃતિ દેખાઈ. મુખ ઉપર દિવ્ય તેજ હતું. મુખાકૃતિ સુંદર હતી. ચહેરા પર મૂછ અને નાનીશી દાઢી હતી. લાલ ઓષ્ઠ-માંથી સફેદ સુંદર દાંત દેખાતા હતા. માથાના વાળની સુંવાળી લટો ખભા ઉપર પડેલી હતી. આંખો તારાના જેવી ચળકતી હતી અને તેમાંથી પ્રેમ, કરૂણા અને મૃદુતા ભરેલ તેજસ્વી કિરણો નીક-

ળતાં હતાં. તેમણે ચોકલેટ રંગનો ઝભ્ભો પહેર્યો હતો. આકૃતિને જોતાં જ સ્વામીજીએ તેમને ઓળખ્યા. તેઓ જીસસ ક્રાઇસ્ટ (ઇશુખ્રિસ્ત) હતા. થોડી મિનિટો બાદ આકૃતિ અદશ્ય થઈ ગઇ. પરંતુ પ્રકાશ રહ્યો. આ દર્શનથી સ્વામીજી ભાવસમાધિમાં આવી ગયા અને છેક સવારે દેહભાન આવ્યું.

સવારે ઊઠતાં જ અંદરથી રામનો અવાજ આવ્યો કે "જવાનો સમય થઈ ગયો છે." બપોરે સ્પષ્ટ આજ્ઞા થઇ કે, "પેલા સાધુ પાસે જઇ, પારણું કરી ઊપડ." આ આજ્ઞા મુજબ સ્વામીજી પેલા સાધુ પાસે ગયા અને પારણું કરી સ્વર્ગાશ્રમ તરફ રવાના થયા. હરદ્વારના કુંભમેળા બાદ ત્યાંથી નીકળી ફરતા ફરતા શ્રીનગર આવી પહોંચ્યા.

## ૨ : શ્રીનગર–શંકરાચાર્ય પહાડ—જ્યોતિ–દર્શન

શ્રીનગર પહોંચ્યા પછી નીચે પ્રમાણેના બે પત્રો મીસ શાર્પ ઉપર આવ્યા હતા.

ૐ શ્રી રામ જય રામ જય જય રામ !

શ્રીનગર

વહાલી મા,

શ્રી રામના તમારા સૌ ઉપર આશીર્વાદ હજો.

પ્રભુનું ભમતું બાળક અત્યારે કાશ્મિરના રમણીય પ્રદેશમાં આવેલ છે. કાશ્મિર ખરેખર શ્રીરામનું ભપકાદાર અને મોહક આવિષ્કરણ છે. અહીંયાં આ રામનું બાળક હમેશાં રમતિયાળ મિજાજમાં રહે છે. દગ્ભૂમિ, ચળકતાં સરોવરો, આસમાની આકાશ અને ચારે બાજુના હિમાચ્છાદિત પર્વતોની સુંદરતાનું નિરીક્ષણ કરવા તે પર્વત પર દોડી જાય છે. વિતસ્થા અથવા જેલમનાં શાન્ત જળની સપાટી ઉપર તે હોડીમાં સરકે છે અને મુગલ

રાજાઓના સ્વર્ગસમા શાલિમાર અને નિશાદબાગના મંત્રમુગ્ધ કરતા બગીચાઓમાં ફરે છે.

રામની એવી ઈચ્છા છે કે રામદાસે અમરનાથનાં પણ દર્શન કરવાં. ત્રણ અઠવાડિયાં પછી યાત્રાની શરૂઆત થશે.

શ્રી રામ હમેશના જેવો જ દયાળુ રહ્યો છે. આપણી અંદર અને આસપાસ તેની પુનિત હાજરીનું અને તેની પ્રતિક્ષણની દોરવણી અને નિયંત્રણનું ભાન એ કેવો અવર્ણનીય આનંદ છે! અહા! તે આપણું સર્વસ્વ છે. તે સર્વ કંઈ છે. માતા તે છે. બાળક પણ તે છે. તે શુદ્ધ શાશ્વત જ્ઞાનમય પ્રકાશ છે જે આપણા અણુએ અણુમાં વ્યાપી રહેલ છે. તેનો જય હો. ૐ! ૐ! ૐ!

બધાને પ્રેમ અને નમસ્કાર.

તમારો પ્રેમાળ બાળક

**રામદાસ.**

[Om Shree Rama Jai Rama Jai Jai Rama.

**Srinagar**

Beloved mother,

May Shree Rama bless you all. Ramdas – the wandering child of god–is now here in this charming country of Kashmir. Kashmir is indeed a most gorgeous and fascinating manifestation of Shree Rama. The child of Rama is ever in a playful mood here. He runs up the hill to behold the beauty of landscapes, sparking lakes, the azure sky and snowclad hills all around. He glides, in boats, over the calm bossom of Vitastha.

or Jhelum and visits the enchanting gardens of Shalimar and Nishad Bagh– the paradise of the Muslim Kings.

It is the Will of Shree Rama that Ramdas should also have the Darshan of Amarnath. The yatra starts about 3 weeks hence.

Shree Rama is as loving as ever. What inexpressible joy it is to be ever conscious of his holy presence within and about us and to feel every moment, we are under His guidance and controll Oh! He is all in all. He is all. He is all. The mother is He. The child is He. He is pure Eternal Effulgence that pervades through and through our cntire being. All glory to Him! Om. Om. Om.

Love and Namaskars to all.

Your loving child

**Ramdas.**]

ૐ શ્રી રામ જય રામ જય જય રામ.

શ્રીનગર

વહાલી મા,

શ્રી રામના તમારા સૌ ઉપર આશીર્વાદ ઊતરો. તમારો સ્વર્ગાશ્રમ લખેલ કાગળ મળ્યો. હાલમાં શ્રીરામે રામદાસને પંડિત અમરનાથની માયા અને પ્રેમભરી સંભાળ નીચે મૂકેલ છે.

અહીંયાં રામદાસ યુવરાજનાં દર્શન ન લે એવી રામની ઇચ્છા છે. જ્યારે રામ રામદાસને લીંબડી લઇ આવશે ત્યારે તે જરૂર યુવરાજને મળવાનો પ્રસંગ લેશે દરમ્યાન તેમને રામદાસના પ્રેમ અને નમસ્કાર પાઠવશો. કાશ્મીરના મહારાજ અને અલ્વરના મહારાજાનાં રામદાસે દર્શન લેવાં કે નહિ તેની રામદાસને ખબર નથી. રાજારામ તેઓને લખે અને જો તેઓની રામદાસને મળવાની ઇચ્છા હોય તો રામદાસ તેમનાં દર્શન માટે જશે. ૐ. ૐ. ૐ.

તમોને બધાને પ્રેમ અને નમસ્કાર. **રામદાસ.**

[Om Shree Rama Jai Rama Jai Jai Rama.

**Srinagar**

Beloved mother,

May Shree Rama bless you all. Ramdas got your letter addressed to Swargashram. For the present Shree Rama has placed Ramdas under the kind and loving care of Pandit Amarnath.

It is Shree Rama's will that Ramdas can not have Uvaraja's Darshan here. When He takes Ramdas to Limbdi, he will certainly take the occassion to see the Prince. Meanwhile please convey to him, Ramdas' love and Namaskars.

Ramdas does not know if he should take the Darshan of the Maharaja of Kashmir and the Maharaja of Alvar. Raja Rama may write to them and if they desire to see Ramdas, Ramdas shall go to them. Om. Om. Om

Love to you all.

**Ramdas.** ]

સ્વામીજી શ્રીનગરથી અમરનાથની યાત્રાએ ગયા. આ યાત્રામાં ગયા પહેલાં તેઓ શંકરાચાર્યના પર્વત ઉપર ગયા હતા. આ પર્વત ઉપરની ગુફા તેમને આકર્ષી રહી હતી. એટલે અમરનાથથી આવ્યા પછી આ ગુફામાં થોડા દિવસ રહેવા રામની આજ્ઞાથી તેમણે નિર્ણય કર્યો અને તે પ્રમાણે એક દિવસ સાંજે ત્યાં જઈ મુકામ કર્યો.

ગુફા અવાવરૂ હતી. દિવસના ભાગમાં પણ ગુફામાં અંધારૂં રહેતું. રાત્રે, ગુફામાં છેવાડાના ભાગમાં એક ઓટલી જેવું હતું તેના ઉપર સ્વામીજી સૂઈ રહેતા અને દિવસના ભાગમાં બહાર ચિનારનું વૃક્ષ હતું તેની નીચે શિલા ઉપર બેસતા. આ ગુફામાં એક અડવાડિયું ફળ અને દૂધ ઉપર તેઓ રહ્યા. પાણી ત્યાં આજુબાજુમાં હતું જ નહિ એટલે પાણીને તો અડકેલ પણ નહિ.

સાતમી રાતે મધરાત પછી ગુફાના ગાઢ અંધારામાં દેદીપ્યમાન ભૂરો પ્રકાશ થયો અને આ પ્રકાશથી આખી ગુફા ઝળહળી ઊઠી. આ પ્રકાશ સાથે પોતે મળી ગયા હોય તેવું સ્વામીજીને ભાન થયું. થોડીવાર પ્રકાશ રહ્યો, પછી તે ધીમે ધીમે અદૃશ્ય થયો અને ફરી ગુફા હતી તેવી અંધારી બની ગઈ.

આઠમે દિવસે એટલે કે પ્રકાશદર્શનને બીજે દિવસે સ્વામીજીએ ગુફા છોડી અને શ્રીનગર આવ્યા. આ પ્રકાશદર્શન પછી શ્રીનગર આવીને તેમણે મીસ શાર્પને લખેલ પત્ર આ નીચે આપેલ છે.

ૐ શ્રી રામ જય રામ જય જય રામ.

શ્રીનગર

વહાલી મા,

શ્રી રામના તમારા બધાના ઉપર આશીર્વાદ હો.

શ્રી રામ અનંત પ્રેમ છે, શાશ્વત આનંદ છે. તે કેવો પ્રતિભા સંપન્ન અને ઉન્નત છે! રામદાસ પણ તે છે. બધું બધું તે જ છે.

હે ભાવાવેશ ! હે આનંદ ! કયા શબ્દોમાં રામદાસ તારું વર્ણન કરે ! મીઠાની પૂતળીએ સમુદ્રની ઊંડાઈ માળવા ડૂબકી મારી. તે પૂતળીનું શું થયું ? તે ગુમ થઈ ગઈ. સમુદ્રમાં મળી ગઈ. ૐ ! ૐ ! ૐ !

હા. તું સર્વ કંઈ છો. હે પ્રભુ ! તું સર્વ કંઈ છો. અંદર, બહાર, આસપાસ, ઉપર, નીચે, બધે તું જ તું જ છો. તું કંઈ પણ હો, કંઈ પણ ન હો, છતાં તું શાશ્વત પ્રેમ અને આનંદ તો છો જ. ૐ ! ૐ ! ૐ !

શંકરાચાર્યના પર્વત ઉપરની ગુફામાં લગભગ એક અઠવાડિયું અવર્ણનીય આનંદ અને સંપૂર્ણ સ્તબ્ધતામાં રામદાસ રહ્યો. પ્રકાશનો પણ પ્રકાશ રામદાસ સાથે ખેલ્યો અને રામદાસ પ્રકાશરૂપ બન્યો. ૐ ! ૐ ! ૐ !

શ્રી રામના હુકમથી રામદાસ પરમદિવસે અમૃતસર જવા ઊપડે છે.

યુવરાજનાં દર્શન થયાં.
બધાંને પ્રેમ અને નમસ્કાર

તારો બાળક
**રામદાસ.**

[Om Shree Rama Jai Rama Jai Jai Rama.

**Srinagar**

**Beloved mother,**

May the blessings of Shree Rama be upon you all there. Shree Rama is Infinite Love—Immortal Bliss. How glorious and sublime He is ! Ramdas is He. All – all is He. O ecstacy ! O joy ! In what words shall Ramdas express thee ! The

saltdoll dived to measure the depth of the ocean. What became of it? It was lost—became one with the ocean. Om. Om. Om. × × ×

Yes. Thou art all. O God! Thou art all. Within, without, around, up and below—it is all Thou and Thou. Whatever Thou art—whatever Thou art not - Thou art this - Eternal Love and Bliss. Om. Om. Om.

Ramdas remained in a cave on the hill of Shankaracharya for about a week, in a state of inexpressible bliss of utter oblivion. The Light of lights played with Ramdas and Ramdas was all Light. Om. Om. Om.

By Shree Rama's command Ramdas starts day after to-morrow to Amritsar.

Had the Darshan of Uvaraj.

Love and Namskars to all. Thy child

**Ramdas.**]

શ્રીનગરથી સ્વામીજી રાવળપિંડી થઈ અમૃતસર આવ્યા અને ત્યાંથી ઝાંસી આવી મહોબા ગયા. ત્યાં ગોકર પર્વતવાળી ગુફામાં દશ દિવસ રહ્યા. છત્તરપુરનું આમંત્રણ આવતાં ત્યાંથી છત્તરપુર આવ્યા. છત્તરપુર પહોંચ્યા પછી ત્યાંથી મીસ શાર્પ ઉપર લખેલ પત્ર આ નીચે આપ્યો છે:

ॐ શ્રી રામ જય રામ જય જય રામ.

**છત્તરપુર**

**વહાલી મા,**

શ્રી રામ તમારા સર્વનું કલ્યાણ કરે.

ગીતામાં કહ્યું છે કે "યોગથી યુક્ત જેનો આત્મા છે તેવો યોગી સર્વ વસ્તુઓમાં સમાન દૃષ્ટિવાળો થઈને પોતાના આત્માને સર્વ પ્રાણીઓમાં અને સર્વ પ્રાણીઓને પોતાના આત્મામાં જુએ છે."

વળી, "જે મને સર્વ સ્થળે જુએ છે અને મારામાં સર્વને જુએ છે તેને હું પ્રત્યક્ષ છું અને તે મને પ્રત્યક્ષ છે."

વળી ફરી, "જે સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસીન, તટસ્થ, અપકારક અને ભાઈઓમાં તેમ જ સત્પુરૂષો અને પાપીઓમાં પણ સમાન બુદ્ધિવાળો છે તે શ્રેષ્ઠ છે."

બધાને એક સરખી રીતે ચાહવું એટલે આ સમત્વની દૃષ્ટિ પ્રાપ્ત કરવી. આ બધી ઉપાધિ રહિત, આત્માનો પ્રેમ છે. આ જ અંતિમ ધ્યેય છે.

રામદાસને માઉન્ટ આબુથી શ્રી શાન્તિવિજયજી તરફથી આશીર્વાદનો પત્ર મળ્યો છે. ૐ ! ૐ ! ૐ !

તારો બાળક
**રામદાસ.**

[Om Shree Rama Jai Rama Jai Jai Rama.

**Chattarpur**

Beloved Mother,

May Shree Rama bless you all.

Gita says, "The self abiding in all beings and all beings abiding in the self, sees he whose self has been made steadfast by yoga, who every where sees the same."

And again, "He who sees Me every-where and sees everything in Me, to him I vanish not, nor to me does he vanish."

Once more, "He is esteemed who is of the same mind to the good-hearted, friends, foes, the indifferent, the neutral, the hateful, relatives, the righteous and unrighteous."

To love all alike means to have this sameness of vision. It is love of the Atman free from all Upadhis. This is the goal.

Ramdas has got a letter of blessings from Shree Shantivijavji—Mount Abu. Om. Om. Om.

Thy child

**Ramdas]**

# પ્રકરણ ૧૦ મું.

## —: ચતુર્થ મિલન :—

### (૧) લીંબડી

ઝાંસીથી દક્ષિણમાં અર્નાકુલમ થઈને ઉત્તરમાં હિમાલય, કાશ્મિર, અમરનાથ, શ્રીનગર વગેરે સ્થળે થઈ, સ્વામીજી ફરી ઝાંસી આવ્યા અને ત્યાંથી કાઠિયાવાડના ભક્તોના આગ્રહથી ફરી વઢવાણ થઈ લીંબડી આવ્યા.

આ વખતે એક દિવસ મીસ શાપે' સ્વામીજી ઉપરાંત બીજા કેટલાક સંતોને પણ તેમને બંગલે આમંત્રણ આપ્યું હતું. આ બીજા સંતોમાં એક સ્વામી પ્રકાશાનંદજી પણ હતા. આ વખતે ડાક્ટરસાહેબ, કાન્તિલાલ, સંત પોપટભાઈ વગેરે પણ હાજર હતા.

સ્વામીજી તો પોતાની હમેશની રીતે નિર્દોષ બાળકની જેમ ખડખડાટ હસતા જાય અને વાતો કરતા જાય. આ આખા સમય દરમ્યાન સ્વામીજીને સતત હસતા જોઈ પ્રકાશાનંદજીએ રમુજમાં કહ્યું, " બહુ હસવું સારું નથી. હસવાની પછી રોવાનો વારો આવે છે." (" બહુત હંસના ઠીક નહિ હૈં, કયોં કિ હંસને કે બાદ હંમેશાં રોનાહી હોતા હૈ. ") સ્વામીજીએ તેટલી જ રમુજથી ઉત્તર આપ્યો: " રોવાનો વારો પહેલાં આવી ગયો. હવે હસવાનો વારો છે. " (" રોના પહલે હો ગયા. અબ હંસનેકી બારી હૈ. ")

એક દિવસ ઉગરચંદશેઠને ત્યાં સ્વામીજીને જમવાનું આમંત્રણ હતું. બીજા આમંત્રિત મિત્રો સાથે ભોજન લીધા બાદ તેઓ

ઉગરચંદશેઠના દિવાનખાનામાં બેઠા હતા ત્યારે ઉગરચંદશેઠે તેમને કહ્યું, "સ્વામીજી, હું તો વેપારી છું. કમીશન એજન્ટનું કામ કરું છું. આપની સાથે એક સોદો કરવાની ઇચ્છા છે. આપ મને રામજીનાં દર્શન કરાવો. બદલામાં હું આપને સારું એવું કમીશન આપીશ."

સ્વામીજીએ જવાબ આપ્યો, "રામદાસ માગે તે ચીજ આપવાનું વચન આપો તો રામદાસ તમોને અવશ્ય રામજીનાં દર્શન કરાવે." ("રામદાસ આપસે જો ચીજ માંગે વો ચીજ ઉસે દેનેકા અગર આપ વચન દે તો રામદાસ આપકો અવશ્ય રામજીકા દર્શન કરા દે.") ઉગરચંદશેઠ વિચારમાં પડી ગયા કે શું આપવાનું છે તે જાણ્યા વગર વચન કેમ આપી શકાય ! એટલે તેમણે થોડીવારે જવાબ આપ્યો, "તમારે શું જોઇએ છે તે પહેલાં જણાવો. પછી વચન આપી શકાય." સ્વામીજી તેમની મુંઝવણ સમજી ગયા અને બોલ્યા : ' રામદાસને તમારાં ઘર-બાર, ધન-દોલત, માલ-મિલકત એ માંહેનું કશું જોઇતું નથી. હવે વચન આપી શકો છો ?" ("રામદાસ તુમ્હારે ઘર-બાર, ધન-દોલત, માલ-મિલકત ઇત્યાદિમેં સે કુછ નહિ ચાહતા. ક્યા અબભી આપ વચન નહિ દે સકતે ?") થોડીવાર વિચાર કર્યા પછી ઉગરચંદશેઠે કહ્યું, 'અગાઉથી જાણ્યા વગર હું વચન ન આપી શકું. તમારી પાસેથી વસ્તુનું નામ જાણ્યા પછી હું આપી શકું તેમ છું કે નહિ તેનો વિચાર કરું" સ્વામીજીએ કંઇ પણ જવાબ ન આપ્યો, પરંતુ ઉગરચંદશેઠે આગ્રહપૂર્વક ઉપરાઉપરી વસ્તુનું નામ જણાવવા વિનતિ કરી એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યો: "રામદાસને બીજું કંઈ નહિ પણ તમારું મન જોઈતું હતું. તે તેને આપી દો એટલે તુરત જ તમોને રામજીનાં દર્શન થશે." ("રામદાસ ચાહતા થા માત્ર તુમ્હારા મન ઔર કુછભી નહિ. યહ ઉસે દે દો ઔર દે દેનેકે બાદ સત્વર આપકો રામજીકે દર્શન હોંગે.") ઉગરચંદશેઠે કહ્યું, "તે તો ઘણું જ કઠણ કામ છે. તે મારાથી બની શકે તેવું નથી."

સ્વામીજીએ કહ્યું, "તો પછી રામજીનાં દર્શન પણ થઈ શકે તેમ નથી. તમારે ઘર–બાર, માલ–મિલકત, સગાં–સંબંધી એ બધાંને 'મારાં' કરીને પકડી રાખવાને માટે અને તેને અંગેની ફિકર ચિંતા કરવા અને દુઃખને સુખ સમજી વહોરી લેવા માટે તમારું મન જોઈએ છે! અને સાથેસાથ રામજીનાં દર્શન પણ જોઈએ છે! ખરી વાત એ છે કે જ્યાંસુધી રામજીની સંપૂર્ણ શરણાગતિનો સ્વીકાર ન થાય ત્યાં સુધી રામજીનાં દર્શન અલભ્ય છે." ( "તો ફિર રામજી કે દર્શન ભી નહિ હો સકતા. ઘર–બાર, માલ–મિલકત, સગા–સંબંધી ઇન સબકો મેરા કહ-કર પકડ રખના ઔર ઉનકે લિયે ફિક્ર–ચિન્તા કરના ઔર દુઃખ કો સુખ સમઝકર ઉસે ભોગના તુમ્હારા મન ચાહતા હૈ ઔર સાથ-સાથ રામજી કે દર્શનકી ઇચ્છા ભી કરતા હૈ. સચ બાત યહ હૈ કિ જબતક રામજીકી સંપૂર્ણ શરણાગતિકા સ્વીકાર નહિ હોતા તબતક રામજીકે દર્શન અલભ્ય હૈ.")

સ્વામીજીની આ વખતની લીંબડીની મુલાકાત દરમિયાન કાન્તિલાલનો પુત્ર જે બે વર્ષનો હતો તે સખ્ત બિમાર થઈ ગયો. એક દિવસ રાત્રે તબિઅત વધારે ખરાબ જણાઈ. પતિ–પત્ની બન્ને ગભરાઈ ગયાં કેમકે આ તેમનો એકનો એક પુત્ર હતો અને અગાઉ તેમના બે પુત્રો એક પછી એક થોડા થોડા સમયને અંતરે મૃત્યુ પામેલ હતા. બન્ને ડૉકટરને બોલાવવાનો વિચાર કરતાં હતાં, એટલામાં કાન્તિલાલને એકાએક બીજો જ વિચાર આવ્યો અને તેમણે તેમનાં પત્નીને કહ્યું: "સ્વામીજી અત્યારે આપણા ઘરમાં જ બિરાજે છે એટલે અત્યારે ડૉકટરને બોલાવવાનો વિચાર છોડી દો. સૌથી પ્રથમના ઇલાજ તરીકે છોકરાને ઉપર લઇ જઇ તેમના ચરણમાં મૂકી દો." તેમનાં પત્ની સંમત થયાં એટલે બન્નેએ, આવી સખ્ત બિમાર હાલતમાં પણ, છોકરાને ઉપર સ્વામીજીવાળા ઓરડામાં લઇ જઈ તેમનાં ચરણમાં

મૂકી દીધો. સ્વામીજીએ તુરત જ તેને તેડી લઈ તેના શરીર અને માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું, "રામજી સારું કરી દેશે." ("રામજી અચ્છા કર દેંગે.")

છોકરાને તેઓ પાછાં નીચે લઈ ગયાં અને બિછાનામાં સુવાડી દીધો. નવાઈની વાત તો એ બની કે છોકરો સવારે ઊંઘમાંથી જાગ્યો ત્યારે રમતો માલુમ પડયો, અને જાણે કોઈ દિવસ બિમાર જ ન પડયો હોય તેવો દેખાયો.

બન્નેએ ઉપર જઈ સ્વામીજીને આ હકીકત જણાવી ત્યારે સ્વામીજી બોલ્યા, "રામ બહુ દયાળુ છે." ("રામજી બહુત દયાલુ હૈ.")

સ્વામીજીએ હાથ ફેરવ્યા પછી આ વીશ વર્ષ સુધીમાં આ છોકરો કોઈપણ વખત સખ્ત બિમાર પડેલ જ નથી. આ સંતની કૃપા અને આશીર્વાદનું ફળ છે.

## (૨) ઊના

આ વખતે મગનલાલ ઊના હતા એટલે સ્વામીજી ઊના આવવા માટે વેરાવળ આવ્યા. સાથે વઢવાણવાળા સંત પોપટભાઈ પણ હતા. વેરાવળમાં ત્યાંની સ્ટેટ ડિસ્પેન્સરીના ડૉક્ટરને ત્યાં તેમના ઉતારાની અગાઉથી સગવડ કરવામાં આવી હતી. આ ડૉક્ટરે સ્વામીજી તથા પોપટભાઈને દરિયા રસ્તે એક વહાણમાં ઊના રવાના કર્યા અને તે બાબતના તારથી મગનલાલને ખબર આપ્યા. વેરાવળથી વહાણ રાત્રે ઉપડેલ તે સવારે નવાબંદર આવી જ જવું જોઈએ, એટલે વહેલી સવારે મગનલાલ અને મણિશંકર બન્ને ઊનાથી નવાબંદર આવવા ઉપડયા અને સૂર્યોદય પહેલાં ત્યાં પહોંચી ગયા, પરંતુ વહાણનો કયાંય પત્તો ન હતો. લગભગ દશેક વાગ્યા સુધી કંઈ ભાળ ન મળી ત્યારે મણિશંકરે

વગર રજાએ બન્નેની સ્કૂલમાં ગેરહાજરી થાય તે ઠીક નહિ એમ વિચારી મગનલાલને કહ્યું, "તમો અહીં રોકાઓ અને હું ઊના પાછો જાઉં છું. તમારી એક દિવસની રજાનો રિપોર્ટ સાથે લેતો જાઉં છું અને સાંજે સ્કૂલ છૂટતાં સુધીમાં તમો પાછા નહિ ફર્યા હો તો હું પાછો ફરી અહીં આવું છું."

આ રીતે મણિશંકર પાછા ઊના આવ્યા અને મગનલાલ ત્યાં જ રહ્યા. છેટેથી કોઈ વહાણુ આવતું દેખાય એટલે તેમાં જ સ્વામીજી હશે એમ માની કાંઠે જાય, ત્યાં તો કોઇ બીજુંજ વહાણુ નીકળે અને હતાશ થાય. એમ કરતાં કરતાં સૂર્યાસ્ત થયો, પરંતુ સ્વામીજીવાળું વહાણુ ન આવ્યું. એટલામાં મણિશંકર પણુ ત્યાં ફરી આવી પહોંચ્યા. શું થયું હશે તેનો વિચાર કરતા બન્ને બેઠા. અંધારૂં થતું જોઈ ત્યાં રાત રહેવું કે ઊના પાછા ફરવું તેની ગડભાંગમાં બન્ને હતા. એટલામાં, કયારે વહાણુ કાંઠે આવ્યું તેની ખબર ન પડી, પરંતુ સ્વામીજી અને પોપટભાઈ બન્ને મગનલાલ પાસે આવી ઊભા રહ્યા. મગનલાલ અને મણિશંકર બન્નેએ સ્વામીજીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને તેમને લઈ પગપાળા છ માઇલ ચાલી ઊના આવ્યા.

ઊનામાં પણુ ડૉ. મહાદેવીઆ, ખુદાબક્ષભાઇ વગેરે સ્વામીજીની કાગને ડોળે રાહ જોતા બેઠા હતા. મગનલાલ અને ખુદાબક્ષભાઈ એક જ મકાનમાં રહેતા હતા. ભોંયતળિયે મગનલાલ રહેતા અને ઉપરનો અને થોડો નીચેનો ભાગ ખુદાબક્ષભાઈ વાપરતા હતા. સ્વામીજીનો ઉતારો મગનલાલને ત્યાં રાખવામાં આવ્યો હતો.

સ્વામીજીના આગમન વિષે અગાઉથી મગનલાલ મારફત ઘણાને માહિતી મળી હતી. સ્વામીજી આવી ગયા એવા ખબર પડતાં લોકો દર્શન માટે ઊમટયાં. આ આવનારાઓમાં સતત સહવાસ રાખવાવાળા ડૉ. મહાદેવીઆ, મણિશંકર માસ્તર, માસ્તર

મોહન, પીરભાઈ વકીલ અને ખુદાબક્ષભાઈ હતા. ગંગાદાસ અવાર-નવાર દર્શને આવતા. ખુદાબક્ષભાઈ તો તેજ મકાનમાં રહેતા હોઈ, એ વખત જમવાના સમય સિવાયનો લગભગ બધો વખત સ્વામીજી પાસે બેસી રહેતા.

એક વખત ગંગાદાસ સ્વામીજીનાં દર્શને આવ્યા. સ્વામીજીને પ્રણામ કરી એક બાજુ બેસી ગયા. જ્યારે જ્યારે આવતા ત્યારે પ્રણામ કરી થોડીવાર એક બાજુ બેસી ચાલ્યા જતા, કેમકે હિન્દી કે અંગ્રેજી ભાષાના જ્ઞાનના અભાવે ચાલતી વાતચીતમાં તેઓ ભાગ લઈ શકતા નહિ. આજે તેઓ ભોજનનું આમંત્રણ આપવા આવેલ. દરમિયાન બીજા પણ ગૃહસ્થો દર્શને આવેલ. તેમાંથી એક બે વ્યક્તિએ સ્વામીજીને ભોજનનું આમત્રણ સ્વીકારવા વિનતિ કરી, પરંતુ સ્વામીજી આ વખતે દૂધ ઉપર જ રહેતા હોઈ તેમની વિનતિનો વિનયપૂર્વક અસ્વીકાર કર્યો. ગંગાદાસને થયું કે આવા ગૃહસ્થોની વિનતિનો સ્વીકાર ન થયો ત્યારે મારી વિનતિનો તો સ્વીકાર થાય જ ક્યાંથી? છતાં વિનતિ તો કરવી જ એવો નિશ્ચય કરી, પેલા ગૃહસ્થો ઊઠ્યા પછી સ્વામીજી પાસે જઈ, હાથ જોડી ભાંગીતૂટી હિન્દી ભાષામાં તેમણે વિનતિ કરી. વિનતિ પૂરી થતાં જ તેના આશ્ચર્ય વચ્ચે સ્વામીજીએ તેનો સ્વીકાર કરતાં કહ્યું, "રામદાસ જરૂર આવશે. તેને માટે થોડો ભાત બનાવજો. તે દૂધ ભાત અને મીઠા-મરચા વગરની થોડી ભાજી લેશે." ( જરૂર રામદાસ આયગા. ઉસકે લિયે થોડા ભાત બનાના. વહ દૂધ ભાત ઔર બીના નીમક મીર્ચકી ભાજી લેગા.")

પોતાની નજર સામે જ લક્ષાધિપતિની વિનતિનો અસ્વીકાર થયેલ છતાં પોતાના જેવા ગરીબની વિનતિનો તુરતજ સ્વીકાર થયેલ જોઈ ગંગાદાસનો સ્વામીજી પ્રત્યેનો ભક્તિભાવ અને પ્રેમ વિશેષ દૃઢ થયો. સ્વામીજી તેમને ત્યાં ભોજન માટે ગયા ત્યારે તેમના

ઓરડાની અંદરની દિવાલ પર તેમણે રામમંત્ર 'ૐ શ્રીરામ, જયરામ, જયજયરામ.' લખ્યો અને તેની નીચે મરચાં-મસાલો ખાવો નહિ એવો આદેશ લખ્યો. ગંગાદાસને દમનો વ્યાધિ છે, એ વાતની સ્વામીજીને ખબર ન હતી છતાં આ આદેશ ગંગાદાસ માટે ખાસ સૂચક હતો.

ઊનામાં રહ્યા તે સમય દરમ્યાન સ્વામીજીએ ત્રણ જ ભક્તો—ડૉ. મહાદેવીઆ, ખુદાબક્ષભાઈ અને ગંગાદાસ—ને ત્યાં એક એક વખત ભોજનના આમંત્રણનો સ્વીકાર કર્યો હતો.

સ્વામીજી ઊનામાં રહ્યા ત્યાંસુધી, માસ્તર મોહને તેમનો સંગીતનો બધો સાજ મગનલાલને ત્યાં જ રાખેલ અને દરરોજ રાત્રે એક બે ભજન સ્વામીજી પાસે તેઓ બોલતા.

## (૩) ખુદાબક્ષભાઈ—સંત સમાગમનો પ્રતાપ.

આ મકાનની બાજુમાં જ થોડે દૂર ખુદાબક્ષભાઈની માલિકીનું દારૂનું પીઠું હતું અને તે તેમનો નોકર ચલાવતો. ખુદાબક્ષભાઈ દારૂનો વેપાર કરવા બેસતા નહિ, એટલુંજ નહિ, પરંતુ દારૂની આવકમાંથી પોતાનો ખર્ચ ચલાવવો તે પાપ સમાન લાગવાથી, ડૉ. મહાદેવીઆની સલાહથી તેમણે ડિસ્પેન્સીંગ કેમિસ્ટનો ધંધો શરૂ કર્યો હતો. પરંતુ તેમાંથી ઘર ખર્ચ નીકળી શકે તેમ ન હતું, એટલે પોતાની અંગત જરૂરિયાતો માટે આ કમાણીમાંથી ખર્ચ કરતા અને દારૂની કમાણીનો ઉપયોગ, બીજી કોઈ કમાણીના અભાવે, તેમનું કુટુંબ કરતું. ખુદાબક્ષભાઈ જૈનધર્મ પાળતા, પરંતુ બધા ધર્મો પ્રત્યે સમભાવ હોઈ દરરોજ ડૉ. મહાદેવીઆને ત્યાં મગનલાલ તથા મણિશંકર સાથે ગીતા, ઉપનિષદ્, બ્રહ્મસૂત્રો, યોગસૂત્રો આદિનું પણ શ્રવણ કરતા. સ્વભાવે ભોળા અને રહેણી કરણીમાં સાદા હતા.

સ્વામીજી ઊનામાં આવ્યા તે અરસામાં ખુદાબક્ષભાઇના એક જૈન મિત્રનો પુત્ર બિમાર હતો અને ડૉ. મહાદેવીઆની સારવાર ચાલતી હતી. ડૉ. મહાદેવીઆના પ્રીસ્ક્રિપ્શન પ્રમાણે ખુદાબક્ષભાઈ દવા બનાવી આપતા.

સ્વામીજીના સંસર્ગમાં આવતાં જ ખુદાબક્ષભાઇને સ્વામીજી તથા તેમના રામમંત્રની એટલી બધી મોહિની લાગી ગઈ કે સ્વામીજી ઊનામાં રહ્યા ત્યાં સુધી ખુદાબક્ષભાઈ બધો વખત તેમના સાનિધ્ય-માં જ ગાળતા. વચ્ચે વચ્ચે કોઈ દવા લેવા આવે તેને દવા બનાવી આપવા ઊઠતા અને કામ પૂરૂં થતાં વળી સ્વામીજી પાસે આવી બેસી જતા. રામમંત્રનું રટણ સાથોસાથ ચાલુ રહેતું.

એક દિવસ બપોરના ચારેક વાગ્યે તેમના જૈન મિત્રના પુત્ર માટે નોકર દવા લેવા આવ્યો. સ્વામીજી પાસેથી ઊઠીને તેમણે દવા બનાવી આપી અને પાછા સ્વામીજી પાસે આવીને બેઠા. એટલામાં જ મુંબઈના એક દવાના વેપારી કે જેમની પાસેથી તેઓ દવાઓ મંગાવતા તેઓ સ્વામીજીનાં દર્શને આવ્યા. થોડીવાર બેસી તેઓ ખુદાબક્ષભાઈ સાથે તેમની ડિસ્પેન્સરીમાં દવાનો સ્ટોક જોવા ગયા. સ્વામીજી પાસે જલદી આવવાની ઉતાવળમાં છેલ્લી દવા બનાવતી વખતે બહાર કાઢેલ દવાની શીશીઓ જેમની તેમ ટેબલ ઉપર જ પડી રહેલ. તેમાં એક ઝેરી દવાની શીશી પણ હતી. તેના સંબંધી વાતચીત થતાં તેના મેક્સિમમ ડોઝની વાત નીકળી અને ખુદાબક્ષ-ભાઇને યાદ આવ્યું કે તેમણે તેના મેક્સિમમ ડોઝ કરતાં એટલા બધા ગણો ડોઝ છેલ્લી બનાવેલી દવામાં ભૂલથી નાખી દીધો છે કે તેનો એક જ ડોઝ, પીનારનું તાત્કાલિક મરણ નિપજાવે. એ યાદ આવતાં જ પૂરાં કપડાં પહેર્યાં વગરના જે સ્થિતિમાં હતા તે જ સ્થિતિમાં એતો ઘેરથી પેલા મિત્રને ત્યાં હાંફળાફાંફળા દોડયા અને ત્યાં પહોંચી, 'દર્દીને નવી આવેલી દવામાંથી એક ડોઝ આપવામાં

આવ્યો છે કે કેમ ?' તે પૂછતાં અને નકારમાં જવાબ મળતાં, 'બનાવેલી દવામાં એક ખાસ જરૂરી દવા નાખવી રહી ગયેલ છે' તેમ કહી, દવાની શીશી પાછી માગી. કર્મ-ધર્મ સંયોગે જૂની દવામાંથી એક ડોઝ હજુ પડેલ હતો એટલે નવી દવામાંથી ડોઝ અપાયેલ નહિ. જૈન મિત્ર ખુદાબક્ષભાઈનો પહેરવેશ અને ગભરાએલી સ્થિતિ જોઈ વસ્તુસ્થિતિ પામી ગયા. પરંતુ તે સબંધી કંઇ પણ ન પૂછતાં તેમણે શીશી પાછી આપી. ખુદાબક્ષભાઈએ ઘેર આવીને દવા ફેંકી દીધી અને નવી બનાવી ફરી આપી આવ્યા.

સ્વામીજીવાળા ઓરડાની પાછળના ભાગમાં આ બધું બની રહ્યું હતું તેની મગનલાલ કે સ્વામીજીને કંઈ માહિતી ન હતી. સ્વામીજી પાસે આ વખતે કોઇ ન હતું એટલે બન્ને વાતો કરતા બેઠા હતા. એટલામાં ખુદાબક્ષભાઈ સ્વામીજીવાળા ઓરડામાં કંઈ ન બનવાનું બની જઇ મહાન આફત માથે ઊતરી પડી હોય તેવા નિસ્તેજ અને ચિંતાગ્રસ્ત ગંભીર ચહેરે, લથડિયાં ખાતા દાખલ થયા. પાસે આવી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી ઊભા રહી, મનમાં ગણગણતાં કંઇક પ્રાર્થના કરી. આંખમાંથી પાણી ચાલ્યાં જાય અને આમ પ્રણામ અને પ્રાર્થના કરતા જાય. લગભગ પાંચેક વખત આ પ્રમાણે પ્રણામ પ્રાર્થના થઇ ત્યારે મગનલાલને લાગ્યું કે કાંતો મગજ ચસકી ગયું અને કાંતો રામને સંપૂર્ણરીતે શરણ થયું, સ્વામીજી પણ આશ્ચર્યમૂઢ બની રામજીની આ લીલા બોલ્યા ચાલ્યા સિવાય અત્યાર સુધી જોઈ રહ્યા હતા. તે બોલ્યા, "રામજી, શું છે? શું થયું?" ("રામજી, કયા હૈ? કયા હુઆ?") ખુદાબક્ષભાઈ સ્વામીજી પાસે બેસી ગયા અને મન ઉપર સહેજ કાબુ લાવી માંડ માંડ બોલ્યા, "મહારાજ, આપે આબરૂ રાખી છે અને

ફાંસીને લાકડે જતો બચાવ્યો છે." સ્વામીજી અને મગનલાલને, ખુદાબક્ષભાઈની સ્વામીજી પાસેની ફક્ત અરધા પોણા કલાકની ગેરહાજરી દરમ્યાન તેમની ડીસ્પેન્સરીમાં ન બનવા જેવું શું થઈ ગયું તેની સમજ પડી નહિ. એટલે મગનલાલે ખુદાબક્ષભાઈને શાન્ત થવા અને બનેલી હકીકત વિગતવાર જણાવવા કહ્યું. ખુદાબક્ષભાઈએ બનેલી હકીકત અથેતિ કહી સંભળાવી અને ફરી આંખમાં પાણી સાથે પ્રણામ પ્રાર્થના શરૂ કરી કહ્યું, "આપની દયાથી જ હું બચ્યો છું. આપની હાજરીએજ મને બચાવ્યો છે." સ્વામીજીએ કહ્યું, "બચાવવાવાળો રામ છે, તમારી ભક્તિએ જ તમોને બચાવ્યા છે." ("બચાનેવાલા રામ હૈ. તુમ્હારી ભક્તિનેહિ તુમ્હે બચાયા હૈ.") પછી તેમણે સ્વામીજી પાસે આ ભૂલનું પ્રાયશ્ચિત્ત માગ્યું. સ્વામીજીએ કહ્યું, "આ પશ્ચાત્તાપ એ જ પ્રાયશ્ચિત્ત છે. બીજા વધારે પ્રાયશ્ચિત્તની કંઈ જરૂર નથી. ("યહ પશ્ચાત્તાપ હી પ્રાયશ્ચિત્ત હૈ, દૂસરે પ્રાયશ્ચિત્ત કી કોઇ જરૂરત નહિ.") છતાં સ્વામીજીની હાજરીમાં તેમજ તેમના ગયા પછી તેમણે પ્રાયશ્ચિત્ત માટે ત્રણ ત્રણ દિવસના પાણી ઉપર ઉપવાસ કર્યા હતા.

સ્વામીજી ઊનામાં રહ્યા તે દરમિયાન તેમને કન્યાશાળા, ગૂજરાતી શાળા અને હાઇસ્કૂલમાં વારા ફરતી લઈ જવામાં આવ્યા હતા. હાઇસ્કૂલમાં તેઓ વિદ્યાર્થીઓ સમક્ષ 'વિદ્યાર્થીજીવન' ઉપર બોલ્યા હતા.

વ્યાખ્યાન પૂરું થયા પછી મોટા વિદ્યાર્થીઓ ક્રિકેટ માટે રમતના મેદાન ઉપર ગયા. રમત શરૂ થયા પછી સ્વામીજી પોતાને ઉતારે જવા માટે મગનલાલ અને મણિશંકર સાથે રમતના મેદાન આગળથી પસાર થયા. બરાબર તે જ વખતે બેટિંગ લેતા વિદ્યાર્થીના ફટકાથી ઊડેલો દડો ગબડતો સ્વામીજીના પગ આગળ આવી અટક્યો. સ્વામીજીએ દડો ઉપાડી લીધો અને મેદાન ઉપર આવી બોલિંગ શરૂ કરી. પહેલે જ દડેતે મણે બધાના આશ્ચર્ય અને તાલીઓના ગડગડાટ વચ્ચે વચલી સ્ટમ્પ ઉડાડી દીધી.

ત્યારબાદ એક વખત મગનલાલ અને મણિશંકર સ્વામીજીને ગુપ્ત પ્રયાગ લઈ ગયેલ. આ વખતે થોડા મોટા વિદ્યાર્થીઓ પણ સાથે હતા. રસ્તામાં સ્વામીજીએ વિદ્યાર્થીઓ સાથે દોડવાની હોડ કરી. સ્વામીજીએ કહ્યું, " રામજીની ઇચ્છા થાય અને રામદાસ તમારી સાથે દોડે તો તે જરૂર તમારા સૌના કરતાં પહેલો નીકળે. " (" અગર રામજીકી ઐસી ઇચ્છા હો જાય કિ રામદાસ તુમ્હારે સાથ દૌડે તો વહ જરૂર દૌડમેં આપ સબસે આગે નિકલ જાય. " ) વિદ્યાર્થીઓ અને સ્વામીજી સાથે મગનલાલ અને મણિશંકર પણ દોડવાની શરતમાં જોડાયા અને ખરેખર સ્વામીજીએ કહ્યું હતું તેમ તેઓ સૌની આગળ નીકળી ગયા અને પોતાના સુકલકડી શરીરમાં રહેલ સામર્થ્યથી ઉગતા યુવાનોને પણ શરમાવ્યા.

બીજી એક વખત સ્વામીજીને મિત્રમંડળ સાથે પીરભાઈ વકીલ તેમના ખેતરે લઈ ગયેલ. ત્યાં જ્ઞાનચર્ચાના આનંદ બાદ તેમણે બધાને શેરડીનો રસ અને ફળો ખવરાવ્યાં હતાં.

આ રીતે દશેક દિવસ ઊનામાં ગાળી સ્વામીજીએ ઊના છોડયું અને ત્યાંથી ગાડા રસ્તે વેરાવળ આવી, દરિયા રસ્તે સ્ટીમરમાં મુંબઈ આવ્યા. મુંબઇમાં સંજીવરાવને ત્યાં તેમનો ઉતારો હતો.

## (૪) મુંબાઈ

કાન્તિલાલના મોટાભાઇ દુર્ગાશંકર નોકરી અર્થે મુંબઇમાં રહેતા હતા. તેઓ તેમના વિદ્યાર્થીજીવનમાં વિકટોરિયા ટેકનિકલ ઈન્સ્ટિટ્યુટમાં સ્વામીજીના સહાધ્યાયી હતા. તેઓ તથા તેમનાં પત્ની દરરોજ સંજીવરાવને ત્યાં સ્વામીજીનાં દર્શને જતાં. એક વખત દુર્ગાશંકરે સ્વામીજીને ભોજનનું આમંત્રણ આપેલ અને તે મુજબ સ્વામીજી દુર્ગાશંકરને ત્યાં ભોજન માટે આવેલ. આ પ્રસંગે બીજા પણ અનેક મિત્રોને દુર્ગાશંકરે ભોજનનું આમંત્રણ આપ્યું હતું. ભોજન પૂરું થતાં સ્વામીજી આગળના ઓરડામાં ખુરશી ઉપર આવી બેઠા અને બીજા મિત્રો આનંદથી ગપ્પાંસપ્પાં મારતા પાન સોપારી ખાવા નીચે બેઠા.

દુર્ગાશંકરની બાજુની રૂમમાં એક માસ્તર રહેતા હતા. તેમનો એકનો એક બાળક પુત્ર બિમાર હતો અને તે દિવસે તેની સ્થિતિ વધારે ગંભીર હતી. માસ્તર અને તેમનાં પત્ની ચિંતામાં બાળકની પાસે બેઠાં હતાં.

આગળના ઓરડામાં બધાંને આનંદ કિલ્લોલ કરતાં જોઇ દુર્ગાશંકરનાં પત્નીને બાજુના રૂમની સ્થિતિ યાદ આવી તેમને થયું કે અહીં આનંદ કિલ્લોલ થાય છે અને બાજુના રૂમમાં પતિ–પત્ની બાળક માટે દુઃખ અને ચિંતામાં ઝુરે છે. સ્વામીજી જેવા સંત બાજુમાં બિરાજતા હોય અને આવી સ્થિતિ કેમ સંભવી જ શકે ? આ વિચાર આવતાં જ તેઓ બાજુના રૂમમાં ગયાં અને કંઈપણ બોલ્યાચાલ્યા સિવાય બિમાર બાળક પાસે જઇ તેને બીછાનામાંથી ઉપાડી ચાલતાં થયાં. આવાં પીઢ અને સમજુ બાઈનું આવું વર્તન જોઇ પેલાં પતિ–પત્ની બન્ને હેબતાઈ ગયાં અને તેઓ કંઇ બોલેચાલે તે પહેલાં તો દુર્ગાશંકરનાં પત્નીએ સ્વામીજીવાળા ઓરડામાં આવી બાળકને તેમનાં ચરણમાં નાખી દીધું, પતિ–પત્ની બન્ને પાછળ સ્વામીજીવાળા ઓરડામાં દોડી આવ્યાં.

બાળકને સ્વામીજીનાં ચરણમાં નાખ્યું તેવી જ સ્વામીજીની તેની તરફ નજર ગઇ અને બાળકની સ્થિતિ જોઇ તેમનું હૃદય દ્રવી ઊઠયું. ખુરશીમાંથી બેઠા થઇ તુરત જ તેમણે બાળકને તેડી લીધું અને છાતી સરસું રાખી, એક હાથ માથા ઉપર ફેરવતાં બોલ્યા, "રામજી, શું છે ? તમો રામજી છો. તમને શું થાય ? કંઈ નહિ." ("રામજી, કયા હૈ ? તુમ રામજી હો. તુમકો કયા હો સકતા હૈ ? કુછ નહિ હો સકતા.") એટલું કહી બાળકને દુર્ગાશંકરનાં પત્નીને પાછું આપ્યું અને તેઓ તેને બાજુના રૂમમાં, તેના બિછાના ઉપર સુવાડી આવ્યાં. ત્યારપછી તે બાળકની તબિયત દિવસે દિવસે સુધરતી ગઈ અને થોડા દિવસમાં રમતું થઇ ગયું.

## પ્રથમ ભાગ સંપૂર્ણ

# પ્રકરણ ૧૧ મું.

સ્વામીજી મુંબઈ પહોંચ્યા પછી લીંબડી ઠાકોર સાહેબ ઉપર નીચે પ્રમાણેનો પત્ર આવ્યો હતો.

ૐ શ્રી રામ જય રામ જય જય રામ.

મુંબઇ.

વહાલા રાજારામ,

શ્રી રામના તમારા સર્વના ઉપર આશીર્વાદ ઊતરો. શ્રી રામનું બાળક રામદાસ હાલમાં અહીંયાં છે.

" જેઓનું હૃદય શુદ્ધ છે તેઓ ધન્ય છે કેમકે તેઓને ઇશ્વરનાં દર્શન થશે." ખરેખર પૂર્ણ પવિત્રતા, સાદાઈ અને હૃદયનું નિર્દોષપણું જ આપણને પ્રભુનાં દર્શનનાં અધિકારી બનાવે છે: જ્યારે આપણું હૃદય પ્રભુના અમર્યાદ પ્રેમથી ભરપૂર બને છે ત્યારે જ આ શક્ય બને છે. માર્ગ ભગવાન શ્રી કૃષ્ણે બતાવ્યો છે. " બધા ધર્મો છોડી એક મારે શરણે આવ અને હું તને બધાં પાપોમાંથી મુક્ત કરીશ." કેવું ભવ્ય સત્ય! " હે કૃષ્ણ! મને તારી બંસી બનાવીને તારા હાથમાં લે અને ઊંચકીને તારા ઓષ્ઠ આગળ લઈ જઈને તેમાંથી તારું બ્રહ્માંડને મુગ્ધ કરતું સ્વર્ગીય સંગીત સર્જાવ! હે પ્રેમના વશીકરણ કરતા મૂર્ત સ્વરૂપ! મને તારા આનંદપૂર્ણ અમર્યાદ વિસ્તારમાં હમેશને માટે સમાવી દે. હે દેવોના દેવ પરમેશ્વર! તમારો જય હો." ૐ. ૐ. ૐ.

આ બધું વિશ્વ પ્રેમથી ભરેલ છે. નહિ, વિશ્વ એ પ્રેમનું જ ઘન સ્વરૂપ છે. બધે તેજ છે. હે પ્રકાશના પણ પ્રકાશ! તું સર્વ કંઈ છે. તું જ સર્વ કંઈ છે ૐ. ૐ. ૐ.

બધાને પ્રેમ અને નમસ્કાર. તમે બધા તેજ છો.



રામદાસ.

[ Om. Shree Rama Jai Rama Jai Jai Rama.

**Bombay.**

Beloved Rajaram,

May Shree Rama bless you all. The child of Shree Rama—Ramdas is here at present.

"Blessed are the pure in heart because they shall see God." Indeed absolute purity, simplicity and innocence of the heart alone entitle us to Divine Darshan. This is possible when our heart is filled with Infinite love of God. The path is shown by Shree Krishna: " Abandoning all Dharmas come to me alone for shelter and I shall liberate thee from all sins." What a glorious truth ! " O Krishna ! make me Thy flute - lift me up to Thy lips and produce on it Thy world-enchanting celestial music. O Thou bewitching personification of 'Prem' ! make me ever merged in the boundless expanse of Thy blissful existence. O God of Gods ! all glory to Thee." Om. Om. Om.

The whole Universe is filled with love - nay, love concretised is the Universe. It is He everywhere. O Light of lights ! Thou art all. Thou art all. Om. Om. Om.

Love and Namaskars to all. You are all He-He - He. Om. Om. Om.

**Ramdas.**]

આ પત્રની નીચે ઠાકોર સાહેબે સ્વહસ્તે નીચે પ્રમાણે લખેલ છે:

" મારા નામથી પહોંચ લખવી કે ઊનાથી વળતાં એક દિવસ લીંબડી ઉતરવાની વાત હતી છતાં કેમ ન આવ્યા ? હવે ક્યારે આવશો ? (આ કાગળ મઢમ સાહેબને—મીસ શાર્પને મોકલી આપવો.)"

ત્યાર બાદ મુંબઈથી જ નીચે પ્રમાણેના બે પત્રો મીસ શાર્પ ઉપર આવ્યા હતા.

ૐ શ્રી રામ જય રામ જય જય રામ !

મુંબઈ.

**વહાલી મા,**

તમારા બધાના ઉપર શ્રી રામના આશીર્વાદ હો. દિવ્ય માતા તેના બાળકને અહીં એક અડવાડિયાથી લાવેલ છે. માતાનો હુકમ થશે કે તુરત જ રામદાસ શોલાપુર તરફ ઊપડશે.

કેવો ભવ્ય, કેવો ઉન્નત શ્રી રામનો પ્રેમ છે ! કેવો શુદ્ધ, સરલ અને સાથોસાથ કેવો મહાન ! કેટલીક વખત રામદાસ આ પ્રેમથી એટલો ભરપૂર બની જાય છે કે તે મુગો અને શાન્ત થઈ જાય છે—નિર્હેતુક ભાવાવેશમાં તે ગુમ થઇ જાય છે. ભાવાવેશનાં આવાં મોજાં પહેલાં કરતાં હમણાં હમણાં ઘણાં વારંવાર આવે છે.

શાંડિલ્ય સૂત્રમાં નીચે પ્રમાણેનું રામદાસના વાંચવામાં આવેલ છે:—

" જ્ઞાનનો હૃદયની શુદ્ધિ માટે સાધન તરીકે ઉપયોગ થઈ શકે, પરંતુ પ્રેમપૂર્ણ બનવા માટે તો હૃદયની પવિત્રતા એ અનિવાર્ય શરત છે. અને હૃદયની પવિત્રતા હોય તો જ્ઞાનનું બિલકુલ અવલંબન લીધા સિવાય પ્રેમને માર્ગે અંતિમ ધ્યેયને પહોંચી શકાય.

મહાન વિદ્વાન પંડિત કરતાં પણ વધારે પ્રેમ એક અશિક્ષિત પુરુષ કે સ્ત્રીમાં હોઈ શકે.

× × ×

"વ્રજની ગોપીઓ—વ્રજની ભરવાડણો અજ્ઞાન સ્ત્રીઓ હતી, છતાં તેઓ ઊંચામાં ઊંચી કોટીની ભક્તો હતી. હૃદયની બધી મલિનતાઓ દૂર કર્યા પછી પ્રેમ હૃદયમાંથી વહે છે, મસ્તકમાંથી નહિ. પછી ભલે તે મસ્તક પ્રાચીન અને અર્વાચીન બન્ને જ્ઞાનથી ભરેલું હોય. × × ×

"આ દૃશ્ય જગત્ પ્રભુથી જુદું નથી. જે કંઈ છે તે તેનું જ આવિષ્કરણ છે."

તમારો હમેશનો પ્રેમાળ બાળક,
**રામદાસ.**

[ Om Shree Rama Jai Rama Jai Jai Rama

**Bambay.**

Beloved Mother,

May the blessings of Shree Rama be upon you all there. The Divine Mother has brought her child to Bombay and he has been staying here from about a week. As soon as he receives command, Ramdas proceeds towards Sholapur.

How grand ! How sublime is Shree Rama's love ! How pure ! How simple ! At the same time how great it is ! Sometimes Ramdas is so filled with it that he remains tongue - tied and silent — lost in an objectless cestacy. These waves come upon him now more often than before.

In Sandilya Sutras or Aphorisms, Ramdas reads the following :—

"Knowledge may be used as a means for cleansing the heart, but the indispensable condition for being animated with love, is the purity of heart; and if one has that, he may reach the Final Goal by the path of love without having recourse at all to that of knowledge. An illiterate man or woman may have more love than the most learned scholar.

× × ×

"The Braja Gopis or the shepherdesses of Braja were but ignorant women but they were devotees of the highest order. Love proceeds from the heart when it is cleansed of all impurities and not from the head, filled though it may be with both ancient and modern learning.

× × ×

This visible Universe is not distinct from the Lord, everything being his manifestation."

Your ever loving child

**Ramdas.**]

ૐ શ્રી રામ જય રામ જય જય રામ.

મુંબઇ.

**વહાલી મા,**

શ્રી રામ તમારું કલ્યાણ કરો. તમારો મધુર પત્ર મળ્યો. શ્રીરામ રામદાસને અહીં ખૂબ પ્રવૃત્તિમાં રાખે છે. થોડા દિવસ પહેલાં શ્રીરામે 'કેનેરા એસોસિએશન હૉલ' માં અંગ્રેજીમાં 'જીવ-

નનું ધ્યેય ' ઉપર રામદાસ પાસે પ્રવચન કરાવ્યું અને ફરી ગઈ કાલે સાન્તાક્રુઝમાં 'ભક્તિ' ઉપર કોંકણીમાં પ્રવચન કરાવ્યું. ધીમે ધીમે શ્રીરામ રામદાસને એકાન્તમાંથી બહાર ખેંચી લાવતો લાગે છે. જે કંઈ તે કરે છે તેનો બધો યશ પ્રભુને છે. ૐ. ૐ. ૐ.

શ્રી રામની ઇચ્છા છે કે દક્ષિણ હિન્દની મુસાફરી પૂરી થયા પછી રામદાસે મુસાફરીમય જીવન બંધ કરવું. દક્ષિણ કેનેરા જીલ્લામાં સ્થાયી થઈ જવા રામનો હુકમ થયો છે. તેની ઇચ્છા પૂર્ણ થાઓ. ૐ. ૐ. ૐ.

માતા રૂકમાબાઇને મળવાનો આનંદ રામદાસને મળ્યો હતો. શ્રી રામે તેનામાં અદ્ભુત પરિવર્તન કરેલ છે. પોતાના આ નવા બાળકને તેના ખરા સ્વરૂપમાં તેઓ હવે જુએ છે. તેઓ પ્રેમ અને દયામય છે. બધો યશ શ્રી રામને છે.

હે મા ! તું દિવ્ય શક્તિ પોતે જ છો અને સારા વિશ્વની બધી પ્રવૃત્તિઓ તારે લીધે જ છે. તારા સર્વશક્તિમાન હસ્તમાં રામદાસ એક સાધન છે. તું તારા બાળકને જે ઉપદેશ આપે તેને અનુસરવા માટે તેને શક્તિમાન બનાવવો તે પણ તારા જ હાથની વાત છે. રામદાસે તારું શરણ સ્વીકાર્યું છે, તેનું તારી ઇચ્છામાં આવે તેમ તું કર.

તમારા ખાણાના ટેબલ ઉપર રાજારામ જે પ્રેમથી રામદાસને પીરસતા હતા અને જમાડતા હતા તે રામદાસને યાદ આવે છે. તેઓ કેટલા બધા ભલા અને માયાળુ હતા ! બધા છે તેમ તે પણ શ્રી રામ જ છે. ૐ. ૐ. ૐ.

શોલાપુર જવા માટે આવતા સોમવારે રામદાસ મુંબઈ છોડે છે.

બધાને પ્રેમ અને નમસ્કાર.

તારો પ્રેમાળ બાળક

રામદાસ.

२७५

[ Om Shree Rama Jai Rama Jai Jai Rama

**Bombay.**

Beloved Mother,

May Shree Rama bless you all.

Your letter full of sweetness. Shree Ram is keeping Ramdas very busy here. Some day ago, Shree Rama made him deliver a discours in English in the "Kanara association hall" on th "Goal of life" and again yesterday in Konkani a Santacruz on "Bhakti". Slowly Shree Rama i drawing out Ramdas from the shell. Whateve he does—all glory to the Lord. Om. Om. Om.

It is the will of Shree Rama that Ramdas shoul put a stop to the travelling life, after the tour i Southern India is complete. South Kanara Distric is the place where Ramdas is commanded to settl down. His Will be done. Om. Om. Om.

Ramdas had the pleasure of mother Rutkma bai's company. Shree Rama has affected a mar vellous change in her. She has come to lool upon this new child of hers in the true light. Sh is all kindness and love. All glory to Shree Rama Om. Om. Om.

O mother! Thou art Divine Shakti itself an Thou alone art responsible for all activities of th

entire Universe. Ramdas is an instrument in Thy all powerful hands. Whatever updesh you give to this child of yours, it rests in you to enable him to follow it. Ramdas has surrendered himself to Thee. Do what Thou wilt with him. Om. Om. Om.

Ramdas remembers the loving way in which Rajaram served and fed Ramdas at your table. He was so kind and good. He is Shree Rama as all are. Om. Om. Om.

By Shree Rama's will Ramdas leaves Bombay on next Monday for Sholapur.

Love and Namaskars to all there.

Thy loving child
**Ramdas.** ]



# પ્રકરણ ૧૨ મું

## —: કાસરગોડ આશ્રમ —

### (૧) મનુષ્યપૂજા એ ખરી દેવપૂજા છે.

મુંબઈથી સ્વામીજી ફરતા ફરતા કાસરગોડ આવ્યા, જ્યાં તેમના પૂર્વાશ્રમના ભાઈ આનંદરાવે કાસરગોડથી બે માઈલ દૂર પયસ્વિની નદીને કાંઠે પીલીકુંજી ટેકરી ઉપર તેમને માટે એક નાનો આશ્રમ બંધાવી આપ્યો. અહીં તેઓ દોઢેક વર્ષ રહ્યા.

આ આશ્રમમાં સ્વામીજી સાથે બીજા પણ સાધકો રહેવા આવ્યા હતા. આ પૈકીના દ્વારકાદાસ અને કન્દ પણ હતા. દ્વારકાદાસ મૂર્તિપૂજામાં માનતા હતા એટલે દરરોજ નાહ્યા પછી આશ્રમના આગળના ઓટલા ઉપર તેમની સાથે રાખેલ દેવોની પોટકી ખોલી, જમીન પર બિછાવી, તેના ઉપર દેવોને ગોઠવી તેમની પૂજા કરતા. કન્દ અસ્પૃશ્ય વર્ગના હતા, પરંતુ આ વાતની દ્વારકાદાસને ખબર ન હતી. દ્વારકાદાસ બે માસ ઉપરાંત આશ્રમમાં રહ્યા હતા. આ સમય દરમિયાન તેઓને કન્દની સાથે સારી એવી મિત્રાચારી થઈ ગયેલ. બે માસ પછી આશ્રમ છોડવાનો તેમણે નિર્ણય કર્યો. આશ્રમમાંથી જવાના દિવસ પહેલાં એક જ દિવસે તેમને ખબર પડી કે કન્દ અસ્પૃશ્ય વર્ગના છે.

છૂટા પડતી વખતે પોતાના મિત્રને યથાશક્તિ કંઈક ભેટ આપવી જોઈએ એવો કન્દના મનમાં વિચાર આવ્યો એટલે આશ્રમમાં આવતી વખતે તેઓ બજારમાંથી એક કેળાંની લૂમ ખરીદ કરતા આવ્યા. તેઓ લૂમ સાથે આશ્રમમાં આવ્યા ત્યારે નાહી ધોઈને દ્વારકાદાસ નિત્યનિયમ પ્રમાણે આસન બિછાવી તેના પર દેવોને

ગોઠવી પૂજા કરવા બેઠા હતા. કન્દ પ્રેમભાવથી તેમના ચરણમાં પોતાની અલ્પ ભેટ મૂકવા માટે સીધા તેમના તરફ ગયા પણ કેળાંની લૂમ પગમાં મૂકવા જાય છે ત્યાં તો એકદમ ક્રોધાવેશમાં આવી જઇ જોરથી બરાડીને દ્વારકાદાસ બોલી ઊઠયા, "દૂર રહે ! દેખતો નથી ? આંધળો છે ? હું જ્યાં પૂજા કરવા બેઠો છું ત્યાં સુધી ઠેઠ ચાલ્યો આવે છે ?"

આ શબ્દો સાંભળી કન્દને આઘાત લાગ્યો અને તેઓ ઝંખવાણા પડી ગયા. તેમના પ્રેમનો આવો બદલો મળતો જોઈ તેમને આશ્ચર્ય થયું. તેમને દ્વારકાદાસના આવા વર્તનના કારણની સમજ પડી નહિ. તેઓ દૂર જઇ બેસી ગયા.

સ્વામીજી અંદર બેઠા બેઠા રામજીની આ લીલા જોઈ રહ્યા હતા. તેઓ ગૂપચૂપ અંદરથી બહાર આવી દ્વારકાદાસ પાસે ગયા અને તેને કંઇ પણ ગતાગમ પડે તે પહેલાં જ દેવો માટે બિછાવેલું આસન દેવો સહિત ચાર છેડાથી ઉપાડી, હાથથી ફંગોળી, બળપૂર્વક આશ્રમની જમણી બાજુની ખીણમાં ઘા કરી ફેંકી દીધું. સ્વામીજીનું આવી જાતનું વર્તન જોઇ દ્વારકાદાસ આશ્ચર્યમૂઢ—અવાક્ થઈ ગયા અને ભયભીત ચહેરે સ્વામીજી તરફ જોઈ રહ્યા.

સ્વામીજીના સહવાસમાં બે માસ ઉપરાંત રહેવા છતાં દ્વારકાદાસને ખરી દેવપૂજા શું તેની ખબર પડી ન હતી. એટલે સ્વામીજીએ તેમને જતી વખતે ખરી દેવપૂજા નિર્જીવ પાષાણની નહિ પરંતુ જીવતા જાગતા, હરતા ફરતા દેવોની છે તે પ્રત્યક્ષ દૃષ્ટાંતથી સમજાવતાં કહ્યું, "રામજી, આખી જીંદગી પાષાણના દેવોની પૂજા કર્યા પછી પણ તમોને દેવપૂજાનો અર્થ જડયો નહિ; ખરી દેવપૂજા શામાં તે તમને સમજાયું નહિ. આ ભક્ત કન્દ તમારા તરફના પ્રેમ અને આદરને લઈને પોતાની નજીવી ગાંઠ ખર્ચી નાખી તમારા માટે મોંઘાં ફળો વિદાયની ભેટ તરીકે આપવા લઈ આવ્યો

ત્યારે બદલામાં તમોએ ક્રોધ કરી તેને તરછોડયો. પરમાત્મા પ્રેમ સ્વરૂપ છે. આ પ્રેમને તરછોડી તમોએ એ પરમાત્માને જ તરછોડયો છે. ધાતુ અને પત્થરની મૂર્તિઓની પૂજા કરવી અને મનુષ્યોનો તિરસ્કાર કરવો એ ભક્તિ નથી. પૂજા દુર્ગુણો દૂર કરવા અને સદ્ગુણો ગ્રહણ કરવા માટે છે. તેને બદલે આ તમારી મૂર્તિપૂજાએ તમારી પાસે, જે ગ્રહણ કરવાનું છે તેનો ત્યાગ કરાવ્યો છે અને જેનો ત્યાગ કરવાનો છે તે ગ્રહણ કરાવ્યું છે. એટલે તેમનું જ્યાં યોગ્ય સ્થાન હતું ત્યાં તેમને પધરાવી દીધા છે. દરેકમાં પ્રભુનાં દર્શન કરતાં શીખો. આજથી તમારા માટે મનુષ્ય એ જ પરમાત્માની જીવન્ત મૂર્તિ છે. તમોએ કરેલી ભયંકર ભૂલ જલદી સુધારી લો. કન્દનું અપમાન કર્યા બદલ તેની માફી માગો, તેના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો. તે જ તમારો રામ છે, ભગવાન છે, જે કહો તે, તે છે."

આ સાંભળી દ્વારકાદાસને પોતાની ભૂલ સમજાઈ, દેવપૂજાનો ખરો અર્થ સમજાયો અને સમજાતાં જ ઊઠી કન્દ પાસે જઇ તેમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને ત્યારથી જ કોઈ પણ જાતના નાત, જાત, ધર્મ કે જાતિના ભેદ સિવાય મનુષ્યમાં પ્રભુનાં દર્શન કરવા લાગ્યા.

## (૨) કૃષ્ણાબાઇ—પ્રથમ પરિચય

આ આશ્રમના વાસ દરમિયાન કૃષ્ણાબાઈ નામે એક વિધવા બહેન બીજી સ્ત્રીઓ સાથે સ્વામીજીનાં દર્શન માટે આવતાં.

કૃષ્ણાબાઇનાં તેર વર્ષની વયે લગ્ન કરવામાં આવ્યાં હતાં. સંસારી જીવન તેમણે ફક્ત સાત જ વર્ષ ભોગવ્યું હતું આ સાત વર્ષ દરમ્યાન તેમને બે પુત્રો થયા હતા જેઓ અત્યારે હયાત છે. વીશ વર્ષની ઉમ્મરે તેઓ બન્ને પુત્રોને લઈ પોતાને પિયર આવ્યાં. દરમિયાન તેમના પતિ એકાએક બિમાર પડયા અને ટૂંકી માંદગી ભોગવી મૃત્યુ પામ્યા. કૃષ્ણાબાઇને આથી સખ્ત આઘાત થયો.

વિશેષ દુઃખ તો પતિનાં છેલ્લાં દર્શન અને સેવાનો લાભ ન મેળવી શક્યાં તેનું થયું. આ દુઃખને કારણે તેમને તેમનું જીવન ઝેર જેવું થઇ પડ્યું. જીંદગી ઉપર કંટાળો આવવા લાગ્યો અને કોઈ વસ્તુ ઉપર આકર્ષણ ન રહેતાં જીદગીનો અંત લાવવાનું તેઓ ઇચ્છવા લાગ્યાં. આમ સંતાપમાં વર્ષ–દોઢ વર્ષ ગાળ્યા પછી હુબલી સિદ્ધારૂઢ સ્વામીનાં દર્શને જવાનું તેમણે નક્કી કર્યું. ત્યાં ગયાં અને ચાર માસ આ સંત પાસે રહ્યાં. શ્રી સિદ્ધારૂઢ સ્વામીએ તેમને 'શિવમંત્ર' આપ્યો.

આ સત્સંગથી તેમનું દૃષ્ટિબિન્દુ બદલાયું અને જીવનનો અંત લાવવાને બદલે ઇશ્વરભક્તિ અને સેવામાં જીવન અર્પવાનો તેમણે નિશ્ચય કર્યો. બધો વખત જપમાં ગાળતાં હતાં તેથી તેમને આત્મસંયમ પ્રાપ્ત થયો. આમ બે વર્ષ ગાળ્યા પછી તેમના જેઠ કે જેમની સાથે તેઓ રહેતાં હતાં તેમને યુરોપ જવાનું થતાં, તેમના કુટુંબ સાથે તેઓ પણ કાસરગોડ આવ્યાં. અહીં આવ્યા પછી, ગામ બહાર ટેકરી ઉપર નવા થયેલા આશ્રમની તેમને ખબર પડી અને બીજી સ્ત્રીઓ સાથે ત્યાં દર્શને આવ્યાં.

આશ્રમમાં દાખલ થતાં, પ્રથમની મુલાકાતે જ તેમણે અનેરો આનંદ અનુભવ્યો. પતિના મરણ બાદ તેમના મુખ ઉપરથી જે હાસ્ય ઊડી ગયું હતું તે ફરી તેમના મુખ ઉપર સ્ફુર્યું.

આ પછી તેઓ દરરોજ આશ્રમમાં આવવા લાગ્યાં. ધીમે ધીમે તેમનું આશ્રમ તરફનું આકર્ષણ એટલું બધું વધી ગયું કે આશ્રમની સેવામાં જ તેઓ આખો દિવસ ગાળવા લાગ્યાં. કૃષ્ણાબાઇનો આ જીવનક્રમ જાહેર નિંદા અને ત્રાસનો પૂરેપૂરો ભોગ થઈ પડ્યો.

આ આશ્રમમાં દોઢેક વર્ષ ગાળ્યા પછી, ચારે બાજુના ભક્તોના દબાણને વશ થઈ, સ્વામીજી ફરી ભારતવર્ષના પ્રવાસે નીકળ્યા. રામદાસના આ વિયોગથી ઘણા મિત્રોને દુઃખ થયું અને સૌથી વધારે કૃષ્ણાબાઈને થયું. આ વખતના પ્રવાસમાં પણ સ્વામીજી ફરતા ફરતા મગનલાલ પાસે ઊના આવ્યા હતા.

# પ્રકરણ ૧૩ મું

## —: પંચમ મિલન :—

### (૧) વઢવાણ

સ્વામીજી ફરતા ફરતા મુંબઇ આવ્યા છે એવા ખબર વઢવાણમાં પડતાં, ભુદરભાઈ અને છોટાભાઇ સ્વામીજીને વઢવાણ લઈ આવવા માટે વઢવાણથી મુંબઇ ગયા અને વઢવાણ પધારવા તેમને વિનતિ કરી તેમની વિનતિનો સ્વીકાર કરી સ્વામીજી તેમની સાથે વઢવાણ આવ્યા.

વઢવાણમાં આ વખતે પણ ઉતારો ડૉ. શુકલને ત્યાં રાખ્યો હતો. ચુનીભાઈ આ વખતે જોરાવરનગર રહેતા હોઈ, સ્વામીજીને વઢવાણથી જોરાવરનગર એક દિવસ માટે લઈ ગયા. ત્યાં તેમને રાષ્ટ્રીય કાર્યકર સ્વ. મણિલાલ કોઠારીને ત્યાં લઇ જવામાં આવ્યા હતા. આ વખતે મણિભાઈ પથારીવશ હતા.

સ્વામીજીની મુક્ત અવસ્થા જોઈ, તે અવસ્થાનાં વખાણ કરતાં તેમણે તેમને પૂછ્યું, ' આ માંદગીમાંથી હું બેઠો થાઉં તો જે કાર્ય કરી રહ્યો છું તે જારી રાખું કે છોડી દઉં ? " સ્વામીજીએ જવાબ આપ્યો, " જે કાર્ય તમો કરી રહ્યા છો તે મહાન્ અને ઉચ્ચ કોટીનું છે. કોઈપણ કાર્ય ખરાબ નથી. ગમે તે પ્રકારનું અને ગમે તે ક્ષેત્રનું કાર્ય સ્વાર્થવૃત્તિથી કરવામાં આવે તો જ દુઃખનું કારણ થાય છે. પરંતુ 'અહં'ને એક બાજુ મૂકી નિઃસ્વાર્થભાવે કરવામાં આવે તો અલિપ્ત અને મુક્ત રહેવાય છે. જે શક્તિ આખા વિશ્વનું નિયંત્રણ કરી રહી છે તેને બધાં

કર્મો સમર્પણ કરીને તેની શરણાગતિ સ્વીકારવી એટલું જ કરવું જરૂરી છે." મણિભાઈએ કહ્યું, "એ ઘણું જ કઠણ કામ છે. 'અહં'ને એક બાજુ રાખીને કાર્ય જ શી રીતે થઈ શકે? મારી કલ્પનામાં પણ આ વાત તો ઊતરી શકતી નથી." સ્વામીજીએ ઉત્તર આપ્યો, "હૃદયપૂર્વકનો પ્રયત્ન કરવામાં આવે તો કોઈપણ કાર્ય મુશ્કેલ નથી. પ્રભુના હાથનું સાધન માત્ર બની રહીને 'અહં' વગર કાર્યો કરવાં તદ્દન શક્ય છે." મણિભાઈએ કહ્યું, "આપનું કહેવું તદ્દન સત્ય છે. પરંતુ આવી સ્થિતિ મારે માટે અશક્ય છે. છતાં આપની મુલાકાત હું વિસરીશ નહિ. આગળ ઉપર કોઈ વખત ફરી આમંત્રણ આપી હું આપને મારી પાસે બોલાવીશ અથવા તો હું જ આપની પાસે આવીશ. આપણી વચ્ચે જે સંબંધની સાંકળ બંધાઈ છે, તે કોઈ રીતે તૂટશે નહિ.' સ્વામીજીએ પ્રત્યુત્તરમાં કહ્યું, "આપણી વચ્ચેની સંબંધની સાંકળ તો કાયમને માટેની છે જ. આપણે અનંત કાળથી જોડાયેલા છીએ જ—આપણે એક જ છીએ." અને જવા માટે ઊઠયા.

## (૨) લીંબડી

વઢવાણથી સ્વામીજી લીંબડી આવ્યા. ઉતારો કાન્તિલાલને ત્યાં જ હતો. લીંબડીની આ અગાઉની મુલાકાતો પ્રમાણેનો જ દરરોજનો કાર્યક્રમ ચાલ્યો.

થોડા દિવસો પછી સ્વામીજીએ ઊપડવાનો દિવસ નક્કી કર્યો. પરંતુ તેને બીજે જ દિવસે, રાણીસાહેબના સ્વર્ગવાસના નિમિત્તે ઠાકોર સાહેબ ભાગવત પારાયણ બેસાડતા હતા એટલે તેમણે સ્વામીજીને ભાગવત સપ્તાહના પ્રસંગે એક દિવસ હાજરી આપવા કૃપા કરવા આગ્રહભરી વિનતિ કરી. આ વિનતિનો સ્વી

કાર કરી સ્વામીજી એક દિવસ વધુ રોકાયા અને સપ્તાહની શરૂઆતના દિવસે મંડપમાં થોડા કલાક માટે પોતાની હાજરી આપી.

બીજે દિવસે ધંધુકા, રાજકોટ થઇ ઊના મગનલાલ પાસે આવવા સ્વામીજી લીંબડીથી વિદાય થયા.

## (૩) ઊના—ગંગાદાસ અને ગળાનું દર્દ.

આ વખતે મગનલાલ ખુદાબક્ષભાઇવાળા મકાનમાં રહેતા ન હતા. અત્યારની રહેઠાણની જગ્યામાં સંકડાશ હતી, એટલે સ્વામીજીનો ઉતારો સ્ટેટ ડિસ્પેન્સરીના કમ્પાઉન્ડમાં નવાં ચણાયેલાં ક્વાર્ટર્સમાં રાખ્યો હતો.

અહીં આવ્યા પછી સ્વામીજીને તાવ આવવો શરૂ થયો. સ્વામીજી તુરત ઉપવાસ ઉપર ઊતરી ગયા. ડૉ. મહાદેવીઆ જલદી આરામ કરી આપવા માટે દવા બનાવી પાવા આવતા, પરંતુ સ્વામીજી દવા લેતા નહિ, એટલે નાના બચ્ચાને તેની ઇચ્છા વિરૂદ્ધ દવા પાવા માટે માતાને જેમ ધાકધમકી, સમજાવટ વગેરે ઉપાયો લેવા પડે, તેમ ડૉ. મહાદેવીઆને પણ લેવા પડતા. તાવ હોવા છતાં સ્વામીજી સૂતા નહિ. આવનારને સ્વામીજીને તાવ છે તેવી ખબર ફક્ત તેમને સ્પર્શ કરવામાં આવે અથવા તો બીજા તરફથી કહેવામાં આવે તો જ પડતી; કેમકે સ્વામીજી તો તાવ જ ન હોય તે રીતે બેસતા અને વાતો કરતા. એટલે તેમને પરાણે સુવાડવા પડતા; પરંતુ કોઈ 'રામજી' દર્શન માટે આવે કે તુરત જ ઓઢવાનું ફેંકી દઈ, હસતા હસતા તેની સામે બેસી જતા અને વાતો કરવા માંડતા. ત્રણ દિવસ તાવ આવી સ્વામીજીને આરામ થઈ ગયો.

આ અરસામાં ગંગાદાસને ગળામાં કોઈ ભારે દર્દ ઊપડી આવ્યું હતું અને તેથી તેનાથી બોલી શકાતું નહિ. તે દર્દ ઉપર બની શકતી બધી દવાઓ ત્યાંના ડૉકટર મહાદેવીઆએ કરી

જોઇ, પરંતુ કેમે કર્યું આ દર્દ શમતું ન હતું. તેથી તેમણે મુંબઇથી અમુક દવા ટપાલ મારફત મંગાવી અને તે આવી પહોંચી ત્યારે પારસલ ઉઘાડતાં, અંદરની શીશી રસ્તામાં ફૂટી ગયેલ હોઇ, દવા ઢોળાઇ ગયેલી માલુમ પડી. એ જોઈ ગંગાદાસ હતાશ થયા. બપોરે દવાખાનું બંધ થતાં તેઓ દરરોજના નિયમ મુજબ ડૉ. મહાદેવીઆ સાથે સ્વામીજીનાં દર્શન માટે આવ્યા. સ્વામીજીએ તેમને પૂછ્યું, "કેમ છે, રામજી?" ("કૈસા હૈ, રામજી?") ગંગાદાસ બોલી શકે તેમ ન હતું એટલે તેમણે ગળા તરફ આંગળીથી બતાવતાં 'ઠીક નથી' એમ હાથના ઇશારાથી સૂચવ્યું. સ્વામીજીએ ડૉક્ટરને કહ્યું, "રામજી, આને માટે કંઈક કરો. બિચારો હેરાન થાય છે." ("રામજી, ઇસકે લિયે કુછ કરો. બેચારા હેરાન હો રહા હૈ.") ડૉક્ટર કહે, "મારાથી થઈ શક્યું તે બધું કર્યું. છેવટ મુંબઈથી દવા મંગાવી. પરંતુ નસીબમાં દુઃખ ભોગવવાનું માંડયું હશે એટલે આજે પારસલ આવતાં અંદરથી શીશી ફૂટેલ નીકળી. હવે ફરી મંગાવતાં વિલંબ થાય તે તેના હિતમાં નથી એટલે તાત્કાલિક રાજકોટ કે મુંબઈ સારવાર માટે જવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. મારો કોઈ ઇલાજ ચાલે તેમ નથી એટલે હું લાચાર છું. આપ કૃપા કરો તો આપનો આશીર્વાદ જ બસ છે." સ્વામીજીએ તુરત જ ગંગાદાસના ગળા ઉપર હાથ મૂકી કહ્યું, "બોલો, રામ." એટલે ગંગાદાસે 'રામ' બોલવા પ્રયત્ન કર્યો અને અસ્પષ્ટ રામનામનો ઉચ્ચાર થયો. ત્યાં ને ત્યાં જ હાથ રાખીને સ્વામીજીએ બીજી વાર કહ્યું, "બોલો, રામ." ગંગાદાસ બીજીવાર રામનો ઉચ્ચાર બરાબર કરી શક્યા. એટલે ત્રીજીવાર સ્વામીજીએ એ જ પ્રમાણે નામ લેવરાવ્યું અને કહ્યું, "હવે રામ-રામ બોલતા બોલતા ઘેર પહોંચી જાઓ!" ("અબ 'રામ રામ' કહતે કહતે ઘર પહુંચ જાઓ.") એટલે ગંગાદાસ ઘર તરફ જવા ઊપડયા અને સ્વામીજીએ ડૉ. મહાદેવીઆ

તરફ જોઈ કહ્યું, "રામજીનો પ્રતાપ જોયો ? રામનામનું સામર્થ્ય જોયું ?" ("રામજીકા પ્રતાપ દેખા ? રામનામકા સામર્થ્ય દેખા ?")

ગંગાદાસે સ્વામીજીના કથનનો ભાવાર્થ નહિ લેતાં શબ્દાર્થ પકડયો અને માન્યું કે ઘેર પહોંચતા પહેલાં રામનામનો જપ બંધ થઇ જશે તો ફરીથી બોલાતું બંધ થઈ જશે. મોટે રસ્તે ચાલતાં કોઈ ઓળખીતું સામે મળે અને કંઈ પૂછે તો જવાબ આપવા જપ બંધ કરવો પડે, એ બીકે ગલીકુંચીને રસ્તે એકદમ ઉતાવળે ચાલતા—લગભગ દોડતા—રામ નામનો જપ કરતા તેઓ ઘેર પહોંચ્યા. ઘેર પહોંચતાં ગળાનું દર્દ તદ્દન દૂર થયેલું જણાયું.

## (૪) હરિજન મંડળી.

એક દિવસ રાત્રે હરિજન મંડળીનાં ભજનનો કાર્યક્રમ રાખવાની મગનલાલ તથા ડૉ. મહાદેવીઆને ઇચ્છા થઇ અને તે પ્રમાણે હરિજનવાસમાં હરિજન મંડળીને આમંત્રણ આપીને બંદોબસ્ત કરવામાં આવ્યો. રાત્રે વાળુ કર્યા બાદ હરિજનોની મંડળી પોતાના સાજ સાથે આવી. તેમને અંદર સ્વામીજીની સન્મુખ બેસવા કહેવામાં આવ્યું, પરંતુ તેમણે સ્પષ્ટ ના પાડી ફળીમાં જમીન ઉપર બેઠક લીધી. સ્વામીજી સાથે આવેલ વઢવાણ-વાળા સંત પોપટભાઇએ તેમને અંદર બેસવા સમજાવ્યા, ત્યારે કહે, "બાપલા, ગયા જન્મનાં કર્મનાં ફળ આ જન્મે ભોગવીએ છીએ. હવે આ જન્મે આવા સંતને અભડાવીને કયે ભવ છૂટીએ ?" સ્વામીજીને મન સવર્ણ કે હરિજન એકસરખા જ છે. આ સિદ્ધાંત તેમના જીવનમાં વણાઈ ગયો છે. પ્રાણી માત્રમાં રામનું દર્શન કરનારને ભેદબુદ્ધિ સંભવી જ ન શકે. હરિજનોને આ પ્રમાણે બોલતા સાંભળી સ્વામીજી બહાર આવ્યા અને કહ્યું, "તમારા મુખમાં પતિતપાવન રામનું નામ છે. પછી તમોને અડવાથી

અપવિત્ર શા રીતે થવાય ? રામદાસ તો તમારામાં રામનું જ દર્શન કરે છે. એ જેટલો અને જેવો રામનો દાસ છે તેટલો જ અને તેવો જ તમારો પણ દાસ છે. આવો—આવો—અંદર આવો અને આ દાસને પાવન કરો. ( " તુમ્હારે મુખમેં પતિતપાવન રામકા નામ હૈ. તુમ્હે છુનેસે કૌન અપવિત્ર હો સકતા હૈ ? રામદાસ તો તુમ લોગોં મેં રામકા દર્શન પાતા હૈ. વહ રામકા દાસ હૈ ઇસિલિયે આપકાભી દાસ હૈ. આઓ—આઓ—અંદર આઓ, ઔર યહ દાસકો પાવન કરો. " ) એમ કહીને તેમણે બધાને અંદર લાવી જાજમ ઉપર બેસાડયા. આ સંતનો પ્રેમ અને એકાત્મભાવ જોઈ મંડળી હર્ષાવેશમાં અને પ્રેમાવેશમાં આવી ગઈ અને સાંભળનારાઓને જીવનભર યાદ રહે તેવાં ભજન કર્યાં. વારાફરતી એક એક ચરણ ગવરાવનારા, ચરણ પૂરું થાય અને મંડળી તે ઉપાડી લે, તેટલામાં તો દેહભાન ભુલી નૃત્ય શરૂ કરતા અને ચરણ પૂરું થતાં સ્વામીજીના ચરણમાં માથું નાખી નિશ્ચેષ્ઠ બની જતા. આવાં ભજન ત્યારબાદ કોઈ સ્થળે જોયાં નથી.

ભજન રાતના ત્રણ–ચાર વાગ્યે પૂરાં થયાં. હરિજનો ઘેર જવા ઊપડયા સંત પોપટભાઇએ તેમનામાંના એક આગેવાન જેવા જણાતા હરિજનને પાસે બોલાવી કહ્યું, " સવારે તમારી નાતના બે ત્રણ આગેવાનોને લઈને અહીં મારી પાસે આવજો. " " ભલે " કહી મંડળીએ વિદાય લીધી.

સવારના દશેક વાગ્યે હરિજન જ્ઞાતિના ત્રણ–ચાર આગેવાનો સંત પોપટભાઈ પાસે આવ્યા. સંત પોપટભાઈએ તેમની સાથે તેમની જ્ઞાતિનાં બાળકોની કેળવણી અંગેની સગવડ વિષે પૂછપરછ કરી. તેમના તરફથી જાણવા મળ્યું કે કેળવણી અંગેની તેમને કોઈ સગવડ મળતી નહતી. તેમની જ્ઞાતિનું કોઇ બાળક શાળામાં જતું ન હતું—જઇ શકે તેમ ન હતું અને લખતાં વાંચતાં પણ

કોઇને આવડતું ન હતું. પોપટભાઇએ કહ્યું, "હું સગવડ કરી આપું તો તમારાં બાળકોને ભણાવશો?" તેઓએ જવાબ આપ્યો, "હા, બાપલા. સગવડ હોય તો શા સારુ ન ભણાવીએ!" તરત જ પોપટભાઇએ મગનલાલ કે જે ત્યાં બાજુમાં જ આ વાત સાંભળતા ઊભા હતા, તેમના હાથમાં દશ રુપિયાની નોટ મૂકી કહ્યું, "જેટલાં બાળકો ભણવા તૈયાર થાય તેમને આ પૈસામાંથી આંકની ચોપડી, બાળપોથી, પાટી, પેન વગેરે લઈ આપજો અને કાલથી જ તમો ભણાવવાની શરૂઆત કરી દેજો." બીજે દિવસે સવારથી જ ચાર પાંચ બાળકો મગનલાલને ત્યાં ભણવા આવવા લાગ્યાં.

સ્વામીજીના સહવાસ અને સત્સંગને લઈને જાગૃત થયેલ સેવાભાવને પરિણામે મગનલાલ અને મણિશંકર બન્ને તેમના નોકરીના કલાકો સિવાયના સમયનો બરાબર સદુપયોગ કરતા—યથાશકિત સેવામાં ખર્ચતા. મગનલાલ ઊનામાં અખાડો ચલાવતા. સાંજના નિશાળમાંથી છૂટયા પછી વિદ્યાર્થીઓને, સેવાભાવે કવાયત, લાઠી, લેઝીમ વગેરે શીખવતા અને રજાઓમાં વિદ્યાર્થીઓને આજુબાજુનાં ગામોમાં પર્યટને પણ લઇ જતા. મણિશંકર ક્રિકેટના શોખીન વિદ્યાર્થીઓને ક્રિકેટ રમાડતા તેમ જ બીજી કસરતો પણ શીખવતા. આ રીતે સાંજના પૂરા બે કલાક આ પ્રવૃત્તિ પાછળ બન્ને આપતા.

## (૫) રામ બધું ભલા માટે જ કરે છે.

સ્વામીજી ઊનામાં હતા તે દરમિયાન મગનલાલનાં પુત્રી તારાને તાવ આવ્યો. મગનલાલનાં માતા દરરોજ તારાને લઈને બે વખત સ્વામીજીનાં દર્શને જતાં. તારાને તાવ આવેલ હોઇ, તે દિવસે તેઓ એકલાં સ્વામીજીનાં દર્શને ગયાં. પ્રણામ કરીને બેઠા પછી તેમણે

તારાને તાવ આવ્યાના સ્વામીજીને ખબર આપ્યા, તે એવી ઇચ્છા અને આશા સાથે કે સ્વામીજી 'સારું થઇ જશે' એમ કહી આશીર્વાદ આપશે એટલે તાવ ઊતરી જશે. પરંતુ સ્વામીજીએ જવાબમાં કહ્યું, "સારું થયું, મા. રામજી જે કરે છે તે ભલા માટે જ કરે છે." (અચ્છા હુઆ, માઇ! રામજી જો કુછ કરતા હૈ વો ભલેકે લિયેહી કરતા હૈ.") આવો જવાબ સાંભળી મગનલાલની માતાને ખરાબ લાગ્યું. ઘેર આવી તેમણે મગનલાલને આ વાત કરી. મગનલાલ સ્વામીજી પાસે ફરી ગયા ત્યારે તેમણે સ્વામીજીને કહ્યું, "માજી તમારા કહેવાનો અર્થ સમજ્યાં નથી એટલે તેમને ખરાબ લાગ્યું છે."

બીજે દિવસે મગનલાલનાં માતા દર્શને આવ્યાં ત્યારે સ્વામીજીએ એક વાર્તા કહી, 'રામજી જે કરે છે તે ભલા માટે' તે વિસ્તારથી સમજાવ્યું. આ વાર્તા જો કે સાવ સાદી અને ઘણાખરા જાણતા હોય તેવી છે છતાં સ્વામીજીની ખાસ પસંદગીની અને તેમના પોતાના સિદ્ધાંતના આદર્શરૂપ હોઇ અત્રે અક્ષરશઃ આપવામાં આવી છે. આ વાર્તા સ્વામીજી એટલા પ્રેમ, આનંદ અને ઉત્સાહથી અને એવા ભાવથી કહેતા કે તેમના મુખથી તેમની નિર્દોષ વાણીની અમૃતધારારૂપ આ વાર્તા અનેકવાર સાંભળવા છતાં ફરી ફરી સાંભળવાનું મન થતું. લીંબડીના ઉગરચંદશેઠ તો સામેથી માગણી કરી ફરી ફરીને આ વાત તેમના મુખે સાંભળતા અને સાંભળતી વખતે સ્વામીજીના ગોઠણને પોતાના ગોઠણ લગભગ અડી જાય તેટલા નજીક આવી, છાતી આગળ બે હાથ જોડેલા રાખી બેસતા અને સાંભળવામાં એટલા બધા એકતાન થઈ આનંદમાં આવી જતા કે વાર્તાના દરેક વાકયના છેલ્લા બે શબ્દોનો બેથી ત્રણ વખત સામો પડઘો પાડતા.

એક વખત એક રાજા અને તેનો પ્રધાન શિકારના કાફલા સાથે જંગલમાં શિકારે નીકળ્યા. આ પ્રધાન જ્ઞાની હતો અને માનતો હતો

કે ભગવાન જે કરે છે તે ભલાને માટે કરે છે. તેથી જ્યારે જ્યારે કોઈ દુખિયો પોતાના દુઃખના વખતમાં તેની સલાહ લેવા આવતો, ત્યારે ત્યારે તે સમજાવીને તેને ગળે ઉતારતો કે ભગવાન જે કરે છે તે ભલાને માટે જ કરે છે.

રાજા અને પ્રધાન શિકારની શોધમાં ગીચ જંગલમાં દૂર નીકળી ગયા અને તેના કાફલાથી છૂટા પડી ગયા, એટલું જ નહિ, પરંતુ રસ્તો પણ ભૂલ્યા. રખડતાં રખડતાં મધ્યાહ્ન થઈ ગયો અને રાજાને થાક અને ભૂખ લાગ્યાં, એટલે બન્ને એક ઝાડને છાંયે આરામ લેવા બેઠા. રાજાએ પ્રધાનને કહ્યું, "મને ભૂખ લાગી છે. ક્યાંયથી કંઈ ખાવાનું મેળવી શકશો?" પ્રધાન "હાજી" કહીને ઊઠયો અને જંગલમાંથી થોડાં ફળ લાવીને રાજા પાસે ધર્યાં.

ભૂખને લઈને ખાવાની ઉતાવળમાં રાજાએ ફળ કાપતાં ચપ્પુથી પોતાની આંગળી કાપી નાખી. આંગળીમાંથી લોહીની ધાર ચાલી અને વેદના અસહ્ય થતાં રાડ પાડી તેણે પ્રધાનને કહ્યું, "પ્રધાનજી, બહુ દર્દ થાય છે." પ્રધાને શાન્તિથી જવાબ આપ્યો, "ભગવાન જે કરે છે તે ભલા માટે." આ જવાબ સાંભળી રાજા, જેનું મગજ દુઃખ અને ભૂખને લઇને ભમી ગયું હતું, તેને એકદમ ગુસ્સો આવ્યો અને "બહુ થયું. મારે તારા તત્ત્વજ્ઞાનની જરૂર નથી. દુઃખને વખતે આવું આશ્વાસન આપતાં તને શરમ નથી આવતી? ચાલ્યો જા અહીંથી. ફરી કોઈ દિવસ તારું મોઢું બતાવીશ નહિ." એમ કહી લાત મારી તેણે પ્રધાનને કાઢી મૂકયો. પ્રધાન ઊઠીને ચાલતો થયો અને જતાં જતાં ફરી શાન્તિથી બોલ્યો, "આ પણ ભગવાન ભલાને માટે જ કરે છે."

પ્રધાનના ગયા પછી રાજાએ પોતાનાં કપડાંમાંથી એક લીરો ફાડયો અને કપાયેલી આંગળી ઉપર તેનો પાટો બાંધ્યો. એટલામાં બે મજબૂત જંગલી માણસો આવ્યા અને રાજાની ઉપર એકદમ તૂટી

પડી તેને બાથમાં પકડી લીધો. રાજાએ છૂટવા માટે ઘણા ધમપછાડા માર્યા પરંતુ કારી ફાવી નહિ અને પેલા બન્ને તેના હાથ પગ બાંધી ઉપાડીને ચાલતા થયા. રાજાએ પૂછયું, "કોઇ પણ જાતના વાંક ગુના વગર આ રીતે પકડીને મને કયાં લઈ જાઓ છો ?" તેઓએ જવાબ આપ્યો, "દેવીને ભોગ આપવા માટે." આ સાંભળી રાજાના હોશકોશ ઊડી ગયા. તેણે ધ્રૂજતા સ્વરે કહ્યું, "પણ—હું તો તમારો રાજા છું." પેલાઓએ જવાબ આપ્યો, "તો તો વધારે સારું. કેમકે દેવી આવા ઉત્તમ પ્રકારના ભોગથી વધારે પ્રસન્ન થશે."

મંદિર આવ્યું. પેલા બન્નેએ રાજાને અંદર લઈ જઈ, દેવીની મૂર્તિ સામે લાવી ઊભો રાખ્યો અને ભોગ આપવાની તૈયારી ચાલી. રાજા તો શિકારે નીકળ્યા પછીના, એક પછી એક ઉપસ્થિત થયેલા અણધાર્યા પ્રસંગોના પરિણામે પલટાયેલા સંયોગોથી, ડઘાઇ ગયો હતો—જડ જેવો થઇ ગયો હતો. એટલામાં મંદિરનો પુરોહિત તેની પાસે આવતાં તેની નજર રાજાની આંગળી ઉપર પડી. આંગળી ઉપર પાટો જોતાં તેણે તે છોડાવ્યો તો આંગળીનું ટેરવું તૂટેલું દેખાયું. આ જોઈ તરત જ પુરોહિતે કહ્યું, "ભોગ માટે આ માણસ નહિ ચાલે, કેમકે તેની આંગળી ખંડિત થયેલી છે. દેવીને આ ભોગ ખપશે નહિ. તેને છોડી મૂકો."

આ હુકમ સાંભળી રાજાના હોશકોશ ઠેકાણે આવવા લાગ્યા. તરત જ તેને બંધનમુક્ત કરી છોડી દેવામાં આવ્યો એટલે રાજા ત્યાંથી ચાલતો થયો. બહાર આવતાં જ રાજાને આંગળી કપાણી તે વખતના પ્રધાનના શબ્દો યાદ આવ્યા. તેણે વિચાર્યું કે, "ખરેખર, જો મારી આંગળી કપાણી ન હોત તો આજે મારું માથું કપાઈ ગયું હોત. 'ભગવાન જે કરે તે ભલા માટે' આ

પ્રધાનના શબ્દો અક્ષરશઃ સત્ય છે." હવે તેને પ્રધાનને લાત મારી કાઢી મૂકવા બદલ ખૂબ પશ્ચાત્તાપ થયો અને પોતે ચલાવેલા ખરાબ વર્તન માટે પ્રધાનની માફી માગવા તેને બૂમો પાડી બોલાવતો તે જંગલમાં ભટકવા લાગ્યો.

પ્રધાન રાજાથી છૂટો પડી દૂર એક ઝાડ નીચે બેસી ગયો હતો. રાજાની બૂમો સાંભળી, તે તેની પાસે આવ્યો એટલે તુરત જ રાજાએ તેની માફી માગી અને તેનાથી છૂટા પડયા પછી બનેલી સર્વ હકિકત તેને કહી સંભળાવી. પ્રધાને કહ્યું, "માફી માગવાની કંઈ જરૂર નથી. ઉલટો મારે તમારો ઉપકાર માનવાનો રહે છે, કેમકે તમોએ મને મૃત્યુમાંથી બચાવ્યો છે. તમોએ મને હાંકી કાઢયો ત્યારે પણ હું, 'આ પણ ભગવાન ભલાને માટે કરે છે' તેમ બોલ્યો હતો તે યાદ છે? ખરેખર, જો તમોએ મને લાત મારી કાઢી મૂકયો ન હોત તો તમારે બદલે મારો દેવીને ભોગ ચડત, કેમકે મારું એક પણ અંગ ખંડિત નથી. એટલે જે કંઇ થયું છે તે બધું ભલાને માટે જ થયું છે."

વાર્તા પૂરી થતાં સ્વામીજીએ મગનલાલની માતાને કહ્યું, "મા, તાવ આવ્યો છે તે તેના શરીરમાં એકઠો થયેલો કચરો સાફ કરવા આવ્યો છે. કચરો નીકળી જશે એટલે તાવ બંધ થઈ જશે અને શરીર પહેલાં કરતાં પણ વધારે સારું થઈ જશે. રામજીનું કોઇપણ કામ નકામું હોતું નથી. આપણું ભલું શામાં છે તેની આપણા કરતાં પણ તેને વધારે ખબર છે. જે ખરાબ દેખાય છે તેમાં પણ તેનો ઇરાદો ભલું જ કરવાનો હોય છે અને ખરેખર બૂરામાં ભલું છુપાઇને પડયું હોય છે. આપણને તે દેખાતું નથી—સમજાતું નથી એટલે આપણે દુ:ખી થઇએ છીએ. પરંતુ ઈશ્વર બધું આપણા ભલા માટે જ કરે છે." ("માઈ, બુખાર આયા હૈ વહ ઉનકે શરીરસે મલકા જમાવ

હો ગયા હૈ વહ નિકાલનેકે લિયે આયા હૈ. મલ–શુદ્ધિ હો જાને કે બાદ બુખાર આપહી આપ ચલા જાયગા. ઔર શરીર પહલેસેભી અચ્છા હો જાયગા. રામજીકા કોઈ કામ વ્યર્થ નહિ. અપને ભલેકી સમઝ અપનેસે જ્યાદા ઉસકો હૈ. જો બૂરા માલુમ હોતા હૈ ઉસમેં ભી ઉસકા ભલા કરનેકાહી ઈરાદા હોતા હૈ ઔર ભલાહી અંદર છૂપા પડા હોતા હૈ. અપની સમઝમેં વહ નહિ આતા ઇસ લિયે અપનકો દુઃખ હોતા હૈ. મગર વહ સબ કુછ ભલે કે લિયે હી કરતા હૈ.")

## (૬) હિન્દુ મુસલિમ હુલ્લડ

એક દિવસ સાંજે સ્વામીજીને લઇને ડૉ. મહાદેવીઆ, મગનલાલ અને મણિશંકર ગામ બહાર સ્મશાનમાં આવેલા મોટેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયેલ. સૂર્યાસ્ત વખતે ગામ બહારના રસ્તેથી ચારે પાછા આવ્યા. દવાખાના નજીક આવતાં દૂરથી દવાખાના પાસે લોકોનું ટોળું જોતાં સૌને નવાઈ લાગી. પાસે આવતાં ખબર પડી કે તેઓ ગામ બહાર હતા તે દરમિયાન હિન્દુ મુસલિમ વચ્ચે છમકલું થઇ જતાં કેટલાય માણસો જખ્મી થયેલ, જેને લઇને ટોળું પાટાપીંડી માટે દવાખાને આવેલ. ચારે ઉતાવળે દવાખાનામાં ગયા તો કેટલાંક માણસો લોહીલોહાણ સ્થિતિમાં બેઠાં હતાં. આ દશ્ય જોઈ સ્વામીજીને ખૂબ લાગી આવ્યું અને દુઃખપૂર્ણ અવાજે બોલ્યાઃ "રામજી, આ તારી કઇ જાતની લીલા છે? અજ્ઞાનને લઇને આ લોકો શું કરી રહ્યા છે તેનું તેમને ભાન નથી. રામજી, આ લોકોને સાચી સમજ આપ અને ખરો રસ્તો બતાવ." ("રામજી, યહ તેરી કયા લીલા હૈ? અજ્ઞાનમેં યહ લોગ કયા કર રહે હૈ, ઇસકા ઉસકો જ્ઞાન નહિ. રામજી, ઉસકો સચ્ચી સમઝ દો ઔર સચ્ચા રાસ્તા બતાઓ.") સ્વામીજી ત્યાં જ ખુરશી ઉપર બેસી ગયા અને મગનલાલ તથા મણિશંકરે ડૉ. મહાદેવીઆની મદદમાં ઘા ધોવાનું

અને પાટા બાંધવાનું શરુ કર્યું. બધાને પાટાપીંડી થઈ ગયા. પછી તેઓ સ્વામીજી સાથે તેમના ઉતારે આવ્યા.

થયેલ છમકલામાંથી ધીમેધીમે થોડા દિવસ બાદ હિન્દુ મુસલિમ હુલ્લડ ફાટી નીકળ્યું. હુલ્લડની શરૂઆત સાંજના ચાર વાગ્યાના સુમારે થઇ હતી. સાંજ સુધીમાં તો હુલ્લડ આખા ગામમાં પ્રસરી ગયું અને દવાખાનું ગામને છેવાડે—લગભગ ગામ બહાર—હોવા છતાં તેની સામે પણ સડક ઉપર ટોળાં રીડિયો અને દેકારો કરતાં ફરતાં માલુમ પડયાં.

મગનલાલે તે દિવસે નોકરીમાંથી રજા લીધેલ. સવારના સ્વામીજી પાસે હતા. વચમાં બપોરે જમવા ગયેલ અને જમીને પાછા સ્વામીજી પાસે આવી ગયેલ. પાંચ વાગ્યે નિશાળમાંથી છૂટીને મણિશંકર પણ સીધા સ્વામીજી પાસે આવી ગયેલ. તેઓ આવી ગયા બાદ ટોળાં દવાખાના સામે આવી પહોંચ્યાં.

રાત પડી ગઈ પરંતુ ઘેર જઈ શકાય તેવી સ્થિતિ ન હતી. જમવા વિષેની તો ચિંતા ન હતી કેમકે ડો. મહાદેવીઆ તેમને મૂકીને જમે તેમ ન હતા; પરંતુ બન્નેને ઘેર બધાં તેમની ચિંતા કર્યા કરે તેની ફિકર હતી. એટલે ટોળું દવાખાના આગળથી ગામ તરફ દૂર ખસતાં જ બન્ને દવાખાનામાંથી બહાર નીકળ્યા અને પોતપોતાના ઘર તરફ રવાના થઈ સહીસલામત ઘેર પહોંચી ગયા.

બરાબર નિશાળ છૂટવાના વખતે હુલ્લડ ફાટી નીકળેલ એટલે જે વિદ્યાર્થીઓ ઘેર પહોંચી ન શકયા તેઓ ઓળખીતાં-પાળખીતાં, સગાં-સંબંધી વગેરેમાંથી જેનું ઘર પહેલું નજરે પડયું તેને ત્યાં ભરાઈ ગયેલ. હાઇસ્કૂલથી ગામ તરફ આવતાં રસ્તામાં ગામ બહાર એક નાનું જીન હતું, તે જીનવાળાના કુટુંબના

છોકરાઓ તથા બીજા થોડા વિદ્યાર્થીઓ ગામમાં હુલ્લડને લઈને, જીનમાં રોકાઈ ગયેલ. આ વાત મણિશંકરે મગનલાલને કરેલ.

મગનલાલ ભોજન માટે થાળી ઉપર બેઠા, ત્યાં તેમને જીનમાં રોકાઇ ગયેલ વિદ્યાર્થીઓનું સ્મરણ થયું અને તરત જ ઊભા થઈ જઈ તેમની માતાને, "જીનમાં વિદ્યાર્થીઓ ભૂખ્યા બેઠા છે. તેમને અહીં નાસ્તા માટે તેડી લાવું." એમ કહી તેઓ જીન તરફ ચાલી નીકળ્યા.

જીનના મકાનની બાજુની ગલ્લીમાં તે જ મકાનની એક બારી પડતી હતી. ત્યાં આવી મગનલાલે જોરથી બે ચાર સાદ દીધા. બારી ઉઘાડયા વગર કોઈએ અંદરથી સામો પ્રશ્ન કર્યો, "કોણ છે?" મગનલાલે જવાબ આપ્યો, "હું—મગનલાલ, બારી તો જરા ઉઘાડો." એક આંખ જોઈ શકાય તેટલી બારી ઉઘાડી કોઈએ પૂછ્યું, "શું છે?" મગનલાલે કહ્યું, "અહીં જે વિદ્યાર્થીઓ છે તેમને મારી સાથે મોકલો. મારે ત્યાં થોડો નાસ્તો કરાવી પાછો અહીં મૂકી જાઉં છું." આશ્ચર્ય અને ભયમિશ્રિત સ્વરે ઉત્તર મળ્યો, "ભલા માણસ, તમો પણ ઠીક લાગો છો. એક ટંક ભૂખ્યા રહ્યે કોઇ મરી નહિ જાય. તમો પણ બહાર રખડો મા. ઝટ ઘર ભેગા થઇ જાઓ." વાકય પૂરું થતાં પહેલાં તો બારી પાછી બંધ થઇ ગઈ. બંધ બારી તરફ જોઈ મગનલાલે કહ્યું, "અહીં કશું ભય જેવું નથી. આ રસ્તો તદ્દન સલામત છે. ભય જેવું હોય તો હું જ અહીં કેવી રીતે આવી શકું?" પરંતુ આ શબ્દો ભીંત સાથે અફળાઇ વિલય પામ્યા. કશો જવાબ મળ્યો નહિ એટલે મગનલાલ પાછા ફર્યા.

બાજુમાં જ ઈમારતી લાકડાની એક લાતી હતી જેનું મુખ્ય દ્વાર દવાખાનાની સડક ઉપર પડતું હતું. જે ટોળું

દવાખાના આગળથી પાછું ફર્યું હતું તે આ લાતીને આગ લગાડી ચાલતું થયું હતું. મગનલાલ ઘેર પાછા ફરતા હતા તે જ વખતે આગની ખબર પડતાં લાતીના માલિક આવી પહોંચ્યા હતા અને પોકો મૂકી રડતાં રડતાં મોટા અવાજે બોલતા હતા કે, "અંદર ગાય બાંધેલ રહી ગયેલ છે. કોઈ ગૌમાતાને બચાવો, દોડો—ગૌમાતાને બચાવો." મગનલાલને સમજાયું નહિ કે શેઠ ખરેખર ગૌમાતાને બચાવવા માટે પોકાર કરી રહ્યા છે કે લાતીને બચાવવા? મગનલાલે તેમને કહ્યું, "અત્યારે તો અહીં કોઈ આવે તેમ લાગતું નથી. હું અને તમો બે જ છીએ. ખરેખર ગૌમાતા માટે પ્રેમ હોય તો હું અહીં ખોટી થાઉં અને તમો પોતે જ અંદર જઈને ગાયને છોડી લાવો. શેઠે પોતાના પોકારોમાં આ શબ્દો સાંભળ્યા કે નહિ તે તો કોણ જાણે, પરંતુ એટલામાં, આ લત્તો કોળીવાડનો હોઇ, કોળીઓનું મોટું ટોળું કે જે તે લત્તાનું રક્ષણ કરવા માટે ફરતું હતું તે આવી પહોંચ્યું. જોખમ ખેડીને ગૌમાતાને બચાવવાની શેઠની ઇચ્છા લાગતી ન હતી, પરંતુ પ્રભુએ મુગા પ્રાણી તરફ દયા કરી ટોળાને ત્યાં મોકલ્યું.

ટોળું આવી ગયા પછી મગનલાલ ઘેર આવ્યા અને જમીને સૂતા. બીજે દિવસે સવારે રાજધાનીના મુખ્ય શહેર જૂનાગઢથી પોલિસ અને મિલિટરી આવી અને કરફ્યુ જાહેર થયો.

આ હુલ્લડ દરમિયાન મગનલાલ અને મણિશંકરની, તેઓ ડૉ. મહાદેવીઆના ખાસ મિત્રો હોઇ, તેમ જ તે જ કમ્પાઉન્ડમાં સ્વામીજીનો ઉતારો હોઈ દવાખાનામાં સતત હાજરી હતી અને તેઓ ત્યાં દવાખાનામાં આવતા બન્ને કોમના ઘવાયેલાઓને પાટા-પીંડી કરવામાં ડૉ. મહાદેવીઆની મદદમાં રહ્યા હતા.

આવા વાતાવરણમાં સ્વામીજીને ત્યાં વધુ રોકવા ઉચિત

નહિ હોવાથી તેમને વેરાવળ પહોંચાડવાની ગોઠવણ કરવાનો ત્રણે વિચાર કરતા હતા. વિચારને અંતે નક્કી થયું કે મોટરનું સાધન મળે કે તુરત જ ગમે તે હિસાબે ગુરુવાર પહેલાં સ્વામીજીને વેરાવળ પહોંચાડી દેવા. આ રીતે ઉપડવાનું નક્કી થતાં સ્વામીજીએ કાન્તિલાલને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો:

ઊના,

તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૩૦

વહાલા રામ

શ્રી રામના તમારા સર્વના ઉપર આશીર્વાદ હો!

પ્રભુની ઇચ્છા છે કે રામદાસાનુદાસે આરામ માટે અહીં રહેવું. ડૉ મહાદેવીઆની માયાળુ સંભાળ નીચે તેઓ રહેશે. રામદાસ અને પોપટભાઈ અહીંથી વેરાવળ વહેલામાં વહેલી તકે એટલે કે મોટરનું સાધન મળે કે તરત જ—કોઈપણ હિસાબે ગુરુવાર પહેલાં—અહીંથી ઊપડે છે. રામની ઇચ્છા પૂર્ણ થાઓ.

તમારો પ્રેમમય પત્ર અને ગીત મળ્યાં. એમ લાગે છે કે તમારી અંદર રહેલી કવિત્વશક્તિ સંપૂર્ણપણે જાગૃત થતી ચાલી છે. પ્રયાસ ચાલુ રાખો.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

તા. ક. રામદાસ આજે જ ઊપડે છે. વઢવાણ સીધો આવે છે.

[ **Una,**

D/- 18th February 1930

Beloved Rama,

May Shree Rama bless you all.

It is the Will of God that Ramdasanudas should

stay here for his rest. He remains here under the kind care of Dr. Mahadevia. Ramdas and Popatbhai are starting from here at the earliest opportunity i.e. as soon as a motor vehicle is available—at any rate before Thursday. His Will be done.

Your loving letter and song received. It appears, the poet in you is getting wide awake. Spin on ahead.

Love and Namaskars to you all.

**Ramdas.**

P. S.

Starting to-day. Coming direct to Wadhwan.]

આ પત્ર લખાશે એટલામાં ત્યાં પોલિસ પાર્ટી સાથે આવેલ જૂનાગઢના તે વખતના પોલિસ ઉપરી શ્રી. છેલશંકર ડૉ. મહાદેવીઆને ત્યાં તેમને મળવા આવ્યા. આ વખતે સ્વામીજી ડૉ. મહાદેવીઆના મકાનમાં બેઠા હતા. સ્વામીજીને જોઈ શ્રી. છેલશંકરે તેમને પ્રણામ કર્યા. એટલામાં તેમની નજર સંત પોપટભાઈ તરફ પડી અને તેમને જોતાં જ હર્ષાવેશમાં તેમના તરફ દોડી તેઓ તેમને ભેટી પડ્યા. સંત પોપટભાઈ તેમના બાલપણના મિત્ર હતા. પછી ડૉ. મહાદેવીઆ તરફ ફરી તેમણે તેમને કહ્યું, "આવા વાતાવરણમાં આવા સંતોને અહીં રાખવા ઠીક નથી." ડૉ. મહાદેવીઆ કહે, "અમો તે જ વિચાર કરતા હતા ત્યાં તમો આવ્યા." એટલે શ્રી. છેલશંકરે કહ્યું, "વેરાવળ પહોંચાડવાની હું આજે જ સગવડ કરી

આપીશ." આ જવાબ સાંભળતાં જ સ્વામીજીએ કાન્તિલાલ ઉપર લખેલ પત્રમાં તાજા કલમ "રામદાસ આજે જ ઊપડે છે. વઢવાણ સીધો આવે છે" (Starting today. Coming direct to Wadhwan) ઊમેરી કાગળ ટપાલમાં રવાના કરવા આપ્યો હતો. શ્રી. છેલશંકરે મોટરનો પ્રબંધ કરી આપી જમ્યા પછી બપોરે સ્વામીજી તથા સંત પોપટભાઈને વેરાવળ પહોંચાડી દીધા. ત્યાંથી સ્વામીજી અને પોપટભાઈ વઢવાણ આવ્યા અને વઢવાણથી સ્વામીજી ફરતા ફરતા પાછા કાસરગોડ પહોંચ્યા.



# પ્રકરણ ૧૪મું

## —: પત્રો :—

વઢવાણ સીટી

વહાલા રામ,

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો.

રામદાસ ઉપર આવેલા બધા પત્રો ઝીલીને સરનામે મોકલાવી આપશો.

એક જ સત્યનું તમો બધા પ્રાકટ્ય છો. આનો સાક્ષાત્કાર કરો અને આ સત્યના જ્ઞાનયુક્ત આચરણ રાખો. હરેક જાતનું સાહિત્ય વાંચીને તમારા મનને મુંઝવણમાં નાખશો નહિ. તમારી અંદર રહેલા સત્યને વળગી રહો. માર્ગદર્શન માટે અંદર વળો. તમારી અંદર પ્રભુ બિરાજી રહ્યો છે.

પ્રભુ, શુદ્ધ શાન્તિ, પ્રેમ અને આનંદ છે. અંદર ઊતરો, તેને શોધી લો અને પછી તેના હાથમાં પોતાને મૂકી દો. શંકા અને ભયને તજી દો. તમો કેટલે પહોંચ્યા છો તેની તમોને ખબર છે. સત્યમાં દૃઢ રીતે સ્થિત થાઓ. માથે આસમાન તૂટી પડે તો પણ ઢચુપચુ થાઓ નહિ—ડગો નહિ.

પ્રભુ તમોને સાથ આપો.

તમો સર્વેને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Wadhwan City.**

Beloved Rama,

May Shree Rama bless you all.

Kindly, redirect all letters for Ramdas received at your end to Jhansi address.

You are all manifestations of one Truth. Realise this and act in the knowledge of this Truth. Don't confuse your mind by reading all kinds of literature. Cling to the Truth within you. Seek within for guidance. God dwells in you. God is pure peace, love and joy. Go within and find Him and then place yourself entirely in His hands. Give up doubts and fears. You know where you stand. Stand firm in Truth. Don't flinch and waver even if heavens should fall. May God be ever with you.

Love to all.

**Ramdas.** ]

**આગ્રા,**

તા. ૧૩ મી માર્ચ, ૧૯૩૦.

**વહાલા રામ,**

શ્રીરામના તમારા સૌ ઉપર આશીર્વાદ હો.

મહાદેવપ્રસાદે ઝાંસીથી તમારો પત્ર અહીં મોકલ્યો છે. ઝાંસીને સીરનામે બધા કાગળો જલદી મોકલાવી આપશો. ૧૬મીએ ઝાંસી જવા માટે રામદાસ આ સ્થળ છોડે છે.

પ્રભુનો સાક્ષાત્કાર કરવો તે જીવનનું ધ્યેય છે. બીજા બધા આદર્શો મિથ્યા છે. રામમંત્રનો ત્યાગ કરતા નહિ.

તમો સર્વેને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Agra,**

D/. 13th March, 1930.

Beloved Rama,

May Shree Rama bless you all.

Mahadevprasad has sent here your letter from Jhansi. Kindly direct at once all letters for Ramdas to Jhansi address. Ramdas leaves this place for Jhansi on the 16th instant.

Realisation of God is the goal of life. All other ideals are false. Don't give up Rama Mantram. Om. Om. Om.

Love to all.

**Ramdas.** ]

ઉપરના બે પત્રો મળ્યા બાદ મગનલાલ અને મણિશંકરને ઊના છોડવું પડયું. બન્ને મુંબઈ આવ્યા. મુંબઈમાં મગનલાલે ગૃહપતિ તરીકેની નોકરી સ્વીકારી. મુંબઈના વાસ દરમિયાન તેમના પર નીચેના પત્રો આવ્યા હતાઃ

**આનંદાશ્રમ,**

**કાસરગોડ,**

તા. ૧૨ મી ઓક્ટોબર, ૧૯૩૦

**વહાલા રામ**, ( કાન્તિલાલ. )

શ્રીરામના તમારા સૌના ઉપર આશીર્વાદ હો. તમારો માયાળુ પત્ર મળ્યો. વાંચી આનંદ થયો.

હા. રામદાસ પાછો આશ્રમમાં આવ્યો છે. તે વાંચે છે, લખે છે અને વાતો કરે છે. તે "ઈશ્વરની શોધમ" ની પુરવણી રૂપે "ઈશ્વરના સાનિધ્યમાં" નામનું પુસ્તક લખે છે. લગભગ અધું લખાઈ ગયું છે.

હવે તમો છાપવાળા કવિ બની ગયા. સરસ ! તમારી અંગ્રેજી કવિતા ઘણી જ સુંદર છે. તમોને પ્રકાશ પ્રાપ્ત થયો છે; તેને બહાર આવવા દો.

મગનલાલ ત્યાં જ છે. તેઓ પત્ર કેમ લખતા નથી ? તેમને લખવાનું કહેશો. રામદાસને તેમના "માયાગોટાળામાંથી બ્રહ્મગોટાળામાં કૂદકો" શબ્દો યાદ આવે છે અને રામદાસ હસે છે.

સાચું. બધું રામની લીલા છે. હમેશાં પવિત્ર અને આનંદી રહો. તમારા અને વિશ્વના માલિકને ભુલી જતા નહિ. તેના નામનું સ્મરણ કરો. બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[**Anandashram**
Kasaragod,
D/- 12th October, 1930.

Beloved Rama, (Kantilal.)

May Shree Rama bless you all. Read your kind letter. It is simply delight to read it.

Yes. Ramdas is back again to the Ashram

—reading, writing and talking. He is writing a new book—half of it is nearly complete— "In the Vision of God"—a sequel to "In Quest of God."

So you have turned into a confirmed poet. This is good. Your English poem is really beautiful. You have the light. Let it out.

Maganlal is there. Why does he not write? Please ask him to. Ramdas remembers his words "a leap from Maya Gotala into Brahma Gotala." Ha—Ha—Ha!

Right. Everything is Rama's play. Be always pure and cheerful. Forget not Him who is the Lord of your being and of the Universe. Remember His name.

Love to all.

**Ramdas]**

**આનંદાશ્રમ,**
**કાસરગોડ,**
તા. ૨૧ નવેમ્બર, ૧૯૩૦.

વહાલા મિત્રો, ( કાન્તિલાલ, મગનલાલ, મણિશંકર. ) શ્રીરામના તમારા ઉપર આશીર્વાદ હો.

તમારો સંયુક્ત પત્ર રામદાસે આનંદ સાથે વાંચ્યો.

પ્રવૃત્તિ એજ જીવન છે. નિષ્કામપણે કરવામાં આવતી પ્રવૃત્તિ એજ ખરું જીવન છે. વ્યક્તિત્વના ભાન રહિત થઈને કોઇપણ પ્રવૃત્તિ કરવામાં આવે તે ખરાબ નથી. આળસ એ

જીવનને ઝેર કરી નાખતો અને આપણી અંદરના આનંદ અને શાન્તિના શુદ્ધ ઝરાને કલુષિત કરતો શાપ છે. સાચા ધ્યેયની પ્રાપ્તિ માટેની લડત, મહેનત અને તરફડાટ આપણને ઊંચે લઈ જાય છે અને આપણું જીવન ઉન્નત બનાવે છે. તમારાં મન અને હૃદયને શુદ્ધ કરો અને પ્રભુએ તમોને જે સ્થિતિમાં મૂકયા હોય તે સ્થિતિમાં રહીને, પ્રાણી માત્રના હૃદયમાં બિરાજી રહેલ પ્રભુની સેવામાં તમારી જાતનું સમર્પણ કરો. પ્રવૃત્તિનો ત્યાગ કરશો નહિ. આ તમોને રામદાસનો સંદેશો છે.

મગનલાલ—બ્રહ્મગોટાળો પણ નથી અને માયાગોટાળો પણ નથી. બધે એક માત્ર ઈશ્વર જ છે. બધામાં રહેલા ઈશ્વરને ચાહો. બધામાં રહેલા ઈશ્વરની સેવા કરો. આ તમારો ધર્મ બનો.

રામદાસ.

Anandashram
Kasaragod,

D/- 21st November, 1930.

Beloved friends, (Kantilal, Maganlal, Manishankar)

May Shree Rama bless you all. Ramdas read with great joy your joint letter.

Activity is life. True life is activity performed in a spirit of Nishkama. No action is bad, so long as we do it from a purely impersonal standpoint. Idleness is the bane of life that embitters it and vitiates the pure spring of joy and peace within us. Struggle, strife and effort directed for right ends elevates us and ennobles our existence.

Purify your mind and heart and dedicate yourself to the service of the Lord who dwells in hearts of all beings, **in the field in which the Lord chooses to place you. Discard not action.** This is Ramdas's message to you.

Maganlal—there is neither Brahma-gotala nor Maya—gotala. It is God everywhere. Love Him in all. Serve Him in all. Let this be your religion.

**Ramdas. ]**

**આનંદાશ્રમ,**

**કાસરગોડ,**

તા. ૩૧ મી ડીસેમ્બર, ૧૯૩૦

**વહાલા રામ,** ( મગનલાલ—કાન્તિલાલ )

શ્રીરામ તમારું કલ્યાણ કરો. રામદાસે તમારા પ્રેમમય પત્રો આનંદથી વાંચ્યા.

ફરી ફરીને રામદાસને મળવાની ઇચ્છા કેમ થાય છે ! તેને તમો તમારી બહાર એક વ્યકિતવિશેષ રૂપે જોતા હો તો મળવાની ઇચ્છા કરવી વ્યાજબી નથી, કેમકે આવી ઇચ્છામાં નાશ અને વિયોગના દુઃખનો ભય છે. અને જો તમો રામદાસને આખા વિશ્વમાં વ્યાપી રહેલ અને તમારા હૃદયમાં બિરાજી રહેલ સર્વ—શ્રેષ્ઠ સત્ય તરીકે માનતા હો, તો મળવાની ઇચ્છાનો કંઇ અર્થ નથી. રામદાસને અવ્યકત, શાશ્વત અને અવિનાશી આત્મતત્ત્વ-રૂપે તમારા ચિત્તમાં સ્થાન આપો અને બહારના વ્યકત રુપ સાથેની આસકિતનો ત્યાગ કરો. આમ કરશો કે તરત જ તમો

બંધનમુક્ત થશો અને તમારી અંદરથી જ તમોને શાશ્વત શાન્તિ અને આનંદની પ્રાપ્તિ થશે. લોઢાની સાંકળની જગ્યાએ સોનાની સાંકળ મૂકો મા. બંને બંધનકર્તા છે.

રામદાસનો કાર્યક્રમ જેઓ તેને મળવાની ઇચ્છા રાખે છે, તેઓના મગજ ઉપર હથોડા મારી મારીને ઠસાવવાનો છે કે તેઓ જે સત્યને શોધે છે તે તેઓના હૃદયમાં જ છે.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram,**
Kasaragod,
D/. 31st. December, 1930.

Beloved Rama, ( Kantilal-Maganlal )

May Shree Rama bless you all. It is with delight, Ramdas read your letters, full of love.

Why again and again desire to see Ramdas? If you take him as merely an individual form outside you, it is not worthwhile to see him, as such a love is fraught with fear of loss and pain of separation. Whereas, if you understand Ramdas as the Supreme Truth that pervades the entire Universe and ever dwells in your hearts, then your desire has no meaning. Have Ramdas in your thoughts as the impersonal, immutable and deathless Cosmic Spirit and give up your attachment to external forms. Directly you do

this, you will attain liberation and immortal joy and peace within yourselves. Don't substitute a golden chain for an iron one. Both are causes of bondage.

Ramdas's programme is to hammer into the minds of those who crave to see Ramdas, that the Truth they seek, is dwelling in their own hearts

**Ramdas. ]**

## (૧) સાચો સાથ રામજીનો.

ઉપરનો પત્ર મળ્યા પછી મગનલાલની તબિયત લથડી. છેલ્લાં કેટલાંએક વર્ષોથી તેઓ ગામડાનું નિવૃત્તિપરાયણ પ્રવૃત્તિવાળું શિક્ષક તરીકેનું શાન્ત જીવન ગાળતા હતા. કયાં ગામડાંનાં હવાપાણી અને કયાં મુંબઈ જેવા શહેરનાં હવાપાણી ! કયાં ગામડાની શાન્તિ અને કયાં મુંબઈના ધમાલ અને ધાંધલવાળા પ્રવૃત્તિમય શહેરની અશાન્તિ !

તબિયત લથડતાં તેમને કાન્તિલાલના મોટાભાઈ દુર્ગાશંકરને ત્યાં લાવવામાં આવ્યા અને ઉપચાર શરૂ કર્યા. એક દિવસ ડૉક્ટરે કાન્તિલાલને બાજુએ બોલાવી કહ્યું, "મગનલાલનું હૃદય નબળું પડી ગયું છે. ક્યારે બંધ પડી જાય તે કહી શકાય નહિ. પારકી થાપણ છે. કંઇ થશે તો કાળી ટીલી લાગી જશે. માટે વહેલામાં વહેલી તકે તેમને તેમના માતા પિતા પાસે મોકલાવી આપો." આ સાંભળી કાન્તિલાલ અને તેના આખા કુટુંબને ખૂબ દુઃખ થયું. જે ડૉક્ટરને દરદીના આરામની આશા જણાતી ન હોય તેની દવા ચાલુ રાખવી યોગ્ય નથી તેમ માની દુર્ગાશંકરે બીજા જ દિવસથી બીજા ડૉક્ટરની સારવાર નીચે મગનલાલને મૂકયા અને તેને ભલા-

મણ કરી કે કોઈ પણ હિસાબે આઠ દશ દિવસમાં જૂનાગઢ સુધી મુસાફરી કરી શકે તેવી સ્થિતિમાં તેને મૂકી આપો.

આ નવા ડૉકટરની સારવારથી દિવસે દિવસે તબિયત સુધરતી જણાઈ. જૂનાગઢ એકલા મોકલી શકાય નહિ એટલે સારા સથવારાની શોધ શરૂ કરી અને એક સ્નેહીનો સથવારો મળતાં તેની સાથે મગનલાલને જૂનાગઢ મોકલવાનું નક્કી કર્યું.

નિશ્ચિત કરેલ દિવસે મગનલાલ દુર્ગાશંકરને ત્યાંથી નીકળી સ્ટેશન ઉપર આવ્યા. સ્ટેશન સુધી મૂકવા કાન્તિલાલ સાથે આવેલ. એક ડબામાં બિછાનું પાથરી મગનલાલને તે પર સુવડાવી કાન્તિલાલ પેલા સ્નેહીને શોધવા ગયા. એન્જીનથી ગાર્ડના ડબા સુધી અને ગાર્ડના ડબાથી એન્જીન સુધી ત્રણ ચાર વખત આંટા માર્યા પરંતુ પેલા ભાઈ ક્યાંય દેખાયા નહિ. બિમારનો સાથ કોણ સ્વીકારે! બિમારનો બોજો કોણ ઉપાડે? કાન્તિલાલ નિરાશ થઈ મગનલાલ પાસે આવ્યા અને હકિકત જણાવી. એટલામાં ગાડી ઊપડવાનો વખત થતાં મગનલાલને એકલા મૂકવા યોગ્ય નહિ એ વિચારે કાન્તિલાલ ડબામાં ચડી ગયા. દાદર સ્ટેશન આવતાં ફરી પેલા સ્નેહીને શોધ્યા પરંતુ મળ્યા નહિ, એટલે મગનલાલ પાસે આવી તેમણે તેમને નીચે ઊતરી જવા જણાવ્યું. મગનલાલે જવાબમાં કહ્યું, "સાથની કંઈ જરૂર નથી. રામજી અને રામદાસજી સાથે જ છે. ચિંતા કરો નહિ. માનવીના સાથ કરતાં રામજીનો સાથ વધારે ઉત્તમ છે." એટલામાં ગાડીની વ્હીસલ થઈ અને ગાડી ઊપડી. કાન્તિલાલ કંઈ બોલી શકયા નહિ, તેમની આંખમાં પાણી આવી ગયાં. રડી પડયા. મગનલાલે કહ્યું, "રડો નહિ, કંઈ થવાનું નથી. રામજી ઘેર જરૂર પહોંચાડી દેશે." કાન્તિલાલ પાછા ફર્યા. ગાડી આગળ ચાલી.

વીરમગામ સ્ટેશન આવ્યું. અહીં ગાડી બદલાવાની હતી. મગનલાલમાં સંપૂર્ણ આત્મબળ સ્વામીજીની કૃપાથી રામજીએ મૂકી

દીધું હતું. તેઓ નીચે ઊતર્યા અને મજૂરને બોલાવી, સામાન ઉપ-ડાવી સામેની ગાડીમાં બેસવા ચાલ્યા. ત્યાં સામે જ અચાનક પેલા સ્નેહી ભટકાયા. મગનલાલને જોતાં જ તેઓ ઝંખવાણા પડી ગયા અને બોલ્યા, "મુંબઈ સ્ટેશને તમોને ક્યાંય જોયા નહિ. હવે ચાલો, આપણા ડબામાં આવી જાઓ." મગનલાલે જવાબ આપ્યો, "હવે સાથની કંઈ જરૂર નથી જેણે વીરમગામ પહોંચાડયો તે જૂનાગઢ જરૂર પહોંચાડશે."

જૂનાગઢ આવી સ્વામીજીને માંદગીના ખબર આપ્યા. તેમના તરફથી નીચે પ્રમાણેના એક પછી એક ત્રણ પત્રો આવ્યાઃ

આનંદાશ્રમ,
રામનગર

તા. ૭ મી જુન, ૧૯૩૧.

વહાલા રામ,

પ્રભુના તમારા ઉપર આશીર્વાદ ઊતરો. તમારો પત્ર આનં-દથી વાંચ્યો.

બધી વસ્તુમાં ઈશ્વરનો વિશ્વાસ રાખો. ચિંતા કરો નહિ. પ્રભુ તમારી તબિયત સુધારી દેશે, મક્કમ રહો. વારંવાર પત્ર લખતા રહો. પ્રભુનું સ્મરણ નિત્ય ચાલુ રાખો.

હાલમાં રામે રામદાસનું જીવન અતિશય પ્રવૃત્તિવાળું બનાવી દીધું છે. પ્રવૃત્તિમાં એ કંઈ પણ કરતો નથી, છતાં તે સંપૂર્ણરીતે પ્રવૃત્તિમય છે. પ્રભુની શક્તિ તેનામાં અને બધે કામ કરી રહી છે, તેની ઈચ્છા પ્રમાણે થવા દો.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram,**
Ramnagar,
D/. 7th June, 1931.

Beloved Rama,

May the Lord bless you all.

Your loving post-card is a delight to read. Trust God in all things, don't worry and God will set your health right. Be steady. Write often. Repeat God's name always.

At present, Rama has made Ramdas's life extremely busy—busy about doing nothing. Still he is fully active. It is God's power that is at work in Ramdas and everywhere. His Will be done.

Love to all.

**Ramdas.** ]

**આનંદાશ્રમ,**
**રામનગર,**
તા. ૨૦ મી જુન, ૧૯૩૧.

**વહાલા રામ,**

પ્રભુ તમારું સૌનું કલ્યાણ કરો. તમારી તબિયત સુધરતી આવે છે તે જાણ્યું. હમેશાં સ્થિર અને આનંદી રહો. આ પ્રમાણે કરશો તો શરીર અને મન બન્નેની તંદુરસ્તી તમો જાળવી શકશો. દુનિયાનાં તમામ દર્દો માટે ભજન એ તરણોપાય છે. તમારી અંદર રહેલા શાશ્વત સત્યની સાથે સંવાદી બનો.

આંતરદર્શનની પ્રાપ્તિ કરો અને મુક્તિ તથા શાન્તિ મેળવો.

તમો સર્વને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram,**

Ramnagar,

D/. 20th June, 1931.

Beloved Rama,

May the Lord bless you all. Your loving post-card to hand. So you are recovering your health. Be steady and cheerful at all times. Then you will be able to maintain both the health of your body and mind. Bhajan is the panacea for all the ills of the world. Be ever in tune with the immortal Truth that dwells in you. Have the inner Darshan and attain liberation and peace.

Love to all.

**Ramdas.** ]

**આનંદાશ્રમ,**

**રામનગર,**

તા. ૩ જી જુલાઈ, ૧૯૩૧.

**વહાલા રામ,**

પ્રભુ તમારું કલ્યાણ કરો. તમારું પ્રેમભર્યું પત્ર મળ્યું.

તમોએ સંપૂર્ણરીતે તંદુરસ્તી પાછી મેળવી જાણી રામદાસ ખુશ થયો. તમો શુદ્ધ અને સરળ છો. એક સુંદર ઉક્તિ

છે કે "દુર્દૈવ સામે ઝઝૂમતા પ્રામાણિક માનવીનું દૃશ્ય, દેવો પણ આનંદથી જોઈ રહે છે." વીર અને ઉદાત્ત બનો અને જીવનનાં બધાં તોફાનોનો શાન્તિથી સામનો કરો. સ્થિર રહો. એટલે કે તમારા મનને દરેક સ્થિતિમાં દૃઢ અને શાન્ત રાખો.

રામદાસને કેટલીક વાર ઘણા પત્રો લખવાના હોય છે એટલે એક યુવાન રામ તેને આ કામમાં મદદ કરે છે. હવે લખાણ કરતાં હાથ જલદી થાકી જાય છે.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram,**
Ramnagar,
D/. 3rd July, 1931.

Beloved Rama,

May the Lord bless you all. Your post-card full of love to hand.

Ramdas is glad, you have completely regained your health. You are a pure and simple soul. There is a beautiful saying: "An honest man struggling with misfortune is a sight which Gods may look upon with pleasure." Be noble and brave, and face calmly all the storms of life. 'Be steady' means keep your mind firm and peaceful in all conditions.

Since Ramdas has sometimes to write many letters, a young friend has been helping

in his work. Nowadays the hand gets tired soon in writing work.

Ramdas ]

## (૨) સંતોની એકરુપતા

આ માંદગીમાં મગનલાલને એમ લાગેલ કે કદાચ શરીર પડી જાય. શરીર પડી જાય તેની ચિંતા ન હતી પરંતુ વિધિસર દીક્ષા લઈ કોઈને ગુરુ કરેલ નહિ હોઈ નગુરા સ્થિતિમાં દેહ છોડવો પડે તેનું તેમને દુ:ખ હતું. સ્વામીજીને ગુરુ તરીકે માનતા અને રામ-મંત્રનો જાપ કરતા, પરંતુ ગુરુ તરીકે તેમની પાસેથી રામમંત્ર લીધો ન હતો. શરીરની આવી હાલતમાં આશ્રમ સુધી દીક્ષા લેવા જઈ શકાય તેવી સ્થિતિ ન હતી, એટલે શું કરવું તેની મનમાં ગડભાંગ ચાલ્યા કરતી હતી. એકાએક મનમાં પ્રકાશ થયો કે ' સંતો બધા એકરુપ જ છે. બીલખા નજીક જ છે. ત્યાં મહારાજશ્રી નથુરામ શર્મા બિરાજે છે. સહેજ ઠીક થાય અને ગાડીમાં બેસી શકાય તેટલી શક્તિ આવે કે તરત જ બીલખા જઇ આવવું. ત્યાં જઈ તેમને રામદાસ સ્વામી માની તેમની પાસેથી દીક્ષા લેવી " આ પ્રમાણે પ્રકાશ થતાં જ તે પ્રમાણેની તેમણે પ્રતિજ્ઞા લીધી.

મગનલાલના પિતા તથા બાપાના સ્નેહી ધનેશ્વરભાઇની દવા ચાલતી હતી. ધનેશ્વરભાઈનું મકાન સો વારને અંતરે જ હોવા છતાં રસ્તામાં બે વખત થાક ખાવા બેસવું પડતું હતું. પહેલો વિસામો લેવા હરિલાલ નાનજી ભટ્ટને ત્યાં બેસતા.

એક દિવસ હરિલાલના મકાનમાં વિસામા માટે દાખલ થતાં જ તેમણે એક અજાણી વ્યક્તિને ત્યાં બેઠેલી જોઇ. હરિલાલે પૂછયું, "મગનલાલ, આમને ઓળખો છો ? " મગનલાલે ચહેરા તરફ બે ત્રણ મિનિટ જોઈ કહ્યું, " માણેકલાલભાઈના પુત્ર કેશવલાલ લાગે છે. "

કેશુભાઈ મગનલાલને આમ ઓળખાણ આપતા જોઈ તાજુબ થયા. તેઓ પોતે ઓળખાણ તાજી કરી શકયા નહિ એટલે હરિભાઈએ તેમને કહ્યું, "જગજીવનદાસ સુરદાસના ભત્રિજા અને લાધાભાઈના પુત્ર." ઓળખાણ પડતાં જ તેઓ આનંદમાં મગનલાલને ભેટી પડયા. માણેકલાલભાઈ, જગજીવનદાસ અને લાધાભાઈના ખાસ મિત્ર હતા અને જગજીવનદાસને ત્યાં તેમની દરરોજની બેઠક હતી.

મુંબઈમાં મગનલાલ બિમાર પડયા તે વખતે વર્તમાનપત્રમાં ભાવનગરની એક સંસ્થા માટે ગૃહપતિ માટેની જાહેરખબર આવેલ. તેમાં નીચે સેક્રેટરી તરીકે કેશુભાઇની સહી હતી. મગનલાલે તે વખતે એક અરજી લખી ટપાલમાં નખાવી દીધેલ. આ વાતને ત્રણ ચાર માસ વીતી ગયા હતા. અચાનક આ વાત યાદ આવતાં મગનલાલે કેશુભાઈને પૂછયું: "પેલી ગૃહપતિ માટેની જાહેરખબર આવેલ તે કોઈને રાખ્યો કે નહિ? કોને રાખ્યો?" કેશુભાઈએ જવાબ આપ્યો, "મુંબઈથી કોઈ મગનલાલે અરજી કરેલ તેને પસંદ કરી પત્ર લખેલ છે પરંતુ કંઇ જવાબ મળ્યો નથી. અહીંથી ભાવનગર ગયા પછી પણ જવાબ નહિ આવ્યો હોય તો બીજા માટે તજવીજ કરીશું." મુંબઈથી અરજી કરનાર મગનલાલ જ પ્રશ્ન પૂછે છે તે કેશુભાઈ જાણતા ન હતા. મગનલાલને તેમનો જવાબ સાંભળી તેમ જ રામજી કઇ રીતે કામ કરી રહ્યો છે તે જોઇ હસવું આવ્યું. કેશુભાઇએ હસવાનું કારણ પૂછતાં મગનલાલે જવાબ આપ્યો, "મુંબઇથી અરજી કરનાર મગનલાલ હું પોતે જ." આ સાંભળી કેશુભાઈ હર્ષમાં આવી જઈ બોલી ઊઠયા, "ત્યારે તો આજે જ મારી સાથે જ તમારે ભાવનગર આવવાનું છે." મગનલાલની તબિયત હજુ બરાબર થઈ ન હતી, તે ઉપરાંત પ્રતિજ્ઞા પ્રમાણે તેમણે બીલખા જવાનું હતું, છતાં આમાં રામજીનો જ શુભ સંકેત સમજી તેમણે જવાબ આપ્યો, "નોકરી કરી શકાય તેવી હજુ શરીરની સ્થિતિ

નથી, છતાં આ બધું રામજીની યોજનાનુસાર જ થયું છે એટલે આજથી પંદર દિવસની અંદર જરૂર આવીશ. "

બે ત્રણ દિવસ પછી મગનલાલ બીલખા ગયા. આ વખતે મહારાજશ્રી બિમાર હતા અને તેઓશ્રીના અંતિમ દિવસો જતા હતા. માણેકલાલભાઈ પણ ત્યાં જ હતા. તેમને મગનલાલે દીક્ષાની વાત કરી. તેમણે મહારાજશ્રીની સ્થિતિ જણાવતાં લાચારી બતાવી, છતાં મહારાજશ્રીને પૂછીને છેવટનો જવાબ આપવા જણાવ્યું. બપોર પછી તેઓએ મહારાજશ્રીને વિનતિ કરી અને તેઓશ્રીએ વિનંતિનો સ્વીકાર કર્યો.

બીજે દિવસે સવારે મગનલાલને અંદર લઈ જવામાં આવ્યા. મહારાજશ્રીએ સૂતાં સૂતાં જ દીક્ષા આપી. મગનલાલે તેમને રામદાસ સ્વામી માનીને દીક્ષા લીધી. નવાઈની વાત તો એ બની કે મહારાજશ્રીએ મગનલાલને "શિવમંત્ર" ને બદલે "રામમંત્ર" આપ્યો. આ રીતે સ્વામીજીએ મગનલાલની ખાતરી કરાવી આપી કે શરીર જુદાં છે પરંતુ સંતો બધા એકરૂપ જ છે. મહારાજશ્રીના શરીરમાં પણ રામદાસ સ્વામીજી બિરાજી રહ્યા છે.

આ જ પ્રમાણે સંતોની એકરુપતાની ખાતરી સને ૧૯૪૦ માં પણ મગનલાલને સ્વામીજીએ કરાવી હતી. ૧૯૪૦ માં એડવો-કેટની પરીક્ષા આપવા માટે મગનલાલ મુંબઈ જતાં રસ્તામાં અમ-દાવાદ એક ખૂટતી ચોપડી લેવા સ્વામીજીના ભક્ત, લૉ કૉલેજના પ્રિન્સિપાલ શ્રી મુકુંદરાય ઠાકોરને ત્યાં ઊતરી પડયા હતા. આ જ વખતે વૃદ્ધ ભક્તરાજ વાઘાબાપા ફરતા ફરતા અમદાવાદ આવ્યા હતા. મુકુંદભાઈની ઇચ્છા આ ભક્તનાં દર્શન કરવાની અને તેમને પોતાને ત્યાં જમાડવાની હતી. એટલે મગનલાલને લઈને તેઓ આ ભક્ત જ્યાં ઊતર્યા હતા ત્યાં ગયા.

ભકતનો પહેરવેશ ગામડિયા જેવો હતો, અને વાણી પણ તેવી જ હતી. છતાં મુખમાંથી જે નીકળતું હતું તે વેદો અને ઉપનિષદોના સાર રૂપ હતું. જેને સાક્ષાત્કાર થયો છે તે ગામડિયો હોય કે શહેરી, અભણ હોય કે ભણેલ, છતાં દરેકની અનુભવવાણી સરખી જ હોય છે. પ્રણામ કરી થોડી વાર બેઠા પછી મુકુંદભાઈએ ભકતરાજને પોતાને ત્યાં ભોજનનું આમંત્રણ સ્વીકારવા વિનંતિ કરી. જવાબમાં ભકતે પૂછ્યું, "અહીં જમું છું તે કોનું છે?" મુકુંદભાઇ મૌન રહ્યા, એટલે ભકતે જ જવાબ આપ્યો, "અહીં પણ તારું જ જમું છું." બાપાની ઇચ્છા નથી એમ માની મુકુંદ-ભાઈએ વિશેષ આગ્રહ કર્યો નહિ. થોડીવાર વાતચીત કર્યા બાદ બન્ને ઊઠયા અને ઘેર આવ્યા.

ઘેર આવી મુકુંદભાઈએ મગનલાલને કહ્યું, "બાપાએ જમવા પધારવાની કૃપા કરી હોત તો સારું થાત." આમ બોલ્યા ને અરધો એક કલાક થયો ત્યાં એક માણસ બાપાનો સંદેશો લઇને આવ્યો અને કહ્યું, "બાપાએ કહેવડાવ્યું છે કે હું જમવા આવીશ." આ વાક્ય સાંભળતાં જ મુકુંદભાઇ આનંદમાં આવી ગયા અને ઘેર રસોઈ તૈયાર કરવાનું કહી મગનલાલને લઈને ફરી બાપા પાસે ગયા. ત્યાં જઇ બાપાને કહ્યું, "મારા ઉપર ખૂબ અનુગ્રહ કર્યો—ખૂબ દયા કરી." બાપાએ જવાબ આપ્યો, "અહીં પણ તારું જ ખાઉં છું, પરંતુ તારા મનનું સમાધાન ન થયું એટલે જેને તું તારું કહે છે તે જમવા માટે હવે આવું છું." મુકુંદભાઇએ કહ્યું, "અગિયારેક વાગ્યે મોટર લઈ હું તેડવા આવીશ." બાપાએ જવાબમાં પોતાના પગ ઉપર નજર ઠેરવી, હાથનો પંજો તેના પર ઠબકારતાં કહ્યું, "મારી પાસે મોટર છે. હું મારી મેળે જ આવીશ."

અગિયારેક વાગ્યે બાપા પોતાની મેળે મુકુંદભાઇને ત્યાં આવ્યા. દરમિયાનમાં મુકુંદભાઈએ બીજા ઘણા ભકત સ્નેહીઓને જમ-

વાનું આમંત્રણ પહોંચાડી દીધું હતું અને કેટલાક બાપાના સત્સંગનો લાભ લેવા આવી પણ ગયા હતા.

મુકુંદભાઈના દિવાનખાનામાં ગાદી તકિયા ઉપર બાપાને બેસાડવામાં આવ્યા હતા. સામે બધા આગંતુકો બેઠા હતા. તે માંહેના એક બાપાને તંબુરા સાથે ભજન સંભળાવતા હતા. બેએક ભજન થયા પછી બાપાએ તંબુરો લઈ ભજન ગાવું શરૂ કર્યું. ભજનની કડી પૂરી થાય અને ટેકની કડીમાં ભગવાનનું નામ આવે તે સાથે જ બાપા ભાવાવેશમાં આવી જાય, તંબૂરો હાથમાંથી પડી જાય, આંખમાંથી પાણી ચાલ્યાં જાય અને મિનિટ બે મિનિટ દેહભાન પણ જતું રહે. ફરી વળી દેહભાન આવતાં હસીને તંબૂરો હાથમાં લે અને ભજન આગળ ચાલે. આ રીતે ત્રણ ચાર કડી માંડ બાપા બોલી શકયા, ભજન અધૂરું મૂકવું પડયું. સાંભળનારાઓને ખરો ભક્ત અને ખરું ભજન કેવું હોય તેવું પ્રત્યક્ષ જ્ઞાન થયું.

દરમિયાનમાં મુકુંદભાઇનાં માજી (સાસુ) બાપા પાસે આવીને બેઠાં. બાપા રમુજી સ્વભાવના હતા. રમુજમાં તેમણે માજીને પૂછ્યું, " માજી, આ બધાને તો મુક્તિ જોઈએ છીએ એટલે મને પકડીને અહીં લઈ આવ્યા છે અને વીંટળાઇને બેસી ગયા છે. શું તમારે પણ મુક્તિ જોઈએ છે? મુક્તિ શું છે તે બરાબર સમજ્યા વગર તેની પાછળ નહિ પડતાં! મુક્તિમાં મોટર નથી, બંગલા નથી, દૂધપાક–પુરી કે લાડુ પણ નથી. તેમાં આવું કંઈ નથી. એટલે જે કરો તે સમજીને કરજો કે જેથી પાછળથી પસ્તાવા જેવું ન થાય." માજી મૌન રહ્યાં. બાપાએ આગળ ચલાવ્યું, " મુક્તિ શું છે તે સમજાવશો, માજી?" માજી નિરુત્તર રહ્યાં એટલે બાપાએ ત્યાં બેઠેલાઓને સંબોધીને કહ્યું, " તમારામાંથી કોઇ ભાઇ સમજાવશો?" બધા મૌન રહ્યા.

બરાબર આ વખતે એક ગૃહસ્થ અને તેની સાથે સંસ્કૃતના જ્ઞાતા એક વિદ્વાન શાસ્ત્રીજી ત્યાં આવીને બેઠા. બાપાના પ્રશ્નનો કોઇ જવાબ આપી શકતું નથી તે જોઈ શાસ્ત્રીજીને ખેદ થયો અને સાથે સાથે પોતાની વિદ્વત્તા અને જ્ઞાનનો બીજાને પરિચય કરાવવાનો મોકો હાથમાંથી ચાલ્યો જતો જોઈ રોષ પણ થયો. તેઓ બોલી ઊઠયા, "શું કરું? મને આ મારો મિત્ર કંઇ પણ ન બોલવાનું વચન લઇને, બાંધીને અહીં લાવ્યો છે. નહિ તો તમારા પ્રશ્નનો ઉત્તર હું બરાબર આપી દેત."

આ શાસ્ત્રીજી ક્યાંય ઝાલ્યા રહે તેવા ન હતા. દરેક સ્થળે પોતાની વિદ્વત્તા બતાવવા વિતંડાવાદ કરતા. એટલે જ્યારે તેમણે પેલા ગૃહસ્થ સાથે બાપાનાં દર્શન કરવા આવવાની ઈચ્છા બતાવી ત્યારે પેલા ગૃહસ્થ, શાસ્ત્રીજીને બરાબર જાણતા હોઈ, કંઈ ન બોલવાની શરતે તેમને સાથે લાવેલ.

શાસ્ત્રીજીનાં આ વચનો સાંભળી બાપાએ પેલા ગૃહસ્થ તરફ જોઇ કહ્યું, "બાપલા, શા માટે આ ભાઇને બાંધ્યા છે? તેમને છૂટા કરી દો. જે બોલવું હોય તે બોલવા દો." પછી શાસ્ત્રીજી તરફ ફરી તેમણે કહ્યું, "બોલો, મારા બાપલા, બોલો. જે કંઇ કહેવું હોય તે ખુશીથી સંકોચ વગર કહો. કોઇ તમોને બાંધી શકે નહિ." પરંતુ શાસ્ત્રીજી તો ક્રોધાવેશમાં આવી ગયા હતા એટલે ગુસ્સો કરી, "બાંધીને લાવ્યો છે. શું બોલે, કપાળ? મારે કંઇ બોલવું નથી." એમ કહી ચાલ્યા જવા માટે ઊભા થઇ ગયા. આ જોઇ બાપા પણ જમીન પર હાથ ટેકવી, ધ્રૂજતા ધ્રૂજતા ઊભા થયા અને હાથ જોડી તેમણે પેલા શાસ્ત્રીજીને કહ્યું, "મારા રામ, મારા બાપલિયા, શા સારુ ગુસ્સો કરો છો? શા માટે ચાલ્યા જાઓ છો? તમોને કોઈ બોલતા અટકાવે નહિ. જે કંઇ બોલવું હોય તે ખુશીથી બોલો." પરંતુ શાસ્ત્રીજી તો બાપાની આ વિનવણીને પણ ન ગણકારતાં ગુસ્સામાં દાદરો ઊતરી

આસતા થયા. પ્રેક્ષકો શાસ્ત્રજ્ઞ વિદ્વાનનો ઘમંડ અને ખરા ભક્તનો અભિમાન રહિત સર્વવ્યાપક પ્રેમ જોઈ રહ્યા.

જમવાનું તૈયાર થતાં જમીને સૌ દિવાનખાનામાં આવ્યા. જમ્યા પછી બાપાને થોડો આરામ આપવા મુકુંદભાઈએ તેમને બાજુના ઓરડામાં સુવડાવ્યા. જમવાનું મોડું થયેલ એટલે જમ્યાને હજુ કલાક દોઢ કલાક થયો ત્યાં તો બપોરના ચાનો સમય થયો અને ચાની સાથે નાસ્તાની તથા ફળોની રકાબીઓ આવી. તેમનો સંતો તરફનો પ્રેમ, માનવપ્રેમ અને અતિથિપ્રેમ અવર્ણનીય છે. એટલે તેમના તરફનો આ સત્કાર સ્વાભાવિક હતો, છતાં હજુ પેટમાં પાણીની પણ જગ્યા થઈ ન હતી ત્યાં આ રકાબીઓ અને ચા જોઇ મગનલાલને આશ્ચર્ય થયું અને વિચારમાં પડી ગયા.

મુકુંદભાઈના દિવાનખાનાના સામસામા બારણા ઉપરની ભીંત ઉપર રમણ મહર્ષિ અને રામદાસ સ્વામીની છબીઓ ટાંગેલી હતી. દિવાનખાનામાં દાખલ થતાં રમણ મહર્ષિનાં દર્શન થતાં. બહાર નીકળતાં સ્વામીજીનાં દર્શન થતાં. મગનલાલ એક સોફા ઉપર સ્વામીજીની છબીની બરાબર સામે જ બેઠા હતા હતા. છબી તરફ જોઈ તેઓ મનમાં બોલ્યા, "બાપા, જ્યાં આપ્યું છે ત્યાં જોઈએ તે કરતાં વધારે આપી દીધું છે. તું વાડમાં જ વરસ્યો છો. જ્યાં નથી આપ્યું ત્યાં ખાવાના પણ સાંસા કર્યા છે. હમણાં જ હજુ પંદર વીસ વાનીઓ સાથે લાડુનું ભોજન લઈને બેઠા છીએ ત્યાં તો ચા સાથે નાસ્તો અને ફળોની રકાબીઓ આવે છે," સામાન્ય વાત ઉપરથી પોતાના ઉપર આવતાં વિચાર આગળ વધ્યો, "પ્રભુ, મેં તારું શું બગાડયું છે કે મારી પાછળ પડયો છે અને મારી સાથેના બધા જ્યારે ઠરી ઠામ બેસી ગયા ત્યારે મને તું પરીક્ષા આપવા મોકલી રહ્યો છે?" વિચાર અટકયો. મગનલાલે નાસ્તા તથા ફળોની રકાબીઓ પાછી આપી ફક્ત ચા લીધો.

પરીક્ષા માટે જવાનું હોઇ તે જ દિવસે રાતની ટ્રેઈનમાં મગનલાલે ઊપડવું જ જોઇએ. સામાન બીજે સ્થળે પડયો હતો, એટલે હવે મુકુંદભાઇને ઘેરથી પ્રયાણ કરવાનો વખત થવા આવ્યો હતો. છતાં બાપાનાં છેલ્લાં દર્શન કરી આશીર્વાદ લીધા સિવાય ઊઠવું નહિ એવો વિચાર આવતાં તેઓ બાપાની રાહ જોતા બેઠા.

એટલામાં બાજુના ઓરડાનું દ્વાર ઊઘડયું અને બાપા બહાર આવ્યા. તરત જ બધા ઊભા થઈ ગયા. સાંજનો વખત થયેલ હોઇ દિવાનખાનામાંથી બેઠક ઝડપથી અગાસીમાં ફેરવી નાખી અને બાપા સાથે સૌ ત્યાં બેઠા. આ વખતે કોઈએ કોઇ કારણસર બાપાના શરીરને સ્પર્શ કર્યો તો બાપાને તાવ હોય તેમ જણાયું, એટલે તેઓ બોલી ઊઠયા, "બાપાનું શરીર ગરમ છે." બાજુમાં જ બેઠેલા એક ડોકટરભાઈએ ગજવામાંથી થરમોમીટર કાઢી બાપાને મૂકયું અને જોયું તો બે અઢી ડીગ્રી તાવ હતો. તેમણે બાપાને કહ્યું, "બાપા, શરીરમાં તાવ છે, આપ આરામ લો તો સારું." બાપાએ જવાબ આપ્યો, "સવારનું એમ થતું હતું કે શરીરને કંઈક છે. પરંતુ અત્યારે તમોએ કહ્યું ત્યારે ખબર પડી કે તાવ છે. કંઈ કરવાની જરૂર નથી. જેમ આવ્યો તેમ જતો રહેશે." અને બાપા શરીરને કંઈ ન હોય તે રીતે બેઠા અને વાતો કરવા લાગ્યા.

મગનલાલને જવાની ઉતાવળ હતી, એટલે પોતે બેઠા હતા ત્યાંથી ઊઠયા અને બાપાના ચરણમાં માથું મૂકી પ્રણામ કર્યા. બાપાએ માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો. મગનલાલે કહ્યું, "ખાસ કારણસર આજ રાતની જ ટ્રેઈનમાં જવાનું છે એટલે જવા માટે આપની રજા લઉં છું." બાપાએ જવાબ આપ્યો, "ભલે, ખુશીથી જા, પણ એક વાત સાંભળતો જા. હમેશાને એટલું યાદ રાખજે કે હરિ કોઇનું બૂરું કરે નહિ અને કરે તો તો તેનું નામ હરિ નહિ!" પાસે બેઠેલાઓ બાપાએ

શું અને શા માટે કહ્યું તે સમજી શક્યા નહિ પરંતુ મગનલાલ તરત જ સમજી ગયા કે પોતે રામદાસ સ્વામીની છબી સામે જોઈ કરેલ પ્રશ્નનો સ્વામીજી બાપાના શરીર મારફત જવાબ આપે છે. આ રીતે સ્વામીજીએ ફરી બતાવી આપ્યું કે બધા સંતો એકરૂપ છે અને દરેકમાં હું જ બિરાજું છું.

બીલખાથી જૂનાગઢ આવી વિગતવાર હકિકતનો સ્વામીજીને પત્ર લખી ભાવનગર આવ્યા. ભાવનગર આવ્યા પછી આવેલા બે પત્રો એક પછી એક આ નીચે આપ્યા છે:

× × ×

આનંદાશ્રમ,
રામનગર,
તા. ૨૯મી ઑગસ્ટ, ૧૯૩૧

વહાલા રામ,

પ્રભુ તમારું કલ્યાણ કરો. તમારું જૂનાગઢથી લખેલું પત્તું મળ્યું.

પ્રભુમાં વિશ્વાસ રાખો અને પ્રભુ જે સંયોગોમાં મૂકે તે દરેક બદલાતા સંયોગોને અનુકૂળ બની રહો. જે જે અનુભવો આપણને આ જીવનમાં મળે છે તે બધા આપણા ભલા માટે જ હોય છે. કેમકે આવા અનુભવોથી જ આપણે જીવનનો હેતુ અને રહસ્યને વધારે સારી રીતે સમજી શકીએ છીએ. સર્વકલ્યાણકારી પ્રભુ આપણા ભલા માટે જ બધી વસ્તુઓ નિશ્ચિત કરે છે. તેનામાં કોઈપણ સંયોગોમાં શ્રદ્ધા ગુમાવતા નહિ.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram**
Ramnagar,
D/- 29th August, 1931,

Beloved Rama,

May the Lord bless you all. Your kind post-card addressed from Junagadh is duly received.

Trust God and adjust yourself to everv changing situation in which He chooses to place you. Every experience, we gain in this life, goes to our benefit, as through it we understand better the purpose and truth underlying our existence. In all conditions, do not lose faith in the all beneficient Almightly who determines all things for our good.

Love to all.

**Ramdas.** ]

**આનંદાશ્રમ,**
**રામનગર.**
તા. ૧૪મી સપ્ટેમ્બર, ૧૯૩૧.

**વહાલા રામ,**

પ્રભુ તમારું કલ્યાણ કરો. તમારું માયાભરેલું પત્તું મળ્યું.

જ્યાં ઇશ્વરનું શ્રદ્ધા અને પ્રેમપૂર્વક નામ લેવામાં આવે છે ત્યાં ઈશ્વર હાજર જ હોય છે. રામમંત્રની શક્તિ અદ્‌ભુત છે. સતત રામ સ્મરણ કરો. પ્રભુ દયા અને પ્રેમસ્વરૂપ છે. હમેશાં વીર અને આનંદી બનો. તેનું નામ બધી કસોટીમાંથી હિંમતપૂર્વક પાર થવાનું સામર્થ્ય આપે છે. તે સર્વશક્તિમાન પ્રભુ તમારી અંદર જ છે.

સર્વને પ્રેમ અને નમસ્કાર.

**રામદાસ.**

[ **Anandashram,**
Ramnagar,
D/. 18th September, 1931.

Beloved Rama,

May the Lord bless you all. Your kind post-card to hand.

Wherever His name is uttered with love and faith, there the Lord is. The power of the Rama Mantram is marvellous. Take the name constantly. The Lord is all mercy and love. Be ever brave and cheerful. His rememberance gives you strength to face all trials with a bold stand. He—the Almighty Lord is within you.

Love to all.

[**Ramdas**

ભાવનગર આવ્યા પછી થોડા સમયમાં જ મગનલાલના પિતાનો સ્વર્ગવાસ થયો અને ફરી જૂનાગઢ જવું પડયું. આ બાબતમાં સ્વામીજીનો આવેલ પત્ર આ નીચે આપ્યો છે;

**આનંદાશ્રમ,**
**રામનગર,**
તા. ૧ લી નવેમ્બર, ૧૯૩૧.

**વહાલા રામ,**

પ્રભુ તમારા સર્વનું કલ્યાણ કરો. તમારું માયાભરેલું પત્તું મળ્યું. જૂનાગઢથી લખેલ તમારા પત્રનો રામદાસે જવાબ લખ્યો હતો, પરંતુ તમોએ વાંચ્યો ન હોય તેમ જણાય છે. ઇશ્વરેચ્છા.

તમારા પિતાનો સ્વર્ગવાસ થયો છે. પ્રભુની ઇચ્છાને અધીન થાઓ. અહીં કંઈ શાશ્વત નથી. તમારું હમેશનું સ્વભાવગત આસક્તિરહિત વલણ, તમારી બધી પ્રવૃત્તિઓમાં રાખો. શાશ્વત સત્ય જે બધા જીવન અને તેના પ્રાકટ્યનું રહસ્ય છે, તેના ઉપર દૃષ્ટિ રાખો.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram,**
Ramnagar,
D/. 1st November, 1931.

**Beloved Rama,**

May the Lord bless you all. Your kind post-card to hand. Ramdas had duly replied your note from Junagadh, but it appears, you have not read the reply. God's will.

Your father has passed away. Submit to His Will. Nothing is permanent here. Be always in your usual spirit of non-attachment in all your activities. Be ever conscious of the Eternal Truth that underlies all life and its expressions.

Love to all.

**Ramdas.** ]

ભાવનગર પાછા આવ્યા પછી થોડા જ સમયમાં મગનલાલના પુત્રનું અવસાન થયું. આ બાબતમાં આવેલા બે પત્રો એક પછી એક આ નીચે આપ્યા છે:–

૩૨૫

આનંદાશ્રમ,
રામનગર,
તા. ૧૪મી માર્ચ, ૧૯૩૨.

વહાલા રામ,

પ્રભુ તમારા સર્વનું કલ્યાણ કરો.

દરેક પ્રસંગમાં પ્રભુની ઇચ્છાને અધીન થવું એ શાન્તિ અને મુક્તિનો રાજમાર્ગ છે. અહીંયાં કંઈ પણ તમારું નથી, એ સત્યને ભૂલશો નહિ. તમારા પોતાના સહિત બધું વિશ્વના મહાન પ્રભુની માલિકીનું છે, 'અહં'નું મુખ્ય લક્ષણ 'મારાપણા'નો ભાવ છે. જગતની તમામ પ્રવૃત્તિઓના શાશ્વત સંચાલક પ્રભુના હાથમાં, બધી બાબતોમાં અને બધી રીતે તમારી જાતને સોંપી દો.

બધાના ભલા માટે આસક્તિરહિત કર્મો કરો. ખરી શાન્તિ આ માર્ગે મળે છે. શાશ્વત જીવન કે જે તમારું ખરું સ્વરૂપ છે તેમાં જ સ્થિત રહેશો—ડગશો નહિ. દિવ્ય રામમંત્રના ગાનથી આ શ્રેષ્ઠ સત્યનું સ્મરણ કાયમ રાખજો.

ગમે તે સ્થિતિસંયોગોમાં તમો હો, છતાં પણ તમારા સમગ્ર જીવનનું પ્રભુને સમર્પણ, શાશ્વત શાન્તિ અને આનંદના સાક્ષાત્કારમાં સહાયકારી બને છે.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ

[Anandashram
Ramnagar,
D/. 24th March, 1932.

Beloved Rama,

May the Lord bless you all.

Submission to the Will of God, in all matters, is the only sure way to peace and freedom. Do not forget the truth that nothing here belongs to you. All belong, including yourself, to the Supreme Lord of the Universe. The sense of possession is one of the main characteristics of the ego-sense. Deliver yourself in all respects and manner of ways to the Eternal Master of all activities of the world.

Do all works in a spirit of non-attachment for the good of all. True peace lies this way. Don't be shaken from your stand in the Immortal Existence which is your real being. Keep on the remembrance of this Highest Truth through the repitition of the Divine Rama-Mantram.

Dedication of your entire life, in whatever situation and circumstance you might be placed, is conducive to the realisation of immortal peace and bliss. Love to all.

**Ramdas.** ]

આનંદાશ્રમ,
રામનગર,
તા. ૨૭ મી માર્ચ, ૧૯૩૨.

વહાલા રામ,

પ્રભુ તમારા સર્વનું કલ્યાણ કરો. તમારા માયા અને પ્રેમભરેલા પત્રે અમો બધાને આનંદ આપ્યો.

દરેક સ્થિતિસંયોગો પ્રભુ આપણને આપણા ભલા માટે જ આપે છે. દરેક વસ્તુ અદૃષ્ટ ઈશ્વરેચ્છાથી જ બને છે. તેને આધીન થવું એટલે મુક્તિ, શાન્તિ અને આનંદની પ્રાપ્તિ.

આશ્રમમાં રામદાસની સાથે રહેનારાઓ જેટલા જ તંમો પણ ભાગ્યશાળી છો, કેમકે રામદાસ બધે વસે છે. તમો ત્યાં તમારી આસપાસ પણ તેને જુઓ છો.

તમારી બધા પ્રવૃત્તિ સ્વયંસ્ફુરિત પ્રભુની સેવા જ છે. તે એક છે અને અનેક થયો છે. તેનું સતત સ્મરણ તમોને તેના અસ્તિત્વનું ભાન કરાવશે અને હમેશાં તેની સાથેના નિકટના સહવાસની લાગણી ઉત્પન્ન કરશે.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

Anandashram
Ramnagar,
D/. 27th March, 1932.

Beloved Rama,

May the Lord bless you all. Your very kind and loving letter gave us all immense delight.

God grants us all situations always for our good. All things happen by the unseen Will of God. Submission to it, means perfect freedom, peace and joy.

You are as fortunate as those who are staying with Ramdas in the Ashram, because Ramdas dwells everywhere. You are seeing him there, all around you.

All your activity is a spontaneous service of Him. He is one and has become all. Contiuued remembrance of Him will enable you to be conscious of Him and possess the feeling of close union with Him, at all times.

Love to all.

**Ramdas.** ]

ત્યારપછી આવેલા પત્રો આ નીચે આપ્યા છે,

**આનંદાશ્રમ,**
**રામનગર,**
**તા. ૨૩ મી જુન, ૧૯૩૨.**

**વહાલા રામ,**

તમારો મધુર પત્ર રામદાસે ઘણા જ આનંદથી વાંચ્યો.

ઉત્સવ ઉપર આવવા રામદાસે તમોને આમંત્રણ આપેલ તે એવા હેતુથી કે તમો અહીં આનંદાશ્રમમાં ન આવી શકો, તો તે પ્રસંગે તમો રામદાસને તમારા હૃદયના આનંદાશ્રમમાં આમંત્રણ આપી શકો. તમોએ તે પ્રમાણે આમંત્રણ આપ્યું, એટલે હવે રામદાસ તમારું આમંત્રણ સ્વીકારીને તમારા હૃદયમાં તમારી સાથે છે. હવે ત્યાંથી એ નાસી ન જાય તેની કાળજી રાખશો. તૂટી ન શકે તેવી પ્રેમરજ્જુથી તમોએ તેને બાંધેલ છે. તેને તમારા હૃદયમાં દૃઢ રીતે સ્થાપીને તમારી જાતને તેનામાં સંપૂર્ણપણે સમાવી દો કે જેથી તમોને, મગનલાલ, રામદાસ, વિશ્વ અને ઈશ્વર એક જ છે એવો અનુભવ થાય.

બધાં કર્મો પ્રભુની સેવા માનીને સંપૂર્ણરીતે મુકત અને

આનંદિત ભાવથી કરો. પ્રભુ જ એક માત્ર કર્તાકારવતા છે અને તે બધું ભલાને માટે જ કરે છે તે ભૂલતા નહિ.

બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

[ **Anandashram**
Ramnagar,
D/. 23rd June, 1932.

Beloved Rama,

Your sweet note is read by Ramdas with great joy.

Ramdas invited you for the celebration so that if you could not come, you might invite Ramdas to the Anandashram of your heart. Now you have done it and so Ramdas accepting your invitation is now with you in your heart. See that he does not run away from it. You have unbreakable cords of love to bind him. Establish him firmly within you and lose yourself into his being so thoroughly, that you experience that Maganlal, Ramdas, the Universe and God are all one.

Do all actions as the service of God in a spirit of perfect cheerfulness and freedom. Do not forget that God is the sole doer and that He does all things for good.

Love to all.

**Ramdas.** ]

આનંદાશ્રમ,
રામનગર.
તા. ૨૩મી ઑક્ટોબર, ૧૯૩૩.

વહાલા રામ,

'વિઝન' ના લવાજમના પોસ્ટેજ સ્ટેમ્પ્સ સાથેનો તમારો પ્રેમભર્યો પત્ર મળ્યો. તમો હવે સારી તંદુરસ્તી ભોગવો છો જાણી ખુશી થયો.

ચોક્કસ રામદાસ હમેશાં તમારી સાથે જ છે. વાસ્તવિક રીતે તમો અને તે કદી જુદા છે જ નહિ.

રામદાસ પણ તમોને અને તમારા માયાળુપણાને વારંવાર યાદ કરે છે.

પ્રભુ તમારું કલ્યાણ કરો.

રામદાસ.

**Anandashram,**
Ramnagar,
D/- 23rd October, 1933.

Beloved Rama,

Your loving letter with postage stamps as subscription for "The Vision" is received with joy. Glad to note that you are keeping now good health.

Surely, Ramdas is ever with you. In fact you and he are never different.

Ramdas does also remember you and your kindness often and often.

May the Lord bless you.

Ramdas ]

આનંદાશ્રમ,
રામનગર,
તા. ૨૪ મી ઑક્ટોબર ૧૯૩૨.

વહાલા રામ,

તમારો આટલા બધા લાંબા સમયે મળેલ પ્રેમમય પત્ર ઘણા હર્ષ સાથે વાંચ્યો.

તમો કહો છો કે તમો કોઈ મિત્ર શોધતા હતા અને તમોને મિત્ર મળી ગયો. મિત્રમાં અને દુશ્મનમાં બન્નેમાં પ્રભુને જુઓ. આમ થયા પછી જ બહારના પદાર્થો અને વ્યક્તિઓમાંથી આનંદ મેળવવાની તમારી શોધ બંધ થશે. પ્રભુ જ આપણો એક મહાન અને સૌથી વધારે ભરોસાપાત્ર મિત્ર છે. તેને જ બધા મનુષ્યો અને પ્રાણીઓમાં જુઓ. સારા બ્રહ્માંડનો તે સર્વશક્તિમાન રક્ષક છે. તેને ભૂલશો નહિ.

ડૉ. શુકલ અને તેમનાં પત્નીએ ભુદરભાઈ સાથે એક મહિના પહેલાં આશ્રમ છોડયો અને તેઓ અત્યારે અમદાવાદમાં છે. તેઓએ તેમના સહવાસનો અમોને લગભગ આઠ મહિના આનંદ આપ્યો અને હાલમાં કાઠિયાવાડ પાછાં ફરેલ છે.

રામદાસને હિન્દી લખવાની ટેવ નથી. છતાં પણ હિન્દીમાં લક્ષ્મીદાસ ઉપર થોડું આ સાથે લખી મોકલ્યું છે.

તમો બધાને પ્રેમ અને નમસ્કાર.

રામદાસ.

Anandashram,
Ramnagar,
D/- 24th October, 1932.

Beloved Rama,

Your loving letter after such a long time is read with great delight.

Yoy say, you sought a friend and you got one. Behold God in the friend as well as in the enemy. Then only your search for ioy in external objects and persons will cease God is our one great and most reliable friend. See Him in all beings and creatures. He is the almighty Protector of the worlds. Forget Him not.

Dr. Shukla and his wife left the Ashram with Bhudarbhai about a month ago and they are now in Ahmedabad. Thy gave us the joy of their company for about 8 months and have now returned to Kathiawar back.

Ramdas is not in the habit of writing in Hindi. However, a few lines in Hindi to the friend Laxmidas are sent herewith.

Love to all

**Ramdas**



# પ્રકરણ ૧૫ મું.

## —: માતાજી કૃષ્ણાબાઇ. :—

---

તુલસીદાસજી વિષે કહેવાય છે કે એ અનુપમ સંતનું સારો ભારતવર્ષ માન તથા પ્રેમપૂર્વક સ્મરણ કરતો હતો અને ભારે આદર આપતો હતો; પરંતુ તેમના પોતાના ગામમાં તેમનું ભાગ્યે જ સન્માન થતું. એટલું જ નહિ, પરંતુ ત્યાં તો તેમનું આખું નામ પણ ન લેતાં તેમને સૌ 'તુલસીયો' કહીને બોલાવતા. એ જ પ્રમાણે કાસરગોડમાં સ્વામીજીની નિંદા કરનાર મનુષ્યોની સંખ્યા ઓછી ન હતી. પરંતુ સ્વામીજી તો સ્તુતિ–નિંદાથી પર હતા, તેથી તેની તેમના ઉપર કશી જ અસર થતી નહિ.

સ્વામીજીના આ પ્રવાસ દરમિયાન પણ કૃષ્ણાબાઈએ આશ્રમની સેવા ચાલુ જ રાખી હતી, એટલુંજ નહિ, પરંતુ ગામમાં પણ જ્યાં જ્યાં તેમની સેવાની જરૂર જણાય ત્યાં ત્યાં તેઓ પોતાની સેવા આપતાં. આશ્રમમાં સ્વામીજીના પુનરાગમનથી કૃષ્ણાબાઇને અત્યંત આનંદ થયો.

થોડા વખત પછી કૃષ્ણાબાઈના જેઠ યુરોપથી પાછા ફરતાં તેઓ તેમની સાથે ધારવાડ ગયાં. પરંતુ ત્યાં ગયા પછી તેમને લાગ્યું કે તેમનું જીવનધ્યેય જુદું જ છે, એટલે સ્વેચ્છાએ મુંબઇ થઈ પાછાં કાસરગોડ આવ્યાં. કાસરગોડ આવતાં પહેલાં નીચે પ્રમાણેની મતલબનો તેમણે સ્વામીજી પર પત્ર લખ્યો હતો:

"તમારા તરફથી મને અંતઃકરણમાં જે પ્રેરણા મળી તે અનુસાર તમો જ્યાં રહો છો ત્યાં આવવાનું મેં નક્કી કર્યું છે. હું ભિક્ષાને ધિક્કારૂં છું. તેથી, હું કાસરગોડમાં કોઇને ત્યાં નોકર તરીકે રહી મારા જીવનનિર્વાહ માટેની વ્યવસ્થા કરવા ઈચ્છું છું."

પૂર્ણિમાની એક રાત્રે એકાએક નવ વાગ્યે કૃષ્ણાબાઈ પહેર્યે લુગડે આશ્રમમાં આવી ઊભાં. તેમને જોતાં જ સ્વામીએ કહ્યું, "આખરે તું આવી. મા! તું તારે પોતાને જ ઘેર આવી છો. આશ્રમ આજથી ભવિષ્યને માટે તારું કાયમનું નિવાસસ્થાન બનશે." ત્યારપછીથી કૃષ્ણાબાઈ દિવસ અને રાત આશ્રમમાં જ રહેતાં.

માતાજી કૃષ્ણાબાઈ ફરી આશ્રમમાં આવ્યા પછી, તેમના વિષે અતિ ગલિચ આક્ષેપ કેટલાક લોકોએ કરવા માંડયા, પણ સ્વામીજીને આવી કોઇ વાતની પડી ન હતી. તેઓ તો રામ-નામમાં મસ્ત જ રહેતા. આમ નિન્દાની કશી અસર નીપજતી ન જોઈ, ત્યારે કેટલાક લોકોએ હિંસક આક્રમણ કરી તેમને હેરાન કરવાનો બેત રચ્યો.

એક રાત્રે કૃષ્ણાબાઇ અને સ્વામીજી આશ્રમમાં એકલાં હતાં, ત્યારે બે બદમાસ જેવા માણસો આશ્રમમાં આવ્યા અને દીવો હોલવી નાખી, ગળે ફાંસો દેવાના ઈરાદાથી તે માંહેનો એક કૃષ્ણાબાઇ ઉપર તૂટી પડયો. સ્વામીજી કૃષ્ણાબાઇને બચાવવા વચ્ચે પડયા, પરંતુ બીજાએ તેમને બથમાં મજબૂત પકડી લીધા. આમ થતાં જ સ્વામીજીનું આખું શરીર ઝણઝણી ઊઠયું અને તેમણે "રામ—રામ—રામ" એમ રામનામનો ત્રણ વખત જોરથી શબ્દોચ્ચાર કર્યો. તેજ વખતે સાથોસાથ કૃષ્ણાબાઈના મુખમાંથી પણ "રામ—રામ" એમ બે વખત રામનામનો શબ્દો-ચ્ચાર થયો. રામનામનો ઉચ્ચાર થતાં જ, પેલો કે જેણે ખૂન

કરવાના ઇરાદાથી કૃષ્ણાબાઇનું ગળું દબાવ્યું હતું, તે પોતાનું કામ ખલાસ કરે તે પહેલાંજ, એકાએક હેબતાઈ ગયો અને કૃષ્ણાબાઈને નીચે ફેંકી દઈને ભાગી છૂટયો. તેને ભાગતો જોઈ બીજો કે જેણે સ્વામીજીને પકડી રાખેલ, તે પણ તેમને છોડી દઇ ઓસરી ઉપરથી કૂદકો મારી, તેની પાછળ નાસી છૂટયો. નીચે પડતી વખતે કૃષ્ણાબાઈની પીઠના હાડકાનો નીચેલો ભાગ એક તાંબાના વાસણના કાંઠા સાથે પટકાયો અને બીજી જ ક્ષણે તે ઓસરીની નીચે ગબડી પડયાં. આ જોઇ સ્વામીજી બોલ્યા, "અરે રામજી! આ શું કરી રહ્યા છો?" કૃષ્ણાબાઈ બેઠાં થઈ જઇ બોલ્યાં, 'રામજીનો દોષ કાઢશો નહિ. બધું બરાબર છે."

રામજીના ફરમાન મુજબ તેજ વખતે સ્વામીજીએ આ આશ્રમનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો અને તેજ વખતે બન્ને આશ્રમ છોડી ગામમાં એક ભક્તને ત્યાં ગયાં અને રાત ત્યાં ગાળી.



# પ્રકરણ ૧૬ મું.

## રામનગર—આનંદાશ્રમ

---

**બીજે** દિવસે કાસરગોડથી ઊપડી સ્વામીજી અને માતાજી હોસદુર્ગ આવ્યાં. અહીં ભક્તોની સૂચનાથી બે અઢી માઇલ દૂર આવેલ ડુંગરાળ પ્રદેશ ઉપર નવો તેમણે આશ્રમ બાંધવાનું નક્કી કર્યું અને તદનુસાર સ્વામીજી કૃષ્ણાબાઈ સાથે મંજેશ્વર ટેકરી ઉપર આવ્યા. અહીં તેઓ તેમના એક જૂના સંબંધથી થતા સગાને ત્યાં રહ્યા. આ વખતે કાન્તિલાલના મોટાભાઈ દુર્ગાશંકર ઉપર સ્વામીજીએ લખેલ પત્ર આ નીચે આપ્યો છે:

કન્હનગઢ,

તા. ૧૭મી જાન્યુઆરી, ૧૯૩૧.

**વહાલા રામ,**

શ્રીરામના તમારા ઉપર આશીર્વાદ હો.

પ્રભુની ઇચ્છાથી રામદાસે આ જગ્યાએ સ્થળાંતર કર્યું છે. કાસરગોડ આશ્રમનો ત્યાગ કરવામાં આવેલ છે. શહેરથી બે માઇલ દૂર, એક ટેકરી ઉપર, એક મુખ્ય મકાન અને એક નાના અતિથિગૃહવાળો નવો અને સ્વતંત્ર આશ્રમ બાંધવામાં આવશે. બાંધકામની શરૂઆત આ અઠવાડિયામાં કરવામાં આવશે.

રામદાસને પૈસાની આપલે કરવાની હવે રામે રામનાં જ કામો માટે છૂટ આપી છે.

બધાને પ્રેમ.

**રામદાસ.**

[ **Kanhangad,**
D/. 17th January, 1931.

Beloved Rama,

May Shree Rama bless you all.

By the Will of God, Ramdas has shifted to this place. The Ashram at Kasaragod has been abandoned. A new and independent Ashram will be erected on a hill, two miles away from the town, constituting the main building and a small guest-house. The work of construction will be taken up in the course of this week.

Ramdas is allowed now to handle monies for His work.

Love to all.

**Ramdas.** ]

એક નાની ટેકરી ઉપર આશ્રમ માટેની જગ્યા પસંદ કરવામાં આવી. ચારે બાજુના ભક્તોની સહાયથી ત્રણ મહિનામાં જ આશ્રમનું મુખ્ય મકાન અને બાજુનું એક નાનું અતિથિ-ગૃહ રહેવા માટે તૈયાર થઈ ગયાં. આ આશ્રમનું પણ ‘ આનંદા-શ્રમ ’ નામ રાખવામાં આવ્યું અને આ ડુંગરાળ પ્રદેશ ત્યારથી ‘ રામનગર ’ ને નામે ઓળખાવા લાગ્યો.

કહેવામાં આવે છે કે રામ–રાવણ યુદ્ધ વખતે લક્ષ્મણ–મૂર્છાને પ્રસંગે હનુમાનજી દ્રોણગિરિ ઉપાડીને જતા હતા ત્યારે

આ જગ્યાએ થાક ખાવા સારુ ઊતરેલા. તે વખતે જે પર્વતનો ટુકડો ત્યાં રહી ગયો તે જ આ મંજેપતિની ટેકરી છે.

આ નવા આશ્રમની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૧૫ મી મે ૧૯૩૧ ના રોજ રાખવામાં આવી હતી. હિન્દુસ્થાનના જુદા જુદા વિભાગોમાં વસતા સ્વામીજીના બધા ભક્તોને તે ઉત્સવમાં ભાગ લેવા આમંત્રણ આપવામાં આવ્યું હતું અને ઘણા ભક્તો આ ઉત્સવ પ્રસંગે હાજર રહ્યા હતા. આમંત્રણપત્રિકા નીચે પ્રમાણેની હતી:

" ૐ. "

" શ્રી રામ, જય રામ, જય જય રામ ! "

**વહાલા રામ,**

સર્વશક્તિમાન પ્રભુના તમારા સૌના ઉપર આશીર્વાદ વરસો.

પ્રભુની કૃપાથી અને હિન્દુસ્થાનના જુદા જુદા વિભાગોના તેના ભક્તોની પ્રેમપૂર્ણ સહાયથી, અહીં એક નવો આશ્રમ, પ્રભુના દિવ્ય નામના મહિમાની જ્યોત જલાવવાના સ્થાન તરીકે સ્થાપવામાં આવ્યો છે. આશ્રમ પવિત્રતા, પ્રેમ, શાન્તિ અને આનંદનું ધામ બનશે અને તેનું ધ્યેય વિશ્વપ્રેમ અને સેવાનો સંદેશો ફેલાવવાનું રહેશે.

મે ૧૯૩૧ ની ૧૫ મી તારીખે આશ્રમનું ઉદ્‌ઘાટન રાખ્યું છે. તમો ઉદ્‌ઘાટનના ઉત્સવમાં કુંટુંબ અને મિત્રો સાથે હાજરી આપશો, એવી રામદાસની પ્રાર્થના છે.

'આનંદાશ્રમ'
રામનગર, કન્હનગર પોષ્ટ

**રામદાસ.**

[ "OM"

"Shree Rama, Jai Rama, Jai Jai Rama."

Beloved Rama,

May the Almighty Lord shower His blessings on you all.

By the grace of the Lord and the loving contributions of His devotees from various parts of India, a new Ashram is erected here as a centre to radiate the glory of His Divine name. The Ashram will be the home of purity, love, peace and bliss and its object will be to spread the message of Universal love and service.

It is proposed to open the Ashram on the 15th of May 1931. That you will kindly attend the celebration with your family and friends is the prayer of,

"Anandashram"
Ramnagar, Kanhangad Post. } **Ramdas.** ]

આ આનંદાશ્રમ મેંગલોર મદ્રાસ લાઈન ઉપર મેંગલોરથી ૪૫ માઇલ દૂર દક્ષિણમાં આવેલ કન્હનગઢ સ્ટેશનથી બે અઢી માઈલ દૂર છે. આશ્રમ પ્રકૃતિના સૌંદર્યધામમાં આવેલો છે. ચારે બાજુ નાની ટેકરીઓ અને વચ્ચે હરિયાળાં ખેતરો આવેલાં છે. પશ્ચિમે પાસે જ સમુદ્ર ઘૂઘવે છે આશ્રમનાં બારણાં હરકોઈ અતિથિ માટે કાયમને માટે ખુલ્લાં છે. નિર્ધન તેમ જ ધનિક, હરિજન તેમ જ બ્રાહ્મણ, સ્ત્રી તેમ જ પુરૂષ, બાળક તેમ જ વૃદ્ધ—સર્વનું

અહીં એકસરખું જ સ્વાગત થાય છે. અહીં રોગીને આરોગ્ય, દુઃખીને સાન્ત્વન, જીવનથી થાકેલાને આરામ અને ઉત્સાહ, ભૂખ્યાને અન્ન, તરસ્યાને જળ, નગ્નને વસ્ત્ર, જીજ્ઞાસુને માર્ગદર્શન, ઈશ્વરપ્રેમીને ભક્તિ, નિરક્ષરને અક્ષરજ્ઞાન—એમ સૌને સૌની યોગ્યતા અને જરૂરિયાત મુજબ મળી રહે છે.

સને ૧૯૩૧ માં "રામનગર—આનંદાશ્રમ" ની સ્થાપના પછી સ્વામીજી ૧૯૩૫ સુધી એટલે કે પાંચ વર્ષ સુધી આશ્રમ બહાર નીકળ્યા ન હતા. આશ્રમને જ તેમણે 'દરિદ્રનારાયણો'ની સેવાનું કેન્દ્ર બનાવી દીધું. સ્વામીજીના સારા ભારતવર્ષમાં પથરાયેલા બધા ભક્તો આટલે દૂર આશ્રમમાં તેમનાં દર્શન માટે જઈ શકે નહિ એટલે તેમને પ્રવાસમાં નીકળવાની, તેઓમાંના અનેક ભક્તો તરફથી વિનતિઓ થયા કરતી, પરંતુ સ્વામીજીને આશ્રમ છોડી બહાર નીકળવાની હવે ઇચ્છા ન હતી.



# પ્રકરણ ૧૭ મું.

## (૧) વઢવાણમાં આગમનની જાણ.

### —: ફરી પ્રવાસ. :—

૧૯૩૬ માં મુંબઈમાં પેસ્તનજી પિરોજશાહ કરીને એક બારિસ્ટર બહુ જ બિમાર પડયા. તેઓ સિદ્ધારૂઢ સ્વામીના ભક્ત હતા. સિદ્ધારૂઢ સ્વામીના કૈલાસવાસ પછી, સ્વામી રામદાસજીનાં પુસ્તકો વાંચી તેમના પ્રત્યે તેમને અનહદ ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો. તેમને સ્વામીજીનાં દર્શનની ઇચ્છા હતી, પરંતુ પોતાની બિમારીના કારણે તેઓ આશ્રમમાં જઈ શકે તેમ ન હતું. તેમણે સ્વામીજીને દર્શન આપવા ઉપરાઉપરી પત્રો લખ્યા. પરંતુ સ્વામીજી, 'આશ્રમ છોડવાનો હજુ રામજીનો હુકમ નથી' એવો જવાબ આપતા. બિમારી વધી, એટલે છેવટે તેમણે તાર કર્યો કે 'કૃપા કરી મારું શરીર છૂટી જાય તે પહેલાં એક વખત દર્શન આપો.' આથી સ્વામીજીને જવાની પ્રેરણા થઇ અને તારથી ઊપડવાના ખબર આપી મુંબઇ આવ્યા.

આ વખતે મગનલાલ તેમના એક મિત્ર પાસે વડોદરા ગયા હતા. પાછા ભાવનગર આવતાં રસ્તામાં અમદાવાદ તેમના એક સ્નેહીને મળવા ઊતરેલ. આ વખતે સ્વામીજી પણ અમદાવાદના ભક્તોના આગ્રહથી મુંબઈથી અમદાવાદ આવેલ હતા. બન્ને એક જ ગામમાં હતા, પરંતુ એક બીજાને તેની માહિતી ન હતી. બે ત્રણ દિવસ અમદાવાદ રોકાઇ મગનલાલ ભાવનગર

આવવા ઊપડયા. રાતનો વખત હતો એટલે વીરમગામ ગાડી બદલી બેડિંગ પાથરી સૂતા. કેટલાંક સ્ટેશનો ગયા પછી ઊંઘ-માંથી જાગતાં, કયું સ્ટેશન આવ્યું તે જોવા બારીમાંથી ડોકું બહાર કાઢયું તો સામે જ પ્લૅટફોર્મ ઉપર તેમની જ રાહ જોતા ઊભા હોય તેમ લીંબડીવાળા ડૉ. પોપટલાલને ઊભેલા જોયા. મગનલાલને જોતાં જ તેમણે પૂછ્યું, "કયાંથી આવો છો ?" મગનલાલે જવાબ આપ્યો, "અમદાવાદથી." એટલે મગનલાલ જેવા સ્વામીજીના ભક્ત સ્વામીજી પાસેથી જ આવતા હશે એમ માની તરત જ તેમણે ફરી પૂછ્યું, "સ્વામીજી કુશળ છે ? કયારે અહીં આવે છે ?" મગનલાલને કંઈ સમજાયું નહિ, કેમકે સ્વામીજી આશ્રમ છોડી મુંબઇ સુધી આવ્યાની પણ તેમને ખબર ન હતી. એટલે વિસ્મત ચહેરે તેમના તરફ જોઇ તેમણે સામો પ્રશ્ન કર્યો, "કયા સ્વામીજી ?" પોપટભાઈ કહે, "આપણને એક જ સ્વામીજી છે. બે નથી. રામદાસ સ્વામી." મગનલાલે કહ્યું, "તેઓ તો આશ્રમમાં છે." પોપટભાઈ સમજી ગયા કે મગનલાલને સ્વામી-જીની હાલની પ્રવૃત્તિ સંબંધી કંઇ ખબર નથી, એટલે તેમણે કહ્યું, "સ્વામીજી આશ્રમથી મુંબઈ આવ્યા હતા અને મુંબઇથી અમદાવાદના ભક્તો તેમને અમદાવાદ લાવ્યા છે. અહીંથી પણ આ બાજુ આવવા આગ્રહભર્યા વિનતિપત્રો લખેલ છે અને સ્વામીજી બે ચાર દિવસમાં જ અહીં આવશે." મગનલાલે કહ્યું, "તમો મારું ભાવનગરનું સરનામું લખી લો અને આ બાજુ આવે કે તરત જ મને તારથી ખબર આપશો એટલે હું અહીં દર્શન માટે આવી પહોંચીશ." પોપટભાઈએ તેમનું સરનામું લખી લીધું અને બાજુના જ સેકન્ડ કલાસ કમ્પાર્ટમેન્ટમાં પોતાની બેઠક લીધી.

સમાચાર એટલા બધા અસંભવિત હતા કે આટલી બધી વાતચીત થયા છતાં હજુ મગનલાલને પોતે ઊંઘમાં છે કે જાગૃત

છે, તેની ખાતરી થતી ન હતી. એટલે પાણીથી મોઢું ધોઇ, નીચે ઊતરી, ફરી પોપટભાઈ પાસે જઈ, તાર કરવાનું તેમણે યાદ આપ્યું. પોપટભાઈને મગનલાલનું સરનામું પોતે લખી લીધેલ તેની વિસ્મૃતિ થઇ ગયેલ, એટલે તેમણે સરનામું લખાવવા કહ્યું. મગનલાલે કહ્યું, "સરનામું તો લખાવેલ છે." પોપટભાઇએ ડાયરી કાઢી ખાતરી કરી કહ્યું, "હા. છે." એક તો સ્વામીજીની આશ્રમ છોડવાની બિલકુલ સંભાવના નહિ, તેમાં પોપટભાઇએ સરનામું ફરી માગ્યું તેથી મગનલાલને પોપટભાઈનું મગજ અસ્થિર હોવાનો વહેમ આવ્યો અને માન્યું કે કદાચ મગજની અસ્થિરતામાં જ તેમને તરંગ આવ્યો હોય અને સ્વામીજી વિષેના આવા સમાચાર આપ્યા હોય.

તેઓ પાછા પોતાના ડબામાં આવ્યા અને મુંઝવણમાં પડી ગયા, કેમકે આ સમાચાર સાચા હોવાની ખાતરી કઇ રીતે કરવી? સ્વામીજીના ભક્ત સિવાય બીજું કોઈ આ બાબતમાં કંઇ જાણતું ન હોય એટલે તેમણે તેમના ડબામાં કોઈ વઢવાણ કે લીંબડીનો વતની હોય તો તપાસ કરવા માંડી કે જેથી તેની સાથે ચીઠ્ઠી મોકલીને વઢવાણ ડૉ. શુકલ પાસેથી અથવા તો લીંબડી કાન્તિલાલ પાસેથી સાચા સમાચાર ભાવનગર મેળવી શકે. કમનસીબે તેમના ડબામાં આવો કોઈ માણુસ નીકળ્યો નહિ એટલે નિરાશ થઈ તેઓ વઢવાણ સિટી સ્ટેશનની રાહ જોતા બેઠા.

વઢવાણ સીટી સ્ટેશન આવ્યું કે તરત જ કોઇ ઓળખીતાની ભાળ કાઢવા તેઓ નીચે ઊતર્યા અને જેવાં એક બે ડગલાં ભર્યાં કે તરત જ બાજુના જ ડબામાંથી ભુદરભાઈ હાથમાં થેલા સાથે ઊતર્યા. મગનલાલને જોતાં જ તેમણે પૂછ્યું, "કયાં જાઓ છો?" મગનલાલે કહ્યું, "ભાવનગર." ભુદરભાઈ કહે, "સામાન નીચે ઉતારી લો. અમદાવાદથી સ્વામીજી પરમ દિવસ બપોરે જ આવે·

છે. હું તેમને તેડવા ગયો હતો." મગનલાલે કહ્યું, "ત્યારે તો ભાવનગર જઈને પાછો વખતસર અહીં આવી શકીશ. સ્વામીજીના બીજા એક ભક્ત લક્ષ્મીદાસ જેમણે સ્વામીજીનાં હજુ સુધી દર્શન કરેલ નથી તેઓ વર્ષોથી દર્શન માટે ઝંખે છે. તેમને તેડીને વળતી ટ્રેઇને પાછો આવું છું." એટલામાં ગાડીની વ્હીસલ થતાં મગનલાલ બાજુમાં જ બેઠેલા ડૉ. પોપટભાઈને આ ખબર આપી ડબામાં બેસી ગયા અને ભુદરભાઈ ગામ તરફ જવા ઊપડયા. આ રીતે સ્વામીજીના ભક્ત મગનલાલને સ્વામીજીએ પોતાના આગમનના ખબર બરાબર વખતસર આપ્યા.

## (૨) વઢવાણ.

મગનલાલ સવારે ભાવનગર પહોંચ્યા અને જમી કરીને લક્ષ્મીદાસને ત્યાં જઇ તેમને અથેતિ હકિકત કહી સંભળાવી પૂછ્યું, "તમારી દર્શન માટે આવવાની ઇચ્છા છે? તમોને તેડી જવા માટે જ વચ્ચે ઊતરી ન જતાં અહીં સુધી આંટો ખાધો છે." લક્ષ્મીદાસ કહે, "એમાં પૂછવાનું હોય જ નહિ." આ વખતે લક્ષ્મીદાસના ભાગીદાર ગામમાં નહિ હોઈ મગનલાલે પૂછ્યું, "દુકાનનું શું?" લક્ષ્મીદાસે જવાબ આપ્યો, "દુકાને તાળું." તે જ દિવસે સાંજની ટ્રેઇનમાં ઊપડવાનું નક્કી કર્યું અને તે પ્રમાણે ભાવનગરથી નીકળી બીજે દિવસે સવારે તેઓ વઢવાણ પહોંચ્યા. બપોરે સ્વામીજીના સામૈયામાં બીજા ભક્તોની સાથે બન્ને સ્ટેશન પર હાજર હતા.

ટ્રેઇન આવી પ્લૅટફૉર્મ ઉપર ઊભી રહી. સ્વામીજીએ ડબાની બારીમાંથી મગનલાલને જોતાં જ સૌથી પ્રથમ બહાર ડોકું કાઢી, હાથ લાંબો કરી, ઉભરાતા વાત્સલ્યભાવ સાથે મગનલાલની હડપચી પોતાના પંજાથી પકડી આનંદથી હસતાં હસતાં કહ્યું, "રામજી, તમો ક્યાંથી? કેમ ખબર પડી?" ("રામજી આપ?

ઔર યહાં કૈસે ? કૈસે માલૂમ હુઆ ? ") મગનલાલે જવાબ આપ્યો, "આપ બધું જાણો છો."

સ્વામીજી ડબામાંથી નીચે ઊતર્યા પછી લક્ષ્મીદાસે તેમને પ્રણામ કર્યા એટલે મગનલાલે તેમની ઓળખાણ આપી જો કે પત્રવ્યવહારથી તો બન્ને એકબીજાને વર્ષોથી ઓળખતા હતા.

ભાવનગરમાં દુકાન કર્યા પહેલાં લક્ષ્મીદાસ જાપાન હતા. આટલે દૂર રહે રહે પણ તેમણે આશ્રમની બની શકયા પ્રમાણે સેવા કરેલ જેનો સ્વામીજીએ મગનલાલ પરનાની ચેના પત્રમાં ઉલ્લેખ કરેલ છે:

આનંદાશ્રમ,

રામનગર

તા. ૨૦ જાન્યુઆરી ૧૯૩૬

વહાલા રામ,

આટલા લાંબા વખત પછી તમારો પત્ર વાંચી ઘણો જ હર્ષ થયો. તમોને કેટલીએ વાતો લખવાની છે પરંતુ આ વખતે રામદાસને આ બધું લખવાનો વખત નથી તેમ વૃત્તિ પણ નથી. "વિઝન" આર્થિક મદદને અભાવે બંધ પડવાની સ્થિતિમાં હતું, પરંતુ પ્રભુ ઈચ્છાથી ચાલુ વર્ષ માટે ચાલુ રહે છે. તમારી ઈચ્છાનુસાર તમોને તેના હવે પછીના અંકો મોકલાતા રહેશે.

આશ્રમનું નવું પ્રકાશન " In the Vision of God " કે જેમાં તમારા નામનો ઘણી જગ્યાએ ઉલ્લેખ આવે છે તે પણ તમોને રવાના કરીએ છીએ. લક્ષ્મીદાસ અમારા પ્રત્યે અનહદ માયાળુ છે, અને તેમણે આશ્રમનું ધ્યેય આગળ ધપાવવામાં અમોને ઘણી મદદ કરી છે. તેમને રામદાસના આશીર્વાદ કહેશો અને તમો પણ તમારા તથા તમારાં કુટુંબની બધી વ્યક્તિઓ માટે રામદાસના આશીર્વાદ સ્વીકારશો.

બધાને પ્રેમ અને આશીર્વાદ.

રામદાસ.

**Anandashram,**
Ramnagar,
D/- 20th January 1936.

Beloved Rama,

It is simply delight to read your letter after such a long time. Ramdas has a lot of things to write to you but he has neither time non inclination to do so this ttme. The "Vision" was about to stop due to lack of monetary support but some how by God's Will it is continuing for the current year. We will continue as you desire, sending you the further copies of the magazine.

We are also despatching to you our latest publication "In the Vision of God", in which mention has been made of you at several places. Laxmidas has been extremely kind to us and has helped us greatly in the furtherence of the Ashram mission. Please convey to him Ramdas' blessings and also accept the same for yourself and all members of your family.

Love and blessings to you all there.

**Ramdas.**

જાપાન છોડવાનો આદેશ લક્ષ્મીદાસને ચમત્કારિક રીતે સ્વામીજી તરફથી થયેલ. જાપાનમાં એક દિવસ રાત્રે તેઓ સૂતા હતા. સવાર પડવા આવ્યું હતું અને અર્ધજાગૃત સ્થિતિમાં તેઓ પથારીમાં પડયા હતા. અચાનક તેમની સામે સ્વામીજી આવીને ઊભા અને કહ્યું: " તા. —ના રોજ તમારે ભાવનગર પહોંચવાનું છે. તમારું

સ્થાન અહીં નહિ, પણ ત્યાં છે. આ સ્વપ્ન નથી, પણ સત્ય છે. અને તેની ખાતરી માટે ઘડિયાળમાં જુઓ. બરાબર ચાર વાગ્યા છે." આટલું કહી સ્વામીજી અદૃશ્ય થયા. લક્ષ્મીદાસની આંખો તુરત જ ઊઘડી ગઈ અને ઊઠીને ઘડિયાળ પાસે જતાં જ તેમાં ચારના ટકોરા પડયા. જાપાન છોડવાનો વિચાર ન હતો. છોડવાનું કંઈ કારણ ન હતું. સંયોગો પણ તેવા ન હતા. અને જે હેતુ માટે આવેલ તે હેતુ પણ સિદ્ધ થયો ન હતો. છતાં સ્વામીજીના આદેશ મુજબનો ઊપડવાનો સમય નજદીક આવતાં એવા સંયોગો આપોઆપ ઊભા થયા અને જાપાનથી ઊપડી જે તારીખ આદેશમાં જણાવવામાં આવી હતી તે જ તારીખે તેઓ ભાવનગરમાં દાખલ થયા.

પછી બધા ગામમાં આવ્યા. આ વખતે પણ ઉતારો ડૉ. શુકલને ત્યાં રાખ્યો હતો.

સ્વામીજીના વ્યક્તિત્વની લક્ષ્મીદાસ ઉપર ઊંડી છાપ પડી અને તેનો ભકિતભાવ હતો તે કરતાં પણ વિશેષ, પરિચય વધવાની સાથે દિનપ્રતિદિન વધતો ગયો. તેમના હૃદયમાં શું ગડભાંગ ચાલતી હશે તે તો ઈશ્વર જાણે, પરંતુ તેમના બોલવા, ચાલવા, હાવભાવ તથા ચહેરામાં અજબ પરિવર્તન થતું ચાલ્યું હતું.

બીજે દિવસે બપોરે લગભગ ચારેક વાગ્યાને સુમારે સ્વામીજી પાસે અનેક ભકતો બેઠા હતા અને સ્વામીજી રાવબહાદુર મણિશંકર રાજારામના પ્રશ્નોના ખુલાસા વિસ્તારથી સમજાવતા હતા. બધા એકતાર થઈ સ્વામીજીની અમૃતવાણી સાંભળી રહ્યા હતા. વચ્ચે એકાએક લક્ષ્મીદાસ ઊઠીને નીચે ચાલ્યા ગયા. મગનલાલે તેમને જતા જોયા, પરંતુ માન્યું કે કંઈ કારણસર જતા હશે. કલાકેક પછી બધા માટે ચહા આવી પરંતુ હજુ લક્ષ્મીદાસ પાછા ફર્યા નહતા, એટલે મગનલાલ તપાસ કરવા નીચે ગયા તો તેઓ એક ઓરડામાં સૂતેલા માલૂમ પડયા.

મગનલાલે તેમને ચહા પીવા ઉપર આવવા કહ્યું. જવાબમાં તેમણે ચહા નથી પીવી તેમ જણાવ્યું. એટલે મગનલાલે પૂછ્યું, "અહીં નીચે લઈ આવું?" તેમણે જવાબ આપ્યો, "હમણાં મને બોલાવશો નહિ, પડયો રહેવા દો. મારી મેળે ઉપર આવીશ." મગનલાલ ઉપર આવ્યા અને ત્યારપછી અરધાએક કલાકે લક્ષ્મીદાસ ઉપર આવી એક બાજુ બેસી ગયા. પરંતુ ત્યારથી તેઓ ચિંતનમગ્ન અને ગંભીર બની ગયા.

બીજે દિવસે સાંજે રાવબહાદુર મણિશંકર રાજારામના પ્રમુખપણા નીચે સ્વામીજીનું, ખાસ કરીને વિદ્યાર્થીઓ સમક્ષ, "વિદ્યાર્થીજીવન" ઉપર વ્યાખ્યાન રાખવામાં આવેલું હતું. વિદ્યાર્થીઓ ઉપરાંત અન્ય ગૃહસ્થો પણ હાજર હતા. સ્વામીજી પોણોએક કલાક બોલ્યા પછી પ્રમુખે ઉપસંહાર કર્યો અને બધા પાછા ઘેર આવ્યા.

## (૩) લીંબડી—સાકરવાળી મા.

બીજે દિવસે સવારની ટ્રેઈનમાં સ્વામીજી, મગનલાલ, લક્ષ્મીદાસ અને વઢવાણવાળા સંત પોપટભાઇ સાથે લીંબડી આવવા ઊપડયા.

લીંબડીમાં કાન્તિલાલને ત્યાં સ્વામીજી આવી ગયાના સમાચાર ગામમાં ફેલાતાં અગાઉની માફક જ લોકોનાં ટોળેટોળાં દર્શન અને સત્સંગ માટે ઉભરાવા લાગ્યાં.

બીજે દિવસે સવારે કાન્તિલાલે સ્વામીજીને કહ્યું, "મારાં મામી બિમાર છે અને આપનાં દર્શન માટે અહીં આવી શકે તેમ નથી, તો આપ સાંજે તેમને ત્યાં તેમને દર્શન આપવા માટે પધારો." સ્વામીજીએ જવાબ આપ્યો. "એક તમારાં મામીને ત્યાં જ શા માટે? બીજા પણ જે કોઈ બિમારી કે કોઇ બીજા કારણસર આવી શકે તેમ ન હોય તે બધાને ત્યાં આ દાસ જશે.

કેમકે અહીંથી રામદાસના ચાલ્યા ગયા બાદ આવા દરેકને તેને નહિ મળી શકવાના કારણે દુ:ખ થશે." ("સીર્ફ તુમ્હારી મામી કે ઘરહી કયોં ? કોઈ બી બિમારી યા દૂસરે એસે કારણસે યહાં ન આ સકે ઉન સબકે ઘર યહ દાસ જાયગા. કયોંકિ ઇસકે યહાંસે ચલે જાને કે બાદ ઐસા સબકો ન મીલ સકનેકા દુ:ખ હોગા.")

આ વખતે ડૉ. પોપટભાઇ અને 'સાકરવાલી માઇ' બેઠાં હતાં. પોપટભાઈને ત્યાં પણ કોઈ બિમાર હતું એટલે તેમણે સ્વામીજીને પોતાને ત્યાં પધારવા વિનતિ કરી. આ સાંભળી શબરીમાઇને પણ સ્વામીજીને પોતાને ત્યાં પધરાવી પોતાનું ઘર પાવન કરવાની ઇચ્છા થઇ અને તેમણે પણ સ્વામીજીને પોતાને ત્યાં પધારવાની કૃપા કરવા વિનતિ કરી. સ્વામીજીએ વિનતિનો સ્વીકાર કર્યો, એટલે તેમણે તેઓ કયારે આવશે અને શું લેશે તે પૂછયું. સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, "કાલે બપોરે ચાર વાગ્યે સૌથી પહેલાં તારો આ બાળક, મા, તારે ત્યાં આવશે અને તારા ઘરની થોડી છાશ લેશે." ("કલ દોપહરકો ચાર બજે સબસે પહેલે આપકે યહાં યહ તુમ્હારા બચ્ચા આયગા ઔર થોડી છાછ લેગા.") છાશ માગીને પણ મળે અને ગરીબ, વૃદ્ધ માજીને વધારે તકલિફ ન પડે તે હેતુથી સ્વામીજીએ છાશનું કહેલ.

ભક્તિભાવભીના હૃદયવાળાં ડોશીમાએ શબરીની માફક સાંજે ઉત્તમ દૂધ લઇ, તેનું દહીં જમાવી, સ્વામીજીના પધારવાના સમય અગાઉ પ્રસાદ માટે તેની છાશ બનાવી, આસન તૈયાર કરી, પૂજા સામગ્રી એકઠી કરી. સ્વામીજી ત્યાં પધાર્યા ત્યારે તેમને પ્રેમપૂર્વક ગાદી ઉપર બેસાડયા અને સર્વ સામગ્રી લઇ પૂજા શરૂ કરી. પરંતુ સ્વામીજીની સામે ઊભતાં જ ડોશીમા પ્રેમ-વિહ્વળ બન્યાં અને પૂજન પણ ન કરી શકે તેવી તેમના શરીરની સ્થિતિ થઈ જતાં જમીન ઉપર બેસી જઈ, મગનલાલ તથા કાન્તિલાલ

તરફ જોઇ ધ્રૂજતા, લંબાતા સ્વરે તેમણે કહ્યું, " મને કંઇક થાય છે. મારાથી પૂજન થઇ શકશે નહિ. મારાવતી તમો બન્ને ભાઈ પૂજન કરો." આ બન્નેએ ડોશીમાની વતી પૂજન કર્યું અને પૂજન પૂરું થતાં સ્વામીજી ઊઠી માજીની રજા લઇ ચાલતા થયા. સ્વામીજી ઘર બહાર ગયા પછી ડોશીમા પ્રેમસમાધિમાંથી જાગ્યાં અને છાશ જેમની તેમ પડેલ જોઇ બૂમ પાડી ઊઠયાં, " કોઈ મારા રામજીને પાછા બોલાવો. પ્રસાદ એમને એમ રહી ગયો." કોઈએ દોડતા આવી સ્વામીજીને હકીકત જણાવી, એટલે સ્વામીજી પાછા ફર્યા અને ફરી આસન પર બેસી માજીની છાશ પ્રેમથી પીધી. પછી નીકળતી વખતે તેમણે માજીને કહ્યું, " મા, હવે તો આ બચ્ચાને જવાની રજા છે ને ?" ( " કયોં માઇ ? અબતો યહ બચ્ચેકો જાનેકી છુટ્ટી હૈ ન ? " ) માજીએ જવાબમાં કહ્યું, " બસ, મારા રામ, બસ મારા વહાલા."

સ્વામીજી જયારે જયારે લીંબડી આવતા ત્યારે ત્યારે આ માજી ફરી કયારે દર્શન થશે તે વિષે તેમને પૂછતાં. સ્વામીજી તેમને અમુક લક્ષ રામનામનો જપ પૂરો થશે ત્યારે પોતે આવશે એમ કહેતા. ડોશીમા તે પ્રમાણે જપ શરૂ કરતાં અને કેટલીકવાર જપ પૂરો થયા પહેલાં જ અને કેટલીકવાર જપ પૂરો થયા પછી સ્વામીજી આવતા. આ વખતે સ્વામીજી લીંબડીમાં લગભગ ૭ વર્ષે આવ્યા હતા કેમકે નવા આશ્રમની સ્થાપના પછી તેઓ બહાર નીકળ્યા જ ન હતા. છેલ્લી વખતે પણ ડોશીમાને અમુક લક્ષનો જપ આપેલ જે ડોશીમાએ લગભગ પાંચ વખત પૂરો કરેલ, છતાં સ્વામીજી આવ્યા ન હતા. એટલે કોઈ પણ સ્વામીજીનો ભક્ત અને ખાસ કરીને કાન્તિલાલ કે તેના ઘરની કોઈપણ વ્યક્તિ અને કામ પ્રસંગે મગનલાલ લીંબડી ગયા હોય અને ડોશીમાને મળવા જાય ત્યારે તેમને, ડોશીમા જેટલી વખત જપ પૂરો થયો હોય તેટલી વખતની સંખ્યા

જણાવતાં પૂછતાં, " જપ તો એક વખત નહિ પણ ---વખત પૂરો થયો; પણ આ વખતે મારો રામ કાં ન આવ્યો? આવશે કે નહિ?" અને તેમને જવાબ મળતો, "જરૂર આવશે." એટલે ડોશીમા નિરાશ થઇ કહેતાં, " પણ ક્યારે? આ શરીર છૂટી ગયા પછી?" ત્યારે તેમને કહેવામાં આવતું કે, " માજી, હજુ તમો હશો ત્યાં જ આવશે." આ સાંભળી ડોશીમા આનંદમાં આવી જઈ કહેતાં, " એમ? ત્યારે તો તમારા મોમાં સાકર, ભાઈ!" અને ખરેખર ઘરમાંથી સાકરનો ગાંગડો લાવી આવા સમાચાર આપનારના મોંમાં મૂકતાં. એટલે આ વખતે મગનલાલ અને કાન્તિલાલને એમ જ લાગ્યું કે સ્વામીજી આશ્રમ છોડી આ બાજુ અહીં સુધી આવ્યા તે આ શબરીમાઈની તપશ્ચર્યાનો જ પ્રતાપ હતો.

શબરીમાઈ પાસેથી નીકળી રસ્તા ઉપર ચાલતાં સ્વામીજીએ કહ્યું, " હવે બીજી વખત રામદાસ અહીં આવશે ત્યારે આ માનું શરીર નહિ હોય." (" જબ દૂસરે સમય રામદાસ યહાં આયગા ઉસ વક્ત ઈસ માઇકા શરીર નહિ હોગા.") અને ખરેખરે સ્વામીજી ત્યારપછી ૧૯૩૮ માં આવ્યા ત્યારે શબરીમાઈ સ્વર્ગે સિધાવ્યાં હતાં.

આ વખતે સ્વામીજીનાં ભક્ત ગોદાવરીબેન પણ બિમાર હતાં. ગોદાવરીબેન કુટુંબવત્સલ, સંસ્કારી, વિદ્વાન અને સ્વધર્મનિષ્ઠ હતાં. પહેલાંની સ્વામીજીની લીંબડીની મુલાકાતો વખતે તેઓ કાન્તિલાલના મકાનની બાજુમાં આવેલ તેમના પિતાના મકાનની અંદર જ એક જુદા ભાગમાં રહેતાં અને પોતાનો સમય ધાર્મિક વાંચન; પૂજા-પાઠ વગેરેમાં ગાળતાં. આ વખતે તેઓ થોડે દૂર તેમના ભાઈની સાથે રહેતાં હતાં. સ્વામીજીને તેમની બિમારીની

જાણ થતાં શબરીમાઇને ત્યાંથી તેઓ સીધા ગોદાવરીબેનને ત્યાં આવ્યા ગોદાવરીબેને, પોતાની ભક્તિ અને પ્રેમની કદર કરી વગર આમંત્રણે સ્વામીજીને દર્શન આપવા આવેલ જોઈ, અતિ હર્ષમાં આવી જઈ પ્રેમાશ્રુ સાથે બિમાર સ્થિતિમાં પણ સ્વામીજીનો યોગ્ય સત્કાર કર્યો તેમને પણ સ્વામીજીનાં આ છેલ્લીવારનાં દર્શન હતાં.

. ત્યારપછી સ્વામીજી ડૉ. પોપટભાઈ, કાન્તિલાલનાં મામી અને બીજા જેને જેને ત્યાં જવાનું હતું ત્યાં જઈ આવી ઉતારે પાછા આવ્યા.

સ્વામીજી જે જે ગામમાં જતા ત્યાં લગભગ આખી રાતનો ઉજાગરો થતો. મોડે સુધી ભક્તો બેસી રહેતા અને ત્યારપછી ઘરના અને બહારથી મહેમાન તરીકે આવેલા તેમની પાસે બેસતા. સને ૧૯૩૧ માં નવા આશ્રમની સ્થાપના થયા પછી, સને ૧૯૩૩ ની સાલથી ત્યાંથી " વિઝન " નામનું માસિક નીકળતું જે તે વખતે પણ ચાલુ હતું. " વિઝન " માટે સ્વામીજીનો અગ્રલેખ અને કવિતા મોકલાવવાનો વખત થઈ ગયો હતો એટલે સ્વામીજીએ મગનલાલને કહ્યું: " રામજી, આજરાત્રે " વિઝન " માટેનો અગ્રલેખ અને કવિતા લખાવવાનાં છે, માટે રાત્રે તેની રામદાસને યાદ આપજો." (" રામજી, આજ રાતકો 'વિઝન' કે લિયે અગ્રલેખ ઔર કવિતા લિખવાના હૈ, ઈસ લિયે યહ બાત રાતકો ઉસે યાદ દેના. ") રાત્રે બાર વાગ્યા પછી બધાં બહારના ભક્તો ગયા પછી સ્વામીજી બીજે માળે તેમના સૂવાના ઓરડામાં ગયા. ત્યાં મગનલાલે અગ્રલેખની યાદ આપતાં સ્વામીજીએ તેમને લખવા માટે સામે બેસાર્યા. શરુઆત કરતા પહેલાં, ધ્યાનમાં બેઠા હોય તે રીતે સ્વામીજીએ આંખો બંધ કરી અને વાણીપ્રવાહ ચાલ્યો. બે થી ત્રણ મિનિટમાં કવિતા પૂરી થઈ

અને અગ્રલેખ લખાવવો શરૂ કર્યો. સ્વામીજીની બોલવાની ઝડપ એટલી બધી હતી કે સ્ટેનોટાઇપિસ્ટ જ તે ઝડપે લખી શકે. સ્વામીજી ધ્યાનાવસ્થામાં હોઈ મગનલાલ સ્ટેનોટાઇપિસ્ટ નથી, તે વાત ભૂલી ગયા અને મગનલાલ તેમને ધ્યાનભંગ ન કરવાના ઈરાદાથી કંઇ પણ બોલ્યા વગર લખાય તેટલું લખતા ગયા. લખાણ પૂરું થતાં જ સ્વામીજીએ આંખો ખોલી કાગળ હાથમાં લીધો. કવિતા તો બરાબર હતી, પરંતુ અગ્રલેખમાં વચ્ચે વચ્ચે કયાંય શબ્દો પડયા હતા અને કયાંય કયાંય તો વાકયો પણ અધૂરાં કે ખવાઈ ગયાં હતાં. આ જોઈ સ્વામીજીએ મગનલાલ તરફ જોઈ કહ્યું: "રામજી, આ શું કર્યું? હવે ખાડા કોણ પૂરશે?" ("રામજી, यह क्या किया? अब यह खड्डा कौन पूरा करेगा?") મગનલાલ કહે, "આપ!" સ્વામીજીએ જવાબ આપ્યો, "રામદાસ શું બોલ્યો તેની હવે તેને પણ યાદ નથી. ઠીક. જેવી રામજીની મરજી. હવે કાલે ટ્રેઈનમાં રામદાસને આ લેખ આપજો. રામજી સુઝાડશે તે શબ્દો ખાડાઓમાં રામદાસ મૂકાવી દેશે." ("रामदास क्या बोला यह अब उसेभी याद नहि, रामजी. अच्छा. जैसी रामजीकी मरजी. अब यह लेख कल ट्रेईनमें उसे देना. उस वक्त रामजी जो प्रेरणा करेगा वह खड्डेमें रामदास लिखा देगा.")

બીજે દિવસે સવારે ધંધુકા રેવાબેનને ત્યાં જવા માટે સ્વામીજી લીંબડીથી ઊપડયા. સાથે મગનલાલ, લક્ષ્મીદાસ, ભુદરભાઈ અને વઢવાણવાળા સંત પોપટભાઇ પણ હતા. રાણપુર ઊતરી ત્યાંથી બસમાં ધંધુકા જવાનું હતું. ગાડી ઊપડયા પછી મગનલાલે આગલી રાતવાળો લેખ સ્વામીજીને આપ્યો જે વાંચતાં વાંચતાં સ્વામીજી તેમાંના ખાડા પૂરતા ગયા અને ખાડા પુરાઈ રહેતાં, ધંધુકા પહોંચતાં જ પોસ્ટ કરી દેવા, તે લેખ તેમણે મગનલાલને પાછો આપ્યો.

## (૪) ધંધુકા—લક્ષ્મીદાસ અને ગુરુકૃપા

રાણપુર ઊતરી બસમાં બેસી તેઓ ધંધુકા આવ્યા. ગામ બહાર બસ-સ્ટેન્ડ આગળ ભક્તો સામૈયા માટે ઊભા હતા. સ્વામીજી ઊતરતાં તેમને લઈ તેઓ રેવાબેનને ત્યાં આવ્યા.

રેવાબેન સંસ્કારી, પવિત્ર, ધાર્મિક, અને ઈશ્વરપરાયણ છે. સને ૧૯૩૦ માં સ્વામીજી કાઠિયાવાડમાં આવેલ ત્યારે પણ ધંધુકા રેવાબેનના આમંત્રણથી ગયેલ અને તેમને ત્યાં એક દિવસ રહી ગયેલ. આ વખતે ધંધુકા તેમને ત્યાં બે દિવસ રોકાઈ ત્રીજે દિવસે ત્યાંથી મુંબઇ જવા માટે ઉપડવાનું હતું.

લક્ષ્મીદાસભાઇ સ્વામીજીના મિલન પછી દિવસે દિવસે વધુ ને વધુ ગંભીર થતા જતા હતા. લીંબડીમાં પણ આજ સ્થિતિ હતી અને અહીં આવતાં તો વાતચીત પણ બિલકુલ બંધ થઈ ગઈ હતી.

પોતાના સંસારી ઉપાધિમય જીવન અને સ્વામીજીના મુક્ત રામમગ્ન જીવન વચ્ચેના તફાવતે ઊંડી અસર કરી, તેમને ઊંડા વિચારમાં નાખી દીધા હતા. એક ઉપાધિમાં ફસાઈ, હતો ત્યાંથી પણ નીચે ઊતરેલ અને બીજો ઉપાધિમુક્ત બની મનુષ્યજીવનની સફળતાની ટોચ ઉપર પહોંચ્યો હતો. સ્વામીજીને જોયા પછી તેમને લાગ્યા કરતું હતું કે તેમણે પોતાનું જીવન જે રીતે જીવવું જોઇતું હતું, તે રીતે જીવ્યું નથી. મનુષ્યદેહ મળ્યાની સાર્થકતા કરી નથી. આ બાબતનો વિષાદ અને ખેદ તેમના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતો હતો.

ધંધુકામાં પણ અનેક સજ્જનો સ્વામીજીનાં દર્શને આવતા અને શંકાસમાધાન કરાવતા. મગનલાલ અને લક્ષ્મીદાસ એક

પળ પણ સ્વામીજીથી દૂર ખસતા નહિ. શ્રવણના આનંદમાં કુદરતી હાજતનું પણ તેમને વિસ્મરણ થઈ જતું.

બીજે દિવસે રાતના બાર—એક વાગ્યે બહારના બધા ભક્તો ગયા પછી સૂવા માટે પથારીઓ કરવામાં આવી. સ્વામીજી, પોપટભાઈ વગેરે માટે ફળીમાં ખાટલા નાખવામાં આવ્યા હતા અને મગનલાલ તથા લક્ષ્મીદાસ માટે સ્વામીજીના મસ્તક. તરફ ઓસરીમાં ઓસરીની કિનાર નજીક પથારીઓ કરવામાં આવી હતી. ઉજાગરા અને થાકને લઈને બધા પથારીમાં જાગતા પડયા હતા. ફક્ત એક સંત પોપટભાઇ પથારીમાં બેઠા બેઠા સ્વામીજીને ભજન સંભળાવતા હતા. બધા પથારીમાં પડયા પડયા અને તેમાંના કેટલાક તો તંદ્રામાં ભજનો સાંભળતા હતા. રાતના બેએક વાગ્યા હતા. ભજનો પૂરાં થતાં. પોપટભાઇએ શ્રી શંકરાચાર્યનું " **क्षंतव्यो मेऽपराधः शिव शिव शिव भो श्रीमहादेव शंभो।** " એ સ્તોત્ર ઉપાડયું. ચાર પાંચ કડી પૂરી થઈ અને લક્ષ્મીદાસ સૂતા હતા તે તરફથી સીસકારા ઉંસકારા સંભળાવા લાગ્યા. અત્યારે સ્વામીજી પોપટભાઇ અને મગનલાલ સિવાય બધા તંદ્રામાં હોઈ કોઈનું તે તરફ લક્ષ ગયું નહિ. ધીમે ધીમે સીસકારા ઉંસકારા વધતા જ ચાલ્યા. મગનલાલ પડયા પડયા વિચાર કરતા હતા કે એકાએક લક્ષ્મીદાસને થયું શું? તેમને લાગ્યું કે લક્ષ્મીદાસનો સ્વામીજી પ્રત્યેનો ટોચે પહોંચેલો પ્રેમ અને ભક્તિભાવ, સ્વામીજી જેવા મુક્ત પુરુષના સાન્નિધ્યનું વાતાવરણ, સ્વામીજીના આદર્શ જીવનની તેમના પર પડેલી ઊંડી છાપ અને અપરાધોની ક્ષમાપનાનું ચાલતું સ્તોત્ર—આ બધાના સંગમે તેમના મનઃચક્ષુ આગળ તેમના પોતાના જીવનનું ચિત્રપટ રજુ કરી દીધું છે અને પોતે અત્યારે થયેલા અપરાધોની ખરા અંતઃકરણના પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગી રહ્યા છે. મગનલાલે વિચાર્યું કે અત્યારે તેમને બોલાવવાથી સ્થિતિ વિશેષ બગડશે, એટલે તેમને છેડયા વગર તેમના

હૃદયના આવેગને બહાર નીકળી જવા દેવા, જાગતા હોવા છતાં તેઓ કંઇ બોલ્યા નહિ.

એકાએક લક્ષ્મીદાસ પથારીમાં બેઠા થઈ ગયા અને કોઈનો એકનો એક પુત્ર તેને છોડી પરલોક જતાં જે રીતે તે પોક મૂકી છાતીફાટ રૂદન કરે, તે રીતે મોટી પોક સાથે રુદન શરુ કર્યું. આ પોક સાંભળતાં જ સ્વામીજી સિવાય બધા પથારીમાં બેઠા થઈ ગયા, પરંતુ શું થયું અને શું કરવું તેની કોઈને ગમ પડી નહિ. સ્વામીજી અને પોપટભાઈ બન્ને આવા વાતાવરણ વચ્ચે પણ અલિપ્ત રહ્યા હતા. પોપટભાઈ જાણે કંઇ જ બન્યું ન હોય તેમ આંખો બંધ રાખી પોતાનું શરૂ કરેલું સ્તોત્ર બોલ્યે જતા હતા. મગનલાલને લાગ્યું કે સ્તોત્ર બોલાતું બંધ થાય તો જ હવે આ ઊભરો શમે; એટલે તેમણે પોપટભાઈને સ્તોત્ર બંધ કરવા બે ત્રણ વખત કહ્યું, પરંતુ પોપટભાઇએ, સ્તોત્ર સાથે એકતાર થઈ જવાને કારણે કે લક્ષ્મીદાસની સ્થિતિ અને સ્તોત્ર વચ્ચેનો સંબંધ ન સમજાવાના કારણે, સ્તોત્ર ચાલુ રાખ્યું. એટલે મગનલાલે મોટા અવાજે કહ્યું, "પોપટભાઈ, સ્તોત્ર બંધ કરો." પોપટભાઈએ સ્તોત્ર બોલવું બંધ કરી આંખો ઉઘાડી. સ્તોત્ર બંધ થતાં જ રૂદનનું ધીમે ધીમે શમન થયું અને શરૂઆતમાં હતા તેવા સીસકારા ઉંસકારા ચાલુ રહ્યા.

થોડીવાર પછી એકાએક લક્ષ્મીદાસે ઓસરીની કોર ઉપરથી છલાંગ મારી સ્વામીજીના શરીર ઉપર પોતાના શરીરને પડતું મૂક્યું. થોડીવાર સ્વામીજી કંઈ બોલ્યા નહિ, પરંતુ પોતાના સુકલકડી શરીર ઉપર લક્ષ્મીદાસના શરીરનો બોજો અસહ્ય થતાં, પોતાના મસ્તક તરફ મગનલાલ હતા તેમને હાથના ઇશારાથી લક્ષ્મીદાસને પોતાની છાતી ઉપરથી ઉઠાવી લેવા કહ્યું. મગનલાલે અને પોપટભાઈએ તેમને ઉપાડવા પ્રયત્ન કર્યો, પરંતુ આ વખતે

લક્ષ્મીદાસનું દેહભાન ચાલ્યું ગયું હતું એટલે શરીરનો બોજો પણ વધ્યો હતો, જેથી ત્રીજા એક ભાઈની મદદથી તેમને ઉપાડી તેમની પથારીમાં સુવાડવામાં આવ્યા. સ્વામીજી પણ ઊઠી, પગ જમીન ઉપર રાખી, પથારીમાં બેઠા.

ત્યારપછી થોડીવારે લક્ષ્મીદાસ ભાનમાં આવ્યા અને બેઠા થઈ, સ્વામીજી પાસે જઈ, જમીન પર ઘુંટણિયાભર બેસી, બન્ને હાથથી સ્વામીજીના પગ પકડી, તેમણે સ્વામીજીના બે ગોઠણ ઉપર પોતાનું માથું મૂકી દીધું. આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલુ જ હતો. સ્વામીજી બોલ્યાચાલ્યા વગર બેસી જ રહ્યા હતા. દશેક મિનિટ આ સ્થિતિ રહી અને સ્વામીજીનો કમરે વીંટાળેલો કપડાનો ટુકડો અશ્રુથી ભીંજાતાં સ્વામીજીની કરૂણા અને પ્રેમ વરસ્યાં. સ્વામીજીએ જોરથી "ૐ શ્રીરામ" એમ બૂમ પાડી પોતાના બન્ને હાથ લક્ષ્મીદાસના મસ્તક ઉપર મૂકયા અને ત્યાં જ હાથ રાખી "ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ" એટલું બોલી લક્ષ્મીદાસને સંબોધીને કહ્યું, "રામજી, સૂઈ જાવ." ("રામજી, સો જાઓ.") આ આજ્ઞા સાંભળતાં જ એક આજ્ઞાંકિત બાળકની જેમ લક્ષ્મીદાસ પોતાની મેળે ઊઠી પથારીમાં આવીને સૂઈ ગયા. થોડીવારે સ્વામીજી અને બીજા બધા પણ પથારીમાં સૂતા પરંતુ આ બધાને ઊંઘ આવે તે પહેલાં લક્ષ્મીદાસ ઘસઘસાટ ઊંઘી ગયા અને એટલા જોરથી નસકોરાં બોલાવવા મંડયા કે બાજુમાં સૂતેલા મગનલાલને તેના અવાજથી ઊંઘ આવવી પણ મુશ્કેલ બની ગઇ આ વખતે લગભગ સવારના ચાર વાગ્યા હતા. થોડી વાર ઊંઘી સવારના છ વાગ્યે બધા ફરી ઊઠયા.

સવારે લક્ષ્મીદાસને જોતાં તેમની આંખો હદ ઉપરાંતની સૂઝી ગયેલ, કીકીની આજુબાજુનો ભાગ લાલઘૂમ બની ગયેલ, અને કીકીઓ ઊપસીને બહાર આવી હોય તેવી માલૂમ પડી.

તેઓ કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોતાનું નિત્યકર્મ પતાવવા ગામ બહાર ઊપડયા. તેમની આ સ્થિતિ જોઈ તેમને રેઢા ન મૂકવાના હેતુથી મગનલાલ અને ભુદરભાઇ પણ સાથે ગયા. ત્રણે શૌચ, સ્નાન પતાવી પાછા આવ્યા.

લક્ષ્મીદાસ, કંઈ બોલ્યાચાલ્યા સિવાય સીધા રેવાબેનની પૂજાની ઓરડીમાં જઇ, બાર અટકાવી, માથા ઉપર ભીનું ધોયેલ ધોતિયું અને ભીનો ટુવાલ વીંટાળી, દેવના સિંહાસન સામે પલાંઠી વાળી બેસી ગયા. મગનલાલ અને ભુદરભાઈ સ્વામીજી પાસે બેઠા. એક પછી એક ગૃહસ્થો દર્શનાર્થે આવતાં ઓસરીમાં માણસોની મેદની થઈ ગઈ હતી અને સ્વામીજી એક પછી એક છાતા પ્રશ્નો ઉપર વિસ્તારથી શંકાસમાધાન કર્યે જતા હતા. લગભગ બે એક કલાક થવા છતાં લક્ષ્મીદાસ બહાર નીકળ્યા નહિ, એટલે મગનલાલને ચિંતા થઇ. પૂજાની ઓરડી આગળ જઇ, બારણું સહેજ ઉઘાડી અંદર જોતાં, લક્ષ્મીદાસને સ્થિર ધ્યાન-મગ્ન સ્થિતિમાં જોઈ તેઓ પાછા ફર્યા. તેમને થયું કે રખેને લક્ષ્મીદાસને કંઇ થશે તો પોતે તેમને સાથે લઇ આવેલ હોઈ અપયશ મળશે અને તેમના કુટુંબને જવાબ આપવો ભારે થઈ પડશે. આવી ચિંતાથી તેમણે સ્વામીજી પાસે આવી તેમના કાનમાં કહ્યું: “બે કલાકથી લક્ષ્મીદાસ ઓરડીમાં જઈને બેઠા છે અને હજુ બહાર નીકળ્યા નથી.” સ્વામીજી તરત જ “હમણાં આવું છું.” (“અભી આયા.”) એમ ત્યાં બેઠેલાઓને કહી ઊઠયા અને ઓરડીમાં લક્ષ્મીદાસ પાસે આવી, નીચે બેસી, તેમના ચહેરા તરફ જોઈ, “કંઈ નથી. શાન્તિથી બેસવા દો.” (“કુછ નહિ હૈ. બૈઠને દો શાન્તિસે.”) એમ કહી પાછા પોતાને આસને આવ્યા. ત્યાર પછી અરધાએક કલાક પછી લક્ષ્મીદાસ બહાર આવી સ્વામીજી પાસે બેઠા.

આજે સાંજની ટ્રેઈનમાં ધંધુકાથી ઉપડવાનું હતું. બપોરના ભોજન બાદ સ્વામીજી ઓરડામાં હિંડોળાખાટ ઉપર બેઠા હતા અને મગનલાલ સામે બેઠા હતા. સ્વામીજીએ મગનલાલને એકાએક પૂછ્યું, "કેમ રામજી, મુંબઈ સુધી સાથે આવે છે ?" ("ક્યું રામજી, બંબઈ તક ચલતા હૈ ?") મગનલાલે કહ્યું: 'આવવાની ઈચ્છા છે, પરંતુ લક્ષ્મીદાસનું શું ? તેમને એકલા કેમ છોડી શકાય ?" સ્વામીજીએ જવાબ આપ્યો, "ચાલવું હોય તો ચાલો. તેમની ચિંતા કરવાની જરૂર નથી. તેઓ અહીંથી સીધા, સહીસલામત ઘેર જ જશે." ("ચલના હો તો ચલો. ઉસકી ચિંતા મત કરો. વહ સીધા ઘરકો જાયગા.") સ્વામીજીએ આવી ખાતરી આપી એટલે લક્ષ્મીદાસને પોતાનો સ્વામીજી સાથે જવાનો ઇરાદો જણાવી, તેમની સંમતિ લઈ, મગનલાલ પણ સ્વામીજી સાથે મુંબઈ જવા તૈયાર થયા.

વખત થતાં સ્ટેશને જવા માટે ઘરમાંથી નીકળી સ્વામીજી ફળીમાં આવ્યા ત્યારે રેવાબેને—માસિક ધર્મને અંગે સ્વામીજીનું પાદપૂજન નહિ કરી શકેલ હોઈ—ગળગળાં થઈ સ્વામીજીને એક દિવસ વધુ રોકાઈ જઇ પોતાને પાદપૂજનનો લાભ આપવા આજીજીભરી વિનતિ કરી. સ્વામીજીએ ફળીમાં જ ઊભા રહી કહ્યું: "પાદપૂજાથી કયો વિશેષ લાભ થવાનો છે ? મનનું સમાધાન માત્ર છે. બીજું કંઈ નથી. તમારા ઘરમાં આ દાસ ત્રણ દિવસ રહ્યો તેમાં બધું આવી ગયું. છતાં પણ મનનું સમાધાન કરવું હોય તો આવો અને ખુશીથી પાદપૂજા કરો. રામદાસને અડવાથી રામદાસ અપવિત્ર નહિ થાય." ("પાદપૂજનસે ક્યા વિશેષ લાભ હૈ ? મનકા સમાધાન માત્ર હૈ. દૂસરા કુછ નહિ. તુમ્હારે ઘરમેં યહાં રામદાસ તીન દિન રહા ઉસમેં સબ કુછ આ ગયા. ફિરભી મનકા સમાધાન કરના હો તો આઓ ઔર પાદપૂજા

ખુશીસે કરો. રામદાસકો છૂનેસે રામદાસ અપવિત્ર નહિ હોતા.") સ્વામીજીનાં આ વચનો સાંભળી રેવાબેન આશ્ચર્યમૂઢ બની તેમની સામે જોઇ રહ્યાં એટલે ફરી સ્વામીજીએ કહ્યું: " રામદાસના શબ્દોમાં વિશ્વાસ હોય તો, મા, ડરો મા. હિંમતથી અહીં આવો અને પાદપૂજા કરો." (" રામદાસકે શબ્દોમેં વિશ્વાસ હો તો ડરો મત. હિમતસે આઓ ઔર પાદપૂજા કરો.") આ શબ્દોથી રેવાબેનના મનનું સમાધાન થઈ ગયું અને તેમણે પાસે આવી પ્રણામ કરી તેમને રાજીખુશીથી જવાની રજા આપી.

બધા સ્ટેશને આવ્યા. ટિકીટ લઈ સ્વામીજી અને મગનલાલ ડબામાં બેઠા અને સાથે વળાવવા આવેલા ભાઈઓ ડબા આગળ પ્લૅટફોર્મ ઉપર ઊભા. લક્ષ્મીદાસ જેઓ અત્યાર સુધી શાન્ત હતા, તેઓ બધા બહાર ઊભેલાઓને ઉદ્દેશીને બોલ્યા, " ભાઇઓ, ગુરુકૃપા શું તેની મને કાલે ખબર પડી. ગુરુકૃપાનો મને જે કાલે અનુભવ થયો તેનું વર્ણન હું શબ્દોમાં કરી શકું તેમ નથી. ફક્ત એટલું જ કહી શકું કે મેં મારા જીવનની કાલે કૃતકૃત્યતા અનુભવી." સ્ટેશને આવેલા પૈકીના બેત્રણ સિવાય બીજા કોઇને રાતના બનાવની માહિતી ન હતી, એટલે લક્ષ્મીદાસ શું કહે છે તે તેઓ સમજી શકયા નહિ. તેઓ એક બીજા સામે જોઇ રહ્યા. મગનલાલ કે જેઓ બનાવના સાક્ષી હતા તેમને આ શબ્દો સાંભળી થયું કે " ખરેખર તેમનું જીવન કૃતકૃત્ય થયું છે. આ જન્મનાં જ નહિ પરંતુ અનેક જન્મનાં પાપો ધોવાઇને સાફ થઈ ગયાં છે. અત્યારે સિલિકમાં કંઈ બાકી નથી. આ સ્થિતિ અને આ વૃત્તિ કાયમ ટકી રહે તો બીજો જન્મ લેવો ન પડે."

એટલામાં વખત થતાં ગાડી ઊપડી. બધાએ હાથ જોડી સ્વામીજીને નમસ્કાર કર્યા. સ્વામીજીએ બારીમાં ઊભા રહી બધાને સામા નમસ્કાર કર્યા અને પોતાની જગ્યાએ બેઠા. લક્ષ્મીદાસ હાથ જોડી ડબાની સાથે સાથે ચાલવા લાગ્યા. ગાડી પ્લૅટફોર્મ

બહાર નીકળતાં તેઓ પાછળ રહી ગયા, છતાં ગાડી પાછળ દોડયા આવતા હતા. સ્વામીજીનું મુખ એન્જીન ભણી હતું એટલે તેઓ તેમને જોઈ શકતા ન હતા, પરંતુ સ્વામીજીની સામે બેઠેલ મગનલાલનું મુખ ગાર્ડના ડબા તરફ હોઈ તેઓ તેમને જોઇ શકતા હતા. ગાડી પ્લૅટફૉર્મ બહાર નીકળ્યા પછી પણ લક્ષ્મીદાસને દોડયા આવતા જોઈ મગનલાલને થયું કે બેધ્યાનપણામાં કદાચ સિગ્નલનો તાર તેમના પગમાં આવશે તો તેઓ પડી જશે. એટલે તેમણે બહાર ડોકું કાઢી કહ્યું: "બસ, લક્ષ્મીદાસભાઈ, બસ. રોકાઇ જાઓ." પરંતુ તેમણે ગણકાર્યા વગર દોડવું ચાલુ રાખ્યું, એટલે મગનલાલે સ્વામીજીને તેમને રોકાઈ જવાનું કહેવા વિનતિ કરી.

સ્વામીજીએ તુરત જ ઊઠી બારી બહાર ડોકું કાઢી કહ્યું: "બસ, રામજી ! બસ."

આ હુકમ મળતાં જ લક્ષ્મીદાસે જવાબમાં હાથ જોડયા અને પ્લૅટફૉર્મ તરફ પાછા ફર્યા.

ગાડી આગળ ચાલી. એક પછી એક સ્ટેશનો વટાવતાં એલિસબ્રિજ સ્ટેશન આવ્યું. સ્ટેશન ઉપર રાજેન્દ્ર-બાબુ વગેરે અમદાવાદના પાંચ–સાત ભક્તો, સ્વામીજી માટે મેવો, ફળ, દૂધ, હાર વગેરે લઈને તેમનો સત્કાર કરવા આવ્યા હતા. એલિસબ્રિજથી અમદાવાદ પહોંચતા સુધીમાં ફળાહાર વગેરે પતી ગયું. અમદાવાદ સ્ટેશન આવતાં તેમણે સ્વામીજી અને મગનલાલને મુંબઇ જતી ગાડીમાં બેસાડી દીધા અને ગાડી ઊપડતાં તેઓ ગામમાં પાછા ફર્યા.

## (૫) મુંબઈ.

મુંબઈમાં સ્વામીજી સંજીવરાવને ત્યાં ઊતર્યા હતા. સ્વામીજી કાઠિયાવાડના પ્રવાસે નીકળ્યા તે પહેલાંના તેમના મુંબઈના વસવાટ દરમિયાન કાન્તિલાલ અને તેમનાં પત્ની જ્યારે જ્યારે વખત

મળે ત્યારે સ્વામીજીનાં દર્શન માટે જતાં. આ સમયે સ્વામીજી કોઈ કોઈ વાર બીડી પીતા.

એક વખત કાન્તિલાલે પોતાનાં પત્નીને, સ્વામીજીને ગુરુ તરીકે સ્વીકારો તેમની પાસેથી મંત્રોપદેશ લેવા સૂચવ્યું. કાન્તિલાલનાં પત્નીએ જવાબ આપ્યો, "ગુરુ થવા માટેની સ્વામીજીમાં દરેકે દરેક યોગ્યતા છે. હું તેમના તરફ માનની દષ્ટિએ અને પૂજ્ય બુદ્ધિથી જોઉં છું. છતાં તેમને ગુરુ કરવા મારું મન થતું નથી, કેમકે તેઓ બીડી પીએ છે તે મને રુચતું નથી બીડી. પીનારને હું મારો ગુરુ તો ન કરું."

ત્યારપછી બન્ને જ્યારે સ્વામીજીનાં દર્શન કરવા ગયાં અને કાન્તિલાલનાં પત્ની સ્વામીજીની પાસે જઇ તેમને પગે પડયાં ત્યારે સ્વામીજીએ તેમના અંતરની વાત જાણી લઈ કહ્યું: "મા, હવેથી રામદાસ બીડી નહિ પીએ." ("મા, અબ રામદાસ બીડી કભી ન પિયેગા.") કાન્તિલાલનાં પત્ની પોતાને થયેલ ભ્રાન્તિને અંતર્યામીરૂપે સમજી લઇ પ્રત્યુત્તરરૂપે કહેલ આ શબ્દો સાંભળી આશ્ચર્યથી અવાક્ થઇ ગયાં. પોતાને ખાતર પ્રેમમૂર્તિ રામદાસને બીડીનો ત્યાગ કરતા જોઈ તેઓ પ્રેમાવેશમાં આવી ગયાં અને તેમની આંખોમાંથી ખળખળ કરતાં અશ્રુ વહેવા માંડયાં. તે જ દિવસે તેમણે સ્વામીજીને ગુરુ તરીકે સ્વીકાર્યા અને સ્વામીજીએ તેમને 'ૐ શ્રી રામ, જય રામ, જય જય રામ' નો મંત્ર આપી તેનો સતત જાપ કરવા આદેશ આપ્યો.

ત્યારપછી ફરી એક દિવસ કાન્તિલાલ તેમનાં પત્ની, બહેન વગેરે કુંટુંબીજનોને લઇને સ્વામીજીનાં દર્શન કરવા સવારના આઠેક વાગ્યે ગયેલ. તેમની નોકરી અંધેરી હતી અને નોકરી માટે નવ વાગ્યાની ટ્રેઇન પકડવાની હતી. તેથી સ્વામીજીનાં દર્શન કરી, થોડીવાર બેસી, ત્યાંથી ઊઠી તેઓ ગ્રાન્ટરોડ સ્ટેશન

તરફ રવાના થયા. 'પન્નાલાલ ટેરેસ' પાસેની 'પેરી કુંપની' નજીક પહોંચતાં, ત્યાંથી તેમણે સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર ટ્રેઈન આવીને ઊભેલી જોઈ. ટ્રેઇન એક જ મિનિટ ઊભી રહે એટલે કોઈ પણ રીતે પહોંચી શકાય તેમ ન હતું અને આ ટ્રેઇન ચૂકે તો નોકરીમાં અર્ધો કલાક મોડું થાય તેમ હતું. તેમને મનમાં થયું કે 'સવારમાં સ્વામીજીનાં દર્શન કરવાની ખટપટ કરી ન હોત તો મોડું થાત નહિ. અહીંથી સ્ટેશને પહોંચી, પુલ ઊતરીને પેલી બાજુ જતાં સાત આઠ મિનિટ થાય ત્યાંસુધી ટ્રેઈન શાની ઊભી રહે ?' એકાએક મનમાં બીજો વિચાર આવ્યો કે 'સ્વામીજીનાં દર્શને ગયેલ એટલે સ્વામીજી સહાય કરે તો જ આ ટ્રેઇનમાં પહોંચાય.'

ગમે તેટલી ઉતાવળ કરે તો પણ પહોંચાય તેમ ન હતું એટલે પોતાની ગતિ વધાર્યા વગર જે ગતિએ ચાલતા હતા તે જ ગતિ તેમણે ચાલુ રાખી; પરંતુ તેમની અજાયબી વચ્ચે ટ્રેઈન તો ત્યાં ઊભેલી જ જણાઈ, ઊપડે જ નહિ. તેઓ પુલ ઓળંગી પ્લૅટ-ફૉર્મ ઉપર આવ્યા છતાં ગાડી ઊપડી નહિ. જાણે તેમની જ રાહ જોતી ઊભી હતી. જેવો તેમણે ડબાની પગથી ઉપર પગ મૂકયો કે તુરત જ વ્હીસલ થઈ અને ગાડી ઊપડી.

કાન્તિલાલની અજાયબીનો પાર રહ્યો નહિ. તેમણે ગાડીને જોયા પછી ગાડીમાં બેસતા સુધીમાં આઠ મિનિટ ગઈ હતી. કાન્તિલાલને જે મિનિટે વિચાર આવ્યો કે 'સ્વામીજી સહાય કરે તો જ આ ટ્રેઈનમાં પહોંચાય' તે જ વખતે મશિનમાં કંઈ ખોટકો થયો અને તેઓ ગાડીમાં બેઠા ત્યાં સુધી તે ચાલુ રહ્યો. આ બનાવથી કાન્તિલાલની શ્રદ્ધામાં અજબ વધારો થયો. તેઓ મનમાં બોલી ઊઠયા, 'ધન્ય સ્વામીજી, જય હો સ્વામીજીનો !'

કાઠિયાવાડના પ્રવાસમાંથી ફરી મુંબઈ આવ્યા પછી સ્વામીજી, સવારનો બધો વખત પેસ્તનજી બારીસ્ટર કે જેમને માટે તેમણે

આશ્રમ છોડયો હતો, તેમને ત્યાં ગાળતા. બપોરનો અને રાતનો વખત સંજીવરાવને ત્યાં અને સાંજનો વખત પધરામણી અંગે મુંબઈમાં જુદા જુદા સ્થળે અને પરાંઓમાં જવામાં ગાળતા. મગનલાલ લગભગ દરેક સ્થળે સાથે જ રહેતા.

આ પ્રમાણે થોડા દિવસ ગાળ્યા પછી આશ્રમમાં જવા માટેનો દિવસ નક્કી કરવામાં આવ્યો, અને નક્કી કરેલ દિવસે સંજીવરાવને ત્યાંથી નીકળી વિકટોરિયા ટરમિનસ સ્ટેશને આવ્યા. સ્વામીજીના મુંબઈના અનેક ભક્તો સ્ટેશને તેમને વિદાય આપવા માટે આવ્યા હતા.

સ્ટેશનમાં આવી સ્વામીજી પ્લૅટફૉર્મ ઉપરના એક બાંકડા ઉપર બેસી ગયા. બધા ભક્તો સ્વામીજીને વીંટળાઇને ઊભા રહ્યા. સ્ટેશને સ્વામીજીને વિદાય આપવા એટલા બધા ભક્તો આવ્યા હતા કે સ્વામીજી આસપાસ એક મોટું ટોળું બંધાઈ ગયું. આ જોઈ બીજા મુસાફરોને પણ આ ટોળા વચ્ચે શું છે તે જોવાનું કુતૂહલ થતું અને તેને લઇને ટોળામાં વિશેષ ઉમેરો થતો. સ્ટેશનમાં ફરતા યુરોપિયન ગૃહસ્થો અને સોલજરો આ ટોળું જોઈ અંદર શું છે તે જોવા પ્લૅટફૉર્મ ઉપરના થાંભલા કે તેવી જ કોઈ ઊંચી જગ્યા ઉપર ચડીને અંદર જોતા હતા અને ટોળા વચ્ચે અર્ધનગ્ન સ્થિતિમાં ભગવાં વસ્ત્રવાળો બાવો જોઈ વિસ્મય પામતા હતા. ગાડી ઉપડવાનો સમય થતાં સ્વામીજી ડબામાં તેમને માટે રાખવામાં આવેલ જગ્યા ઉપર બેઠા અને સ્વામીજીના ગળામાં ભક્તો તરફથી એક પછી એક હાર પડવા માંડયા. આઠ–દશ હાર ગળામાં એકઠા થતાં, કાઢીને બાજુમાં મૂકવામાં આવતા.

દુર્ગાશંકરનાં પત્નીએ ( કાન્તિલાલનાં ભાભી ) સ્ટેશને જતી વખતે મગનલાલને, સ્વામીજીને પહેરાવાયેલા હારમાંથી એક હાર

પ્રસાદ તરીકે પાછો લઇ આવવા કહેલ. એટલે મગનલાલને તેમની ઈચ્છા પાર પાડવા, હાર માટે, સ્વામીજી પાસે જવું હતું; પરંતુ બીજાને વિક્ષેપ કર્યા વગર ટોળાં વચ્ચેથી સ્વામીજી સુધી જવાય તેવી સ્થિતિ ન હતી. ધીમે ધીમે ઓછામાં ઓછો વિક્ષેપ કરી માંડ માંડ તેઓ સ્વામીજી સુધી પહોંચ્યા અને એક હારની માગણી કરી. સ્વામીજીએ તરત જ એકને બદલે જેટલા હતા તેટલા હાર ગળામાંથી કાઢીને આપવા માટે હાથ લંબાવ્યો. પરંતુ મગનલાલ તે લે તે પહેલાં જ, નજીકમાં ઊભેલા બીજા ભક્તો કે જેઓને અત્યાર સુધી આ હારની કિંમત નહિ સમજાએલ, તેમને તેની પ્રસાદ તરીકેની કિંમત એકાએક સમજાતાં, તેમણે તેના ઉપર ઝડપ મારી, જેના હાથમાં જેટલો આવ્યો તેટલો લઇ લીધો અને મગનલાલ જેવા હતા તેવા જ ઊભા રહ્યા. સ્વામીજીએ તરત બાજુમાં પડેલા હારના ઢગલામાંથી જેટલા હાથમાં આવ્યા તેટલા ઉપાડી ફરી મગનલાલ તરફ હાથ લંબાવ્યો, પરંતુ આ પહેલાંની લૂંટમાં જેઓ બાકી રહી ગયેલ, તેઓમાંથી કેટલાકે ઝડપ મારી ફરી જેમના હાથમાં જેટલું આવ્યું તેટલું લઈ લીધું. એટલે સ્વામીજીએ ત્રીજી વખત જેટલા હતા તેટલા હાર હાથમાં લઈ, તેમાંથી એક બાજુમાં જ ઊભેલ મગનલાલને આપી, બાકીના બીજા ભક્તોને આપી દીધા. છતાં મગનલાલના હાથમાંથી તેમની બાજુમાં જ ઊભેલા બીજા એક ભક્ત, જેમને લૂંટમાં હજુ સુધી હિસ્સો મળેલ નહિ, તેમણે ઝડપ મારી ટુકડો લઇ લીધો, અને ગાડી ઊપડતાં ‘સ્વામીજીની જય’ બોલાવી બધા પાછા ફર્યા. મગનલાલે ઘેર આવી બાકી રહેલ ટુકડો ભાભીને આપ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## —: પૂર્ણાહુતિ :—

### (૧) પ્રતિકૂળ સંયોગો—તેમાંથી મુક્તિ

આ પછી સને ૧૯૩૮માં સ્વામીજી ભક્તોના પ્રેમ અને દબાણને વશ થઈ ફરી ભારતવર્ષના પ્રવાસે નીકળ્યા હતા. ઉત્તર, પૂર્વ અને પશ્ચિમનો પ્રવાસ પૂરો કરી, દક્ષિણમાં જતાં તેમની તબિયત, સતત પ્રવાસ, ગામ ગામનાં પાણી, ઉજાગરા અને થાકને લઇને લથડી. તે સ્થિતિમાં પણ પ્રવાસ પૂરો કરીને જ આશ્રમમાં પાછા ફરવાનો તેમનો નિશ્ચય હતો, પરંતુ ભકતોએ વિનતિપૂર્વક સમજાવીને તેમને દક્ષિણનો પ્રવાસ અધૂરો રખાવી આશ્રમમાં પાછા મોકલ્યા.

આ પ્રવાસમાં સ્વામીજી વઢવાણ—લીંબડી આવ્યા ત્યારે તે બાબતના મગનલાલને ખબર આપવામાં આવ્યા હતા. સ્વામીજીના સત્સંગની તેમ જ દર્શનની ઘણી જ તીવ્ર ઇચ્છા છતાં અતિ પ્રતિકૂળ સયોગોને લઇને તેઓ એક દિવસ માટે પણ ભાવનગર છોડી શકે કે તેમને પોતાને ત્યાં બોલાવી શકે તેવી સ્થિતિ ન હતી. આ હકિકત તેમણે સ્વામીજીને જણાવી. સ્વામીજીએ જવાબ આપ્યો કે, " રામદાસ હમેશને માટે તમારી સાથે જ છે એટલે ચિંતા કરવાનું કંઈ કારણ નથી. " મગનલાલને દુઃખ તો થયું પરંતુ બીજો ઉપાય ન હતો. આવેલ પત્ર નીચે પ્રમાણે હતોઃ

૩૬૭

વઢવાણ સીટી,
તા. ૧૨ મી ફેબ્રુઆરી, ૧૯૩૮.

વહાલા રામ,

દુર્ગાશંકર ઉપરનો તમારો પત્ર રામદાસને વાંચી સંભળાવવામાં આવ્યો. હાલમાં તમો પ્રતિકૂળ સંયોગોમાં મુકાઈ ગયાનું સાંભળી રામદાસને ઘણી જ દિલગીરી થઇ. તમોને આ કહેવતની ખબર છે કે "ભલો માણસ હમેશાં ઉત્કર્ષને માટે જ સહન કરે છે." એટલે ખાતરી રાખજો કે અત્યારે વિપત્તિ હોવા છતાં ભવિષ્ય સારું અને સુખમય હશે. ધીરજ અને પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ રાખશો. રામદાસ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે કે તમો મુશ્કેલીમાંથી વહેલામાં વહેલી તકે મુક્ત થાઓ. તમો રામદાસ પાસે આવી શકયા નથી તેની ચિંતા કરશો નહિ. આત્મીય સંબંધથી તે હમેશાં તમારી સાથે જ છે. તમારા અને તમારા કુટુંબ ઉપર આશીર્વાદ ઊતરો.

હમેશ માટે તમારો,
**રામદાસ.**

[ **Wadhwan City**;
D/. 12th February, 1938.

Beloved Rama,

Ramdas was read out your letter to Durgashankar and felt very sorry to hear of the straitened circumstances in which you are placed at present. You know the saying, "A good man suffers only to gain." So you

may depend upon it that, though you are beset with adversity at present, you will have a good and happy future before you. Have patience and full trust in the Almighty. Ramdas sincerely prays that you may be free from your troubles as early as possible. Please do not mind that you cannot come here to see Ramdas. Be conscious that he is always with you in spirit. May you and your family be ever blessed.

Ever your own,

**Ramdas.** ]

સંયોગ દિવસે દિવસે વધારે વિકટ થતા ગયા. છએક મહિના આ પ્રમાણે ચાલ્યું. એક દિવસ મગનલાલના મનમાં, કોઇ દિવસ નહિ અને આજે પહેલા જ વાર, સંયોગોના દબાણને લઇને થયું કે, " સ્વામીજીને લઇને અભ્યાસ બગડયો. તે વખતે અભ્યાસ ઉપર ધ્યાન આપીને અભ્યાસ પૂરો કર્યો હોત તો અત્યારે સ્થિતિ બીજી જ હોત. " એક ક્ષણ જ આ વિચાર રહ્યો. બીજી જ પળે નબળાઈને ખંખેરી નાખીને તેઓ પોતાના અસલ સ્વરૂપમાં આવતાં અંતરાત્માએ મનમાં ઉદ્ભવેલ શંકાનો જવાબ આપ્યો, " બધું ઇશ્વરેચ્છા પ્રમાણે જ થાય છે. સ્વામીજીનો મેળાપ કોઈ અકસ્માત ન હતો. જન્મજન્માંતરથી તેમની સાથેનો ચાલ્યો આવતો સંબંધ ફરી આ જન્મે તાજો થયો છે અને તે પૂર્વનાં કોઇ મહાન પુણ્યનો જ ઉદય સૂચવે છે. તેમની પાસેથી જે મળ્યું છે તેની સરખામણી બીજા કશાથી થઈ શકે તેમ નથી. " પરંતુ હૃદયમાં અંતર્યામીસ્વરૂપે બિરાજતા સ્વામીજીએ દૂર બેઠા

પણ મનમાં થયેલ આ ભ્રાન્તિ જાણી લીધી અને તે દૂર કરવા અદૃશ્ય દૈવી ચક્રો ગતિમાં મૂકતાં નીચે પ્રમાણેનો તેમણે કલકત્તાથી પત્ર લખ્યો:

**કલકત્તા,**

તા. ૬ ઠ્ઠી ઓગસ્ટ, ૧૯૩૮.

**વહાલા રામ,**

રામદાસને તમોને પત્ર લખવાનું અંદરથી દબાણ થાય છે. પરિસ્થિતિ હવે કેવી છે? સંયોગો જલદી સાનુકૂળ થાય તેમ રામદાસ ઇચ્છે છે. માનજો કે તમો જે સ્થિતિસંયોગોમાંથી પસાર થાઓ છો તે જરૂરી છે. અંધકાર પછી જ પ્રકાશ આવે છે. દુઃખ પછી જ સુખ આવે છે, અને બંધન પછી જ મુક્તિ આવે છે. મુંબઈને સરનામે રામદાસને જવાબ આપો. રામદાસ ૧૦ મી એ મુંબઈ જવા ઊપડે છે.

તમો બધાને પ્રેમ અને આશીર્વાદ.

હમેશ માટે તમારો,

**રામદાસ**

[ **Calcutta,**

D/. 6th August, 1938

Beloved Rama,

Ramdas feels an urge to write to you. How are you getting on? Ramdas earnestly wishes that you should have better time soon. The period of stress and struggle you are passing through, consider, is necessary. After

darkness comes light. After misery comes happiness. After bondage comes freedom. Please write a reply to Ramdas to his Bombay address. Ramdas is leaving for Bombay on the 10th.

Love and blessings to you all.

Ever your own,

**Ramdas.** ]

પરિસ્થિતિમાં કંઈ ફેરફાર નથી એવો જવાબ મુંબઈને સરનામે આપવામાં આવ્યો હતો. તેના પ્રત્યુત્તરમાં એક મિત્રને મળી તેના ઉપર બધું છોડી દઈ તેની સલાહસૂચના અનુસાર વર્તવા લખાઈ આવેલ અને તે પ્રમાણે કરતાં અધૂરા અભ્યાસની લાગેલ ઊણપ દૂર થવા ઉપરાંત સંયોગો સાનુકૂળ થયા.

## (૨) 'मुकं करोति वाचालम्'—

૧૯૪૨ માં ગંગાદાસને ત્યાં પુત્રનો જન્મ થયો. પુત્રનું નામ શું રાખવું તે બાબતમાં સ્વામીજીને પુછાવવા ગંગાદાસે મગનલાલે કહ્યું. આપણી દરેક સંસાર વ્યવહારની બાબતમાં સંતોને વચ્ચે નાખવા એ ઉચિત નહિ હોઇ મગનલાલે તેમને જે રુચે તે નામ રાખવા કહ્યું. પરંતુ ગંગાદાસે આગ્રહ કરીને આ બાબતમાં પત્ર લખાવ્યો. પ્રત્યુત્તરમાં સ્વામીજીએ તુલસીદાસ નામ રાખવા લખ્યું. તુલસીદાસ નામ વાંચતાં જ મગનલાલના મનમાં વિદ્યુતના ચમકારાની જેમ એક પ્રકાશરૂપ વિચારનું મોજું ઝબકારો મારી ગયું કે "તુલસીદાસ સંસારની ઘટમાળમાં નહિ પડે. રામનું શરણુ શોધશે." આ વિચાર તેમણે મનમાં જ રાખ્યો, વ્યક્ત કર્યો નહિ.

બાળક લગભગ એક વર્ષનું થતાં બિમાર પડયું અને જોતજોતામાં બચવાની કોઈ આશા ન રહે તેવી સ્થિતિ થઈ ગઈ. ગંગાદાસે આશીર્વાદ માટે સ્વામીજીને તાર કરવા મગનલાલને દબાણ

કર્યું. આ બાબતમાં પણ મગનલાલ અંદરથી વિરૂદ્ધ હતા. કેમકે આપણા દુન્યવી સ્વાર્થી લાભો માટે સંતોને કષ્ટ આપવું તેમને રુચતું ન હતું. છતાં દબાણને વશ થઈ તેમણે તાર કર્યો.

દરેકે દરેક વ્યક્તિને તેના પ્રારબ્ધ કર્મનાં ફળ ભોગવવાનાં હોય છે. ઋણાનુબંધાનુસાર સંયોગ વિયોગ થાય છે આ ઈશ્વરી કાયદો છે. સંતોમાં અદ્‌ભુત દૈવી શક્તિ હોય છે અને તેઓ ઈશ્વરી નિયમને પણ એક બાજુએ મૂકી, સ્થિતિ, સંજોગો અને પ્રારબ્ધને પણ બદલી શકે છે. પરંતુ સંતો પાસે આવનારા પૈકીના નવાણું ટકા ઐહિક લાભો માટે જ આવતા હોય છે અને આવા દરેકની, દરેક બાબતમાં સંતો માથું મારે તો ઈશ્વરી કાર્ય અટકી પડે. સંતો મોટે ભાગે આવી બાબતોથી દૂર જ રહે છે. ફક્ત ભક્તોની ઈશ્વર તરફની પ્રગતિમાં મદદરૂપ થતી સાત્ત્વિક ઈચ્છાઓ પૂર્ણ કરવા હમેશાં તત્પર રહે છે અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આવી મદદ અવશ્ય કરે છે. છતાં અકસ્માત્ અથવા તો સંયોગોના દબાણને વશ થઈ સંતોને દુન્યવી બાબતોમાં પણ વચ્ચે આવવું પડે છે. તેમના અનન્ય ભક્તોની બાબતોમાં જ્યારે વચ્ચે પડવું અનિવાર્ય થઈ પડે ત્યારે સંયોગાનુસાર નીચેની છ પૈકીની કોઈ પણ એક રીતે વચ્ચે પડી તેઓ મદદ કરે છે. મુખ્યત્વે છેલ્લી ત્રણ રીતો જ તેઓ પસંદ કરે છે.

(૧) કષ્ટમાંથી તાત્કાલિક કાયમને માટે મુક્તિ અપાવવી.

(૨) જે કષ્ટ ધીમે ધીમે લાંબા સમય સુધી ભોગવવાનું હોય તેને તીવ્ર બનાવી ટૂંક વખતમાં ભોગવાવી મુક્તિ અપાવવી.

(૩) તાત્કાલિક રાહત આપવા કષ્ટને થોડાં વર્ષ આગળ ઠેલી અથવા બીજા જન્મમાં ભોગવવા બાકી રાખી મુક્તિ અપાવવી.

(૪) ભક્તને મુક્તિ અપાવી પોતે જ તેના વતી કષ્ટ ભોગવી છૂટવું.

(૫) કષ્ટ સહન કરવા માટે અખૂટ બળ આપી કષ્ટ, કષ્ટ રૂપ ન લાગતાં આનંદરૂપ લાગે તેવી માનસિક સ્થિતિ કરી આપવી.

(૬) ખોળિયું બદલ્યા સિવાય છૂટવાનો બીજો કોઈ ઉપાય ન હોય ત્યારે દુઃખ–દર્દના સ્પર્શ વગર શાન્તિથી ખોળિયું બદલાવી શકે તેવી માનસિક સ્થિતિ કરી આપીને મુક્તિ અપાવવી.

શ્રેય અને પ્રેયમાંથી જે માર્ગ શ્રેયનો હોય તે જ સંતો સ્વીકારે છે. આપણી દૃષ્ટિ પ્રેયમાં જ હોય છે એટલે કેટલીક વાર દેખાવ આપણું ખરાબ થયાનો લાગે છે, પરંતુ સમય બતાવી આપે છે કે જે કંઇ થયું તે શ્રેય માટે જ હતું.

અહીં સંતો અને ચમત્કારો સંબંધીની સ્પષ્ટતા પણ અસ્થાને નહિ ગણાય. દરેક સંતના જીવનમાં ચમત્કારો બને જ એવું કંઈ નથી. ઈશ્વરપરાયણ કોઈ ખરા સંતના જીવનમાં ચમત્કાર ન પણ બને. ચમત્કારો ન બન્યા હોય અથવા ન બનતા હોય એટલે તે સંત નહિ એમ ન કહી શકાય. ચમત્કારો ઉપરથી મહાપુરુષોની આંકણી ન થઈ શકે.

ચમત્કારો તો ઇશ્વર સંબંધી જેણે વિચાર પણ કર્યો ન હોય તેવા જાદુગરો પણ કરી શકે છે. પરંતુ સંતોના ચમત્કારો અને જાદુગરોના ચમત્કારોમાં જમીન આસમાન જેટલો તફાવત છે. જાદુગરોના ચમત્કારો હાથ ચાલાકીના અથવા તો નજરબંધીના હોય છે, જ્યારે સંતોના ચમત્કારો કુદરતી તત્ત્વો ઉપર તેમણે મેળવેલ અથવા તો આપોઆપ મળેલ કાબૂને આભારી હોય છે. જાદુગરોના ચમત્કારોમાં લુચ્ચાઈ અને સ્વાર્થને ખાતર બીજાને આંજી દેવા માટે "અહં" કામ કરી રહ્યું હોય છે જ્યારે સંતોના ચમત્કારોમાં ઈશ્વરની મહત્તાનું સ્થાપન કરવાની અને ઇશ્વરમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાની અભિમાનરહિત વૃત્તિ હોય છે. જાદુગરો, ચમત્કાર કરવા ખાતર ચમત્કારો કરે છે જ્યારે ખરો સંત ચમત્કાર

કરવા ખાતર ચમત્કાર કરતો નથી અને સંયોગવશાત્ ચમત્કારો બની જાય છે ત્યારે પણ પોતે કંઈ પણ કર્યું તેમ કહેતો નથી, આડકતરૂં પણ તેવું બતાવતો નથી. બધો યશ ભગવાનને અને સામા માણસની શ્રદ્ધાને જ આપે છે. જાદુગરો ચમત્કારો બતાવે છે—ઊભા કરે છે. સંતોના ચમત્કારો બતાવાતા નથી, પરંતુ અકસ્માત અથવા તો સંયોગાનુસાર બની જાય છે.

સ્વામીજીએ આશીર્વાદ મોકલ્યા. આશીર્વાદ મળતાં જ બાળકની તબિયત સુધરવા લાગી અને ત્રણ ચાર દિવસમાં એવી સ્થિતિ થઈ ગઇ કે જાણે તે કોઇ દિવસ બિમાર જ પડયું ન હોય. બાળકની આવી સ્થિતિએ ગંગાદાસને ભૂલ ખવરાવી. તેમને વિચાર આવ્યો કે "ઘણા દિવસોથી બાળકને બિમારીને લઇને નવરાવ્યું નથી, એટલે શરીર તદ્દન અસ્વચ્છ થઈ ગયું છે. હવે સ્થિતિ એકદમ સારી છે એટલે નવરાવ્યું હોય તો ઠીક થાય." આ વિચાર આવતાં જ તેમણે ગરમ પાણી કરાવી બાળકને નવરાવ્યું. નવરાવ્યા પછી ફરી સ્થિતિ બગડી અને એટલી ત્વરાથી દર્દ ફરી ઊથલો મારી આગળ વધ્યું કે હવે સંતને વચ્ચે પડવાનો અવકાશ જ રહ્યો નહિ. તુલસીદાસ, સંત રામદાસના આશીર્વાદને માન આપી ચાર દિવસ ખોટી થયા, પરંતુ તેમને તો રામનું શરણ શોધવું જ હતું એટલે ફરી સંત વચ્ચે પડી શકે જ નહિ એ હેતુથી ત્વરિત પ્રયાણ કર્યું.

બાળકના પારણા સામેની ભીંત પર સ્વામીજીની છબી હતી. બાળક પ્રયાણ વખતે સ્વામીજીની છબી તરફ મીંટ માંડી રહ્યું હતું, એટલે ગંગાદાસે છબી ભીંત ઉપરથી ઉતારી પારણા ઉપર બાંધી. બાળક છબી પાસે આવતાં, તેને પકડવાની ચેષ્ટા કરવા લાગ્યું એટલે ગંગાદાસે ત્યાંથી છબી છોડી બાળકના બંને હાથમાં મૂકી. ગંગાદાસના ખિસ્સામાં બહાર દેખાય તે રીતે સીસાપેન પડેલ હતી. બાળકે એક હાથથી છબી છોડી તે હાથ સીસાપેન તરફ

લંબાવ્યો. ગંગાદાસને બાળકની ચેષ્ટા ઉપરથી સમજાયું કે બાળક કંઈક લખવા માગે છે એટલે તેમણે કાગળ લઈ છબી ઉપર એક હાથે પકડી રાખ્યો અને બાળકના હાથમાં સીસાપેન આપી તે હાથને, બિમારી અને અશક્તિને લઇને આડો પડી ન જાય તે હેતુથી. પોતાના બીજા હાથથી ટેકો આપ્યો. આમ થતાં જ સીસાપેન વાળો હાથ કાગળ ઉપર સરકવા લાગ્યો અને વાંકીચૂકી લીટીવાળો 'ૐ' અક્ષર લખાયો. થોડી વાર પછી પાછો હાથ સરકયો અને તેવી જ વાંકીચૂકી લીટીવાળો 'રામ' શબ્દ લખાયો. અને આટલું લખાઈ રહેતાંઆ શબ્દો સામે જ નજર ઠેરવી બાળકનો અમર આત્મા નશ્વર દેહ છોડી ચાલી નીકળ્યો.

બાળકે લખેલ અક્ષરવાળો કાગળ બનેલ હકિકત સાથે બીજે દિવસે મગનલાલે સ્વામીજીને મોકલાવી આપ્યો. સ્વામીજી તરફથી આવેલ પ્રત્યુત્તર આ નીચે આપ્યો છે:

આનંદાશ્રમ,
રામનગર તા. ૨૩ એપ્રિલ ૧૯૪૩

**વહાલા રામ,**

તમારો લાંબો પ્રેમભર્યો પત્ર અને પ્રેમની ભેટ તરીકેના રૂપિયા— મળ્યા.

નાનકડો તુલસીદાસ પ્રભુના ચરણને પામેલ છે. તેથી તેના બાપ ગંગાદાસને તેના પ્રયાણ માટે દુઃખી થવાનું કંઈ કારણ નથી. પ્રભુની કળા અદ્‌ભુત છે. તેની કૃપા ઊતરે છે ત્યારે મૂગો બોલતો થાય છે અને લંગડો પર્વત ઓળંગે છે. તેથી બાળકે "ૐ" અને બીજા અક્ષરો પોતાનો નશ્વર દેહ છોડતા પહેલાં લખ્યા તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી.

રામદાસના આશીર્વાદે તે બાળકને શાશ્વત મુક્તિ અપાવેલ છે. ગમે તેમ તો પણ શરીર નાશવંત છે. શરીર આવે છે અને જાય છે.

ખાતરીપૂર્વક રામદાસના આશીર્વાદ હમેશાં તમારી સાથે છે. રામદાસ મુસાફરીમાં નીકળે તેવો સંભવ નથી. તમો જાણો છો કે રામદાસનું પ્રેમપૂર્વકનું સ્મરણ એ જ તેનું દર્શન છે.

તમોને, તમારાં પત્ની અને બાળકોને તથા ત્યાં બધા મિત્રોને અને ગંગાદાસ તથા તેના કુટુંબને પણ પ્રેમ અને આશીર્વાદ.

હમેશાં તમારો પોતાનો

**રામદાસ.**

[Anandashram,
Ramnagar,
D/- 23rd April 1943

Beloved Rama,

Your long and loving letter of the 10th instant as also your love-offering of Rs. — to hand.

Little Tulsidas has reached the feet of the Lord. So his father Gangadas has no reason to be unhappy over his departure. God's ways are wonderful. When His Kripa comes, it can make the dumb speak and the lame to cross a mountain. So it is not surprising that the child could write "Om" and other letters before it dropped off its mortal coil.

Ramdas' blessings have granted the child Eternal beautitude. Body is after all impermenant. It comes and goes.

Surely Ramdas' blessings are always with you.

There is no likelihood of Ramdas' going on a tour again. You know, loving remembrance of Ramdas is itself Darshan.

Love and blessings to you, your wife, children and all friends there and also to Gangadas and his family.

Ever your self,

**Ramdas**.]

૧૯૪૪ના ફેબ્રુઆરી માસમાં કાન્તિલાલ બિમાર પડી ગયેલ. ઘણાં વર્ષોથી તબિયત નરમ રહેતી હતી, તેમાં પાંડુ થયો. ડૉકટરનાં ઇન્જેકશન અને દવા ચાલતાં હતાં. તેની સાથે સાથ ડૉકટરે એક પેટન્ટ દવા પણ લેવા ભલામણ કરી અને જણાવ્યું કે આ દવા સાથે સાથે લેશો તો વધારે અને જલદી ફાયદો થશે. કાન્તિલાલે મુંબઈમાં બધા કેમિસ્ટ અને ડ્રગિસ્ટને ત્યાં તપાસ કરાવી, પરંતુ લડાઈને લઈને આ દવા ક્યાંયથી મળી શકી નહિ. દવા ન મળવાના કારણે કાન્તિલાલ ઘણા જ દિલગીર થયા.

કાન્તિલાલને આ બિમારીમાંથી પોતે સાજા થશે કે નહિ તેની ખાતરી ન હતી એટલે તેમણે સ્વામીજીને પત્ર લખ્યો. તેમાં એટલું જ જણાવ્યું કે "બિમાર છું. આશીર્વાદ મોકલો." વળતી ટપાલે જ સ્વામીજીના હસ્તાક્ષરમાં આશીર્વાદનો પત્ર આવ્યો. પત્ર વાંચી આંખે અડાડી માથે ચડાવ્યો અને તરત જ તેઓ બાજુના ગણપતિના મંદિરે દર્શન કરવા જવા આસ્તે આસ્તે બહાર નીકળ્યા. રસ્તામાં એક રેસ્ટોરાં આવી. તે તરફ તેમનું લક્ષ ગયું અને તેમને જોઈતી દવા માટે ત્યાં પૂછપરછ કરવા અંદરથી પ્રેરણા થઈ. મુંબઈમાંથી જે દવા મળી ન શકી તે અહીં ક્યાંથી હોય એવી મનમાં શંકા થઈ,

છતાં પગ તે તરફ જ ઊપડયા. ત્યાં જઈ દવા વિષે પૂછતાં તુરત જ રેસ્ટોરાંના માલિકે એક કબાટમાંથી તે દવાની બાટલી કાઢી તેમના હાથમાં મૂકી. કાન્તિલાલના આશ્ચર્ય અને આનંદનો પાર રહ્યો નહિ. આ દવા મળી તે તેમને ભગવાન મળ્યા જેવું લાગ્યું. તેમને થયું કે સ્વામીજીનો પત્ર મળતાં જ દર્શને જવાની ઈચ્છા અને રેસ્ટોરાંમાં પૂછવાની પ્રેરણા થઇ એટલે સ્વામીજીએ જ આ દવા માટેની મારી આતુરતા સમજી મને અહીં ઘસડી લાવી વિના મહેનતે અને વિના વિલંબે આ દવા મારા હાથમાં મૂકી છે. તેમનું મન પોકારી ઊઠ્યું, "જય હો, જય હો સ્વામીજીનો."

દવા ઘેર લઈ જઈ પીવાનું શરૂ કરી દીધું અને તરત જ સાજા થવા લાગ્યા. થોડા દિવસોમાં પાંડુ ચાલ્યો ગયો.

## (૩) શરણાગતિ—સ્વામીજીનો સરળ સિદ્ધાન્ત

ત્યાર બાદ હાલમાં ૧૯૪૭ માં મગનલાલ તેમનાં પત્ની સાથે આશ્રમમાં સ્વામીજીનાં દર્શન ગયેલ. થોડા દિવસ તેમની સાથે રહી ત્યાંથી રમણાશ્રમ--તીરૂવણ્ણમલૈ અને અરવિંદાશ્રમ—પોંડિચેરી થઈ પાછા ફરેલ

સ્વામીજીનાં પુસ્તકો જેમણે વાંચ્યાં હશે તેમને જણાયું હશે કે સ્વામીજી લેખક અને કવિ બન્ને છે. આનંદાશ્રમની જેમણે મુલાકાત લીધી હશે તેમને જણાયું હશે કે સ્વામીજી કલાકાર અને સાચા માનવી છે. ફક્ત સ્વામીજીનાં પુસ્તકોનું વાંચન અને આનંદાશ્રમની એક ઊડતી મુલાકાત સ્વામીજીને લેખક, કવિ, કલાકાર અને સાચા માનવી તરીકે આપણી પાસે રજુ કરે છે. નિકટના પરિચયમાં આવનારને આ ઉપરાંત સ્વામીજી ભક્ત, જ્ઞાની અને કર્મયોગી પણ દેખાય છે.

"In Quest of God" અને "In the Vision of God" ની વર્ણનાત્મક લેખનશૈલી ભલભલા લેખકોને પણ મંત્રમુગ્ધ કરે છે અને "At the Feet of God" અને

"Poems" માં આવેલી કવિતાઓ ભલભલા કવિઓને પણ આશ્ચર્ય પમાડે છે. આ કવિતાઓ કુદરત અને પ્રભુ–સૌંદર્યમાં—પ્રેમમાં—મસ્ત બનેલા સ્વામીજીનું દર્શન કરાવે છે.

'આનંદાશ્રમ'ની ચોખ્ખાઈ, ભજનમંદિર વગેરેની સુઘડતા અને સ્વચ્છતા તથા ચીજ વસ્તુઓની પસંદગી અને ગોઠવણી સ્વામીજીની કલાદૃષ્ટિનું સૂચન કરે છે, અને ઊંચ–નીચ, ગરીબતવંગર, દરેકનો, ધર્મ, જ્ઞાતિ કે દેશના ભેદભાવ વગરનો પ્રેમપૂર્ણ અતિથિસત્કાર સ્વામીજીમાં રહેલી માનવતાનું દર્શન કરાવે છે.

સ્વામીજીનો આધ્યાત્મિક સિદ્ધાંત ઘણો જ સરળ અને સાદો છે. તેઓ પ્રભુનું નમ્ર બાળક છે, એટલે પ્રભુના સાક્ષાત્કાર માટેની તેમની રીત પણ બાળકને અનુકૂળ પડે તેવી જ સાદી છે. આ રીત સંપૂર્ણ શરણાગતિની છે. બાળકનો, જેમ એક માત્ર આધાર તેની માતા છે અને તે તેનું હિત તેના કરતાં વધારે સમજે છે અને તેના સંરક્ષણ નીચે તે અભય છે, તેમ જ આ સંપૂર્ણ શરણાગતિમાં પણ ભક્તનો એક માત્ર આધાર ઇશ્વર જ છે અને તેના સંરક્ષણ નીચે તે હમેશાં અભય અને નિશ્ચિંત થઈને જ ફરે છે. તેને પોતાનો કે પોતાની સાધનાનો બાળકની પેઠે કશો જ વિચાર કરવાનો રહેતો નથી, કેમકે તેને પોતાની પાસે કઈ રીતે અને કયે રસ્તે લાવવો, તે પ્રભુએ જ વિચારવાનું છે. ભક્તને તો તેનું સતત સ્મરણ જ માત્ર કરવાનું રહે છે.

મા બાળકને પોતાનું વિસ્મરણ કરાવવા રમકડાં વગેરે આપી, તેને ભ્રમમાં નાખે છે અને બાળક જો તેનાથી સંતુષ્ટ થાય છે તો મા પોતાને બીજે કામે વળગી જાય છે. તેવી જ રીતે ઈશ્વર ભક્તને પોતાનું વિસ્મરણ કરાવવા અનેક પ્રલોભનોમાં મૂકે છે. જો ભક્ત પ્રલોભનોને વશ થઇ ભ્રમમાં પડે છે તો પ્રભુ

માતાની પેઠે તેની પાસેથી સરકી જાય છે, પરંતુ ભક્ત જો પ્રલોભનોની જાળમાં ન સપડાય તો પ્રભુને સદા સર્વદા તેની પાસે જ રહેવું પડે છે.

પ્રભુનાં વિશ્વરૂપ દર્શન પછી ભક્તને જગતના દરેક પ્રાણી પદાર્થમાં પ્રભુનું દર્શન થાય છે. માતા, મોઢા ઉપર કાળો બુરખો નાખી ' હાઉ ' કહીને, બાળકને બિવડાવવા જાય છે, પરંતુ બાળક માતાનો સ્વર તેમ જ આકાર બરાબર પિછાનતો હોઈ, બુરખા પાછળ કોણ છે તે જાણે છે; એટલે માતાના ' હાઉ ' શબ્દથી બીવાને બદલે તે ખિલખિલાટ હસે છે. માતા બાળકને હસતું જોઈ બુરખો કાઢી નાખી સામી ખડખડાટ હસે છે. તેવી જ રીતે ભક્તને પણ પોતાનું વિશ્વરૂપદર્શન કરાવવા પ્રભુ પોતાના મુખ ઉપરથી પડદો ખસેડી લે છે અને એક વખત પડદાની પાછળના પ્રભુને ઓળખ્યા પછી ભક્ત કોઈ દિવસ ભ્રમણામાં પડતો જ નથી. પોતે પણ એક પાત્ર તરીકે પ્રભુનું વિશ્વનાટક ભજવવા તેમાં શામિલ થાય છે, પરંતુ તેના ઉપર તેની કોઇ જાતની અસર થતી નથી કેમકે તે તેને નાટકરૂપે જ જુએ છે. દરેક વેશધારી પાત્રને તે તેના અસલ સ્વરૂપમાં ઓળખે છે.

જ્યારે કોઈના તરફથી કંઈ પ્રશ્ન કરવામાં આવતો ત્યારે કેટલીક વખત સ્વામીજી જવાબ દેતા કે " રામજી, તમો રામ છો. રામદાસ તમોને બરાબર ઓળખે છે. તમો બધું જાણતા હોવા છતાં રામદાસ પાસેથી જાણવાનું નાટક ભજવો છો. આ તમારી લીલા છે. " ( " રામજી, તુમ રામ હો. રામદાસ તુમકો બરાબર જાનતા હૈ. તુમ સબ કુછ જાનતે હુએભી રામદાસસે જાનનેકા ઢોંગ રચતે હો. યહ તુમ્હારી લીલા હૈ. " ) પ્રશ્ન પૂછનાર આ સાંભળી વિચારમાં પડી જતો અને કહેતો કે, " હું રામ હોઉં અને બધું જાણતો હોઉં તો પ્રશ્ન જ શા માટે પૂછું ? " ત્યારે

સ્વામીજી જવાબ દેતા, " નાટકમાં ભર્તૃહરિનો પાઠ ભજવનારને પાઠ વખતે તે કોણ છે તે પૂછવામાં આવે તો તે પોતે ભર્તૃહરિ છે એમ જ કહેવાનો. પોતે ભર્તૃહરિ નથી પરંતુ કોઇ બીજો છે તેમ તે કબૂલ કરવાનો નહિ જ. પરંતુ નેપથ્યમાં ગયા બાદ તેના તે જ વેશમાં હોવા છતાં તેને પૂછવામાં આવે કે તમો કોણ છો ? તો તે જણાવશે કે હું '—લાલ' છું. નાટક જોનારાઓ પણ ભર્તૃહરિનો પાઠ કરનારને ભતૃહરિ તરીકે જ જુએ છે અને નાટકની સાથે એટલા તદ્રૂપ બની જાય છે કે પિંગલા પાસે ખપ્પર ધરીને ભિક્ષા માગતા ભર્તૃહરિને જોઇને, વૈરાગ્યની ભાવનાથી તરબોળ થઇ તેઓ આંસુ વહાવે છે. દશ્ય ચાલે છે ત્યાંસુધી નાટક, નાટક તરીકે રહેતું જ નથી, વાસ્તવ બની જાય છે. પરંતુ દશ્ય જોનારમાં કોઇ '— લાલ'નો નિકટનો મિત્ર હોય તો તે તેને '—લાલ' રૂપે જ જુએ છે અને તેની સામે જોઇ હસે છે. દશ્ય તેના ઉપર અસર કરી શકતું નથી. માત્ર તે '—લાલ' ની કલા ઉપર જ મુગ્ધ બને છે. તેવી જ રીતે તમો આ પાઠમાં છો ત્યાંસુધી ખરેખર કોણ છો તે કબૂલ કરવાના જ નથી. રામદાસ તમોને ખરા સ્વરૂપમાં ઓળખે છે એટલે હસે છે અને તમારી વેશ ભજવવાની કલા ઉપર મુગ્ધ થાય છે."

( " નાટકમેં ભર્તૃહરિકા સ્વાંગ લિયે હુએ પુરૂષસે અગર પૂછા જાય કિ વહ કૌન હૈ તો વહ ભર્તૃહરિ હૈ ઐસા હી કહેગા. સ્વયં ભર્તૃહરિ નહિ હોને પર ભી ઉસ સમય સ્વયં કોઇ દૂસરા હૈ ઐસા વહ કબૂલ કરેગાહી નહિ. પરંતુ નેપથ્યમેં જાનેકે બાદ ઉસી સ્વાંગમેં ઉસસે પૂછા જાય કિ તુમ કૌન હો તો કહેગા કિ મૈં '—લાલ' હું. નાટક દેખનેવાલે ભી ભર્તૃહરિકા સ્વાંગ ધરનેવાલેકો ભર્તૃહરિકે રૂપમેં દેખતે હૈં ઔર નાટક કે સાથ ઇતને તદ્રૂપ હો જાતે હૈં કિ જબ વહ પિંગલા કે પાસ આકર ભિક્ષા લેને કે લિયે ખપ્પર લેકર ખડા હો જાતા હૈ તો વૈરાગ્યકી ભાવનાસે વે સરાબોર હો જાતે હૈં ઔર આંસૂ બહાતે હૈં. જબતક દશ્ય ચાલુ રહતા હૈ તબતક

નાટક માત્ર નાટક નહિ રહતા, પરંતુ વાસ્તવ બન જાતા હૈ. લેકીન દેખનેવાલોંમેં કોઈ '—લાલ' કા નિકટકા મિત્ર હો તો વહ ઉસે ઉસકે અસલ સ્વરૂપમેંહી દેખેગા ઔર ઉસકે સામને દેખકર હંસને લગેગા. દશ્ય ઉસ પર કોઈ અસર નહિ ડાલતા. માત્ર વહ '—લાલ' કી કલા પરહી મુગ્ધ હોતા હૈ. ઈસીતરહ આપભી જહાંતક યહ સ્વાંગમેં હૈં આપ વાસ્તવમેં કૌન હૈં યહ કબૂલ કરેંગે નહિ. રામદાસ તુમ્હારા અસલ સ્વરૂપ પિછાનતા હૈ ઈસ લિયે વહ હંસતા હૈ ઔર આપકી સ્વાંગ રચનેકી કલા પર મુગ્ધ હોતા હૈ." )

અને ખરેખરી રીતે જોતાં અને અંતર તપાસતાં માલૂમ પડશે કે દરેકે દરેક વ્યક્તિ શું સારું—શું નરસું, શું સાચું—શું ખોટું, શું કરવું—શું ન કરવું, વગેરે બરાબર સમજે છે છતાં પોતાની નિર્બળતા કે સ્વાર્થને લઈને આચરણમાં મૂકી શકતો નથી. તે સંતોને પ્રશ્નો પૂછે છે તે પણ બુદ્ધિની રમત ખાતર, આચરણમાં ઉતારવા માટે નહિ. સંતોને પ્રશ્નો પૂછ્યા પછી અને તેમની પાસેથી સત્ય જાણ્યા અને સમજ્યા પછી પણ તે જેમ કરતો હોય તેમ કરે છે અને વર્તતો હોય તેમ વર્તે છે. અને ખરેખર આમ ન થાય તો બધા સંતો બની જાય અને પ્રભુનું વિશ્વનાટક ચાલવું મુશ્કેલ થઈ પડે.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે, **मम माया दुरत्यया।** મારી માયાની પાર જવું મુશ્કેલ છે. બધું જાણ્યા અને સમજ્યા પછી પણ આ માયાનો પડદો દૂર કરવા માટે પ્રભુની કૃપાની જરૂર છે. પાત્રતા જોઈને તે જેને પસંદ કરે છે તે જ માયાની પાર જઈ શકે છે.

સ્વામીજીનું જીવન ભ્રમણકાળ વખતે તેમણે ધારણ કરેલ કફનીના ભગવા રંગને શોભાવે તેવું હતું અને અત્યારે, તેમણે ધારણ કરેલ સફેદ કફનીના જેવું શુભ્ર અને નિષ્કલંક છે. ખરેખર

આવા સાક્ષાત્કાર પામેલ ભક્ત, જ્ઞાની અને કર્મયોગી સંતના સમાગમમાં આવીને તેમની સેવાનો યત્કિંચિત્ લાભ મેળવીને મગનલાલ અને કાન્તિલાલ ધન્ય થયેલ છે—તેમનું જીવન ધન્ય થયેલ છે. **નહિ કલ્યાણકૃત્કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ ।** વળી,

> **अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
> **साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥**
>
> **क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।**
> **कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥**

જય હો, ભગવાનનો જય હો !

**ॐ शान्तिः शान्तिः शान्तिः**



# સહચરનો ઉપસંહાર

પૂજ્ય ગુરુવર્ય સ્વામી શ્રી રામદાસજીનું જીવન આલેખવું એટલે તો મહાસાગરનું મંથન કરવું. પરંતુ અહીં તો તેઓશ્રીના ઉન્નત જીવનની આછી પિછાન કરાવવાનો જ ભાઇ શ્રી મગનલાલે પ્રયત્ન કરેલ છે. સૂર્ય ન હોય ત્યારે નાનકડા ઘરદીવડાથી પણ થોડું ઘણું કાર્ય તો સરે જ. તે જ રીતે સ્વામીજીના જીવન ઉપર પૂર્ણ પ્રકાશ ન પાડી શકાય તો પણ આછો પ્રકાશ પણ ધર્મપ્રેમી જનતાને અવશ્ય ઉપયોગી થઇ પડશે એવું મારું માનવું છે.

સ્વામી શ્રી રામદાસજી એટલે પ્રેમ, કરુણા, ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન, આનંદ, શાન્તિ વગેરેની જીવન્ત પ્રતિમા. પૂ૦ મહાત્મા ગાંધીજી એક મહાન વૈષ્ણવજન—મહાન કર્મયોગી—અવતારી પુરુષ છે. તેમને ઇશ્વરે પોતાના મહાન કાર્ય માટે એક સાધન તરીકે પસંદ કરી વિશાળ ક્ષેત્રમાં મૂકયા છે. તેમના ધાર્મિક જીવનની સાથોસાથના પ્રભુએ આપેલા રાજકીય ક્ષેત્રે તેમને જગવિખ્યાત બનાવ્યા છે. પરંતુ પૂ૦ ગાંધીજી જેટલા પ્રકાશમાં ન આવ્યા હોય છતાં તેમના જ કોટીના બીજા વીરલાઓ—હીરલાઓ—સાચા સંત પુરુષો ભારતભૂમિના કોઇ કોઈ ખૂણે બેઠેલા છે અને મૂંગે મોઢે નિષ્કામ કર્મયોગ કર્યે જાય છે. સ્વામીજી આ પૈકીના એક છે. પૂ૦ ગાંધીજીનું ક્ષેત્ર વિશાળ—સ્વામીજીનું ક્ષેત્ર નાનું—આટલો-જ આ બન્ને વચ્ચેનો તફાવત. જેને મનુષ્ય દેહધારી બીજા ગાંધીજીનાં દર્શન કરવાં હોય તે એક વખત 'રામનગર–આનંદાશ્રમ'ની મુલાકાત લે. પૂ૦ ગાંધીજીના જેવી જ સત્ય–પ્રિયતાનો, તેમના જેવી જ પવિત્રતાનો, તેમના જેવી જ શાન્તિનો, તેમના જેવા જ સંયમનો, તેમના જેવી જ નિખાલસતાનો, તેમના જેવાં જ પ્રેમનો અને તેમના જેવાં જ વિનોદનો તેને ત્યાં અનુભવ થશે.

અનેક મનુષ્યો ગીતા વાંચે છે અને કેટલાય તેને કંઠસ્થ પણ કરે છે. પરંતુ જ્યાં સુધી ગીતાનો ઉપદેશ —એનું રહસ્ય જીવનમાં ન ઉતાર્યું હોય ત્યાં સુધી પોપટની જેમ શ્લોકો પઢયે જવાનો કંઇ જ અર્થ નથી. સ્વામીજીએ ગીતાના શ્લોકો કંઠસ્થ કર્યા નથી છતાં ગીતાનું શિક્ષણ તેમણે જીવનમાં આબાદ ઉતાર્યું છે. દર ક્ષણે અને દરેક પ્રસંગે એ શિક્ષણ પ્રમાણેનું જ તેમનું વર્તન દેખાય છે. એક સાચો નિષ્કામ કર્મયોગી કેવો હોય તે પ્રત્યક્ષ જોવું હોય તો સ્વામીજીને જોવા. એક સાચો જ્ઞાની—ઈશ્વર ઉપર જ અનન્ય શ્રદ્ધા ધરાવતો ખરો ભકત જોવો હોય તો પણ સ્વામીજીથી વિશેષ આગળ ભાગ્યે જ કોઈને જવું પડે.

એમનું શિક્ષણ બાળકથી માંડીને વૃદ્ધ પર્યંત દરેકને એક સરખી રીતે રસદાયક તેમ જ ઉપયોગી થઈ પડે તેવું છે નહિ સંસ્કૃતમય મોટાં વાકયોનો આડંબર કે નહિ શાસ્ત્રો અને પુરાણોનું ડોળાણ. નહિ સિદ્ધાંતોનો વિવાદ કે નહિ પોતાના મત-સ્થાપન માટેની વિતંડાવાદી દલીલો. તેમનો ધર્મ, વિશ્વપ્રેમ અને સેવા; અને તેમનો ઇશ્વર, આ આખું વિશ્વ અને તેની અંદરના તમામ પ્રાણી–પદાર્થો. તેમને જે માર્ગે પ્રભુનું આ વિશ્વરૂપ દર્શન થયું અને શાશ્વત શાન્તિ અને આનંદની પ્રાપ્તિ થઈ, તે જ માર્ગ તેઓ સરળતાથી બીજાને સમજાવે છે—બતાવે છે

અને માર્ગ પણ ટૂંકો અને ટચ. વિશ્વને ધારણ કરનાર અને તેનું નિયમન કરનાર મહાન શક્તિ તે ઈશ્વર. તેનું નામ ગમે તે રાખો. તે મહાન શકિતના ગુણો જેવા કે સર્વવ્યાપી, સર્વશકિત-માન, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી, જ્ઞાનસ્વરૂપ, શાન્તિસ્વરૂપ, આનંદસ્વરૂપ, વગેરે લક્ષમાં રાખી, તેના નામનું રટણ સૂતાં, બેસતાં, હાલતાં, ચાલતાં, એમ દરેક સ્થિતિમાં કર્યા કરવું. આ પ્રમાણેની નામની લગની લાગ્યા પછી ધીમે ધીમે જેનું નામ લેવામાં આવે તેની

સાથે એકતા સધાય અને એવા આનંદની પ્રાપ્તિ થાય કે સંસારનાં બીજાં સુખો તેની આગળ તુચ્છ લાગે. પૂરેપૂરી એકતા સધાતાં બાહ્ય જગત અદૃશ્ય થઇ જાય—દેહભાન પણ જતું રહે. નામના સ્મરણની સાથે ઈશ્વરની સંપૂર્ણ શરણાગતિ પણ સ્વીકારવી. જેનું નામ લેવામાં આવે છે તે શક્તિ જ આપણી રક્ષક અને આપણને દોરવણી આપનાર છે એમ માની અહંતાનો ત્યાગ કરવો અને જે કંઇ બને છે તે ઇશ્વિરેચ્છા પ્રમાણે જ અને સારાને માટે જ બને છે તેવી પૂર્ણ શ્રદ્ધા રાખી, તે પ્રમાણેનું વર્તન રાખવું. પોતે જેનું સ્મરણ કરે છે તે મહાન શક્તિ જ વિશ્વમાં અને તેની અંદરના તમામ પ્રાણી–પદાર્થોમાં વ્યાપી રહેલી છે એવા ભાન સાથે દરેકમાં તે શક્તિનું દર્શન કરવું અને તેમના તરફ તે દૃષ્ટિ પ્રમાણેનું વર્તન રાખવું. આ છે તેમના માર્ગની—ઉપદેશની ટૂંકી રૂપરેખા.

તેમની પાસે નથી કશો આડંબર કે નથી કશા ખાસ નિયમો 'હું તો સાધુ. મારાથી તો ગાદી ઉપર જ બેસાય. અમુક રીતે જ અને અમુક રંગનાં જ કપડાં પહેરાય. બીજા ચરણમાં વંદન કરે ત્યારે ગંભીર વદને, વરદ હસ્તે આશીર્વાદ જ દેવાય. ઊઠીને દોડી જઇ ભેટી ન પડાય.' આવું કશું જ તેમના વર્તનમાં નથી. બાળકને જોઈને તેની સાથે ખેલવા લાગે અને ઝાડને જોતાં તેની ઉપર ચડી જાય. રાય અને રંક દરેક તેમના મનથી સરખા. જ્યારે જ્યારે કંઇપણ પૂછવામાં આવે ત્યારે દરેકની સાથે પૂર્ણ આનંદ અને મીઠાશથી જ્ઞાનની અને સ્વાનુભાવની વાતો કરે અને છેવટ ગભીર ભાવે કહે: "રામદાસ શું જાણે છે? કંઇ જાણતો નથી. એ તો એક બાળક છે." ("રામદાસ કુછ નહિ જાનતા, ક્યોંકિ વહ તો એક બાલક–સા હૈ") અને વાક્ય પૂરું થતાં જ બાળકના જેવો નિર્દોષ ભાવ અને સ્મિત ચહેરા ઉપર ફરી વળે.

આવા સરળ, એક બાળકના જેવા નિર્દોષ, રમતિયાળ, હસતા સ્વામીજીને જોવા તે પણ જીવનની એક મોજ છે અને સાથે સાથે સાર્થકતા પણ છે. તેમની સમીપમાં બેસતાં જ આપણે એવા વાતાવરણમાં પ્રવેશ કરીએ છીએ કે આપણને એમ જ લાગે કે આપણે આ દુનિયામાં નથી—કોઇ બીજી જ દુનિયામાં છીએ. તેમના ચહેરા ઉપરનું ઓજસ તો જેણે જોયું હોય તે જ જાણે.

તેમના પરિચયમાં આવનારા રાજાઓ, રાણીઓ, કુંવરો, કુંવરીઓ, દીવાનો, અમલદારો, વકિલો, દાકતરો, રાષ્ટ્રસેવકો, ધર્માચાર્યો, મહાત્માઓ, હરિજનો અને બીજા અનેક કોટીના મનુષ્યો હતા. આ દરેકની સાથેનું તેમનું વર્તન અને દૃષ્ટિ એક સરખાં જ હતાં. શેરીમાં ઝાડુ કાઢનાર હરિજનને પણ " રામજી, કેમ છો ? " (" રામજી, કૈસે હો ? ") કહી ભેટતાં તેઓ ચૂકયા નથી.

મને અને મગનલાલને પહેલવહેલા સને ૧૯૨૩ માં તેઓ જૂનાગઢમાં મળ્યા તે વખતનો તેમનો તીવ્ર ત્યાગ અને વૈરાગ્ય તો જેણે જોયો હોય તે જ જાણે. ન ખાવાની પરવા—ન પીવાની. નહિ કુદરતી હાજતનો ખ્યાલ કે નહિ આરામનો રામનામનું રટણુ એ જ એક માત્ર લક્ષ્ય અને રામની પ્રાપ્તિ એ જ એક માત્ર ધ્યેય. 'ચાલો' કહેતાં, સામો પ્રશ્ન પૂછ્યા વગર ચાલી નીકળે. કુદરતી હાજતનો ખ્યાલ આપતાં, ' હા. હા. સાચી વાત છે." (" હાં—સચ્ચી બાત હૈ.") કહી હાજતે જાય. પાણીનું યાદ આપતાં, " હા. ભલે." (" હાં—ઠીક હૈ, દે દીજીએ.") કહી પાણી પીએ.

એ વખતે તેમનો ખોરાક પણ તદ્દન ઓછો હતો અને તે પણ મીઠા-મરચા વગરનો. મોટે ભાગે દૂધ ઉપર જ રહેતા અને તે પણ આખા દિવસમાં માત્ર ચાલીસ તોલા જ. કોઈ કોઈ વાર દૂધની સાથે એક બે બાફેલાં બટેટાં અને એકાદ ફળું લેતા. આવી સ્થિતિમાં કપડાંની તો પરવા જ શાની હોય! એક લંગોટી, એક

કફની અને એક ગળે વીંટાળેલા કપડાના ટુકડા સિવાય પાસે કંઈ રાખતા નહિ. ચરણ આગળ પૈસા મૂકવામાં આવે તો "પૈસાની કંઈ જરૂર નથી." ("પૈસેકી કોઈ જરૂરત નહિ.") કહી પાછા આપતા.

જૂનાગઢમાં જે અખાડામાં તેઓ ઊતર્યા હતા ત્યાં તે વખતે અધિક માસને અંગે દરરોજ કથા વંચાતી. કથાને સમયે સ્વામીજી, એક બાજુ ખૂણામાં બેસી, શાન્તિથી કથા સાંભળતા. આ કથા વખતે, દરરોજ પોથી આગળ એકઠા થતા પૈસા, એક દિવસ ત્યાંના મહંતે, અખાડામાં તે વખતે હતા તે બધા સાધુઓ વચ્ચે વહેંચી આપ્યા. આ વહેંચણીમાં સ્વામીજીને પણ તેમનો હિસ્સો મળ્યો. પરંતુ તે તેમણે તરત જ બીજા સાધુને આપી દીધો. એક રામનું જ ધ્યાન, તેનું જ રટણ અને તેની જ વાત સિવાય બીજા કશા તરફ તેમને આકર્ષણ ન હતું.

એકાન્ત અને ભયાનક સ્થળો રહેવા માટે તેઓ વધારે પસંદ કરતા, કેમકે આવાં સ્થાનોમાં સ્મરણ, ધ્યાન સારાં થઈ શકે. આ જ કારણસર તેમણે એકાન્તની માગણી કરી હતી અને મુચુકુંદ ગુફાનો 'રામ' તરફથી નિર્દેશ થતાં જ બીજે જ દિવસે ત્યાં જવાનો નિર્ણય કર્યો હતો—ગયા હતા.

તેઓ પોતાના અંતરના અવાજને રામની આજ્ઞા માની તે પ્રમાણે વર્તતા. આટલા તીવ્ર ત્યાગ, વૈરાગ્ય અને ધ્યેયની પ્રાપ્તિ માટેની ગંભીરતામાં પણ તેઓ હમેશાં આનંદી જણાતા અને પ્રસંગે ગમ્મત કરવી ચૂકતા નહિ.

એક વખત ગિરનાર નજદીક આવેલી લક્ષ્મણ ટેકરી ઉપર સ્વામીજી, મગનલાલ અને હું ગયેલ. પાછા ફરતી વખતે સંધ્યાનો સમય થઈ ગયેલ. ટેકરી ઉપરથી શહેર તરફ જોતાં શહેર ઉપર ધૂમાડાના ગોટેગોટા પથરાઈ ગયેલા દેખાયા. આ ધૂમાડો જોઈ મને આશ્ચર્ય થયું. મેં સ્વામીજીને કહ્યું: "સ્વામીજી, આમ તો

જુઓ! આટલો બધો આ ધૂમાડો શાનો? જાણે આગ લાગી હોય તેવું લાગે છે." સ્વામીજીએ તરત જ હસીને રમુજ કરી: "આ તો ખીચડીનો ધૂમાડો છે." ("It is Khichadi smoke.') અર્થાત્ સાંજ પડી ગઈ છે એટલે ઘેરઘેર ચૂલા સળગાવી ચૂલા ઉપર ખીચડી મૂકાણી હશે અને તેનો આ એકત્રિત થયેલો, પેટપૂજાની ખીસડી માટે કરવામાં આવેલ ધૂમાડો છે.

અમોને સ્વામીજીનાં દર્શન થયા પછી તેઓ વારાફરતી અમારે ત્યાં ભોજન માટે આવતા. પરંતુ તે પહેલાં તેઓ અખાડામાં જ બીજા સાધુઓ સાથે ભોજન લેતા. અખાડાનું ભોજન એટલે જાડો રોટલો અને દાળ. સ્વામીજીના મોઢામાં એક પણ દાંત ન હતો એટલે આ અખાડાનો રોટલો કેમ ચાવી શકતા હશે તે વાતનું મને કુતૂહલ થતાં મેં સ્વામીજીને પૂછ્યું, "સ્વામીજી, તમોને અખાડામાં પોચું—નરમ ભોજન મળી શકતું! મોઢામાં દાંત તો એક પણ નથી. અખાડાનો રોટલો શી રીતે ચાવતા?" જવાબમાં સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું, "ત્યાં પણ રામદાસ ગિરિનારી ટીક્કડનો એક પછી એક ટુકડો ચાવ્યા વગર જ તેટલાજ આનંદથી—તેટલી જ લહેરથી ગળી જતો હતો." ("There also, Ramdas was swallowidg piece after piece of the 'Girnari Tikkad' with the same joy.") આવા જવાબોથી સામા માણસને તેઓ હમેશાં આનંદ કરાવતા.

કોઇ તેમની પાસે આવનાર—સંગીતનો જાણકાર—ભજનો ગાઇ સંભળાવતો હોય તો તેને તેઓ 'સિંગર રામ' (Singer Rama) થી ઓળખાવતા. પેંડાની પ્રસાદી ઉપર જ ટાંપ રાખી, પ્રસાદનો મોટો ભાગ પડાવનાર પ્રસાદિયા ભકતને 'પેંડારામ' ના નામથી તેઓ બોલાવતા. મોઢામાં દરરોજ સાકરનો ગાંગડો મૂકી જનાર પ્રેમી-ભકત ગંગામાને તેઓ 'સાકરવાલી માઈ' કહી બોલાવતા. આવાં નામો

આપીને પણ આનંદની છોળો ઉડાડે. ગંભીરતાનું નામ જ નહિ. તે સાથે સામા માણસ પ્રત્યે તોછડાઈ કે અવિવેક પણ જરાયે નહિ.

કોઈ આમંત્રણ આપવા આવે તો તરત જ કોઈ પણ જાતની આનાકાની વગર તેની સાથે જવા નીકળી પડે. અને ગમે તેટલું દૂર હોય અને સામો માણસ ગાડી માટે ગમે તેટલો આગ્રહ કરે છતાં ચાલીને જ જાય.

એક વખત વઢવાણમાં અમો બધા ચાલીને કોઇને ત્યાં જતા હતા. તે વખતે સ્વામીજી, શરીરે એકદમ કૃશ હોઇ, દેખાવમાં આબાદ ગાંધીજી જેવા જ લાગતા, અને પોષાક પણ લગભગ તેમના જેવો જ હતો. બજારમાંથી પસાર થતાં ઘણા લોકો તે જોઇ ભ્રમમાં પડયા અને 'ગાંધીજી—ગાંધીજી' કહી સાથે સાથે ચાલવા લાગ્યા. અમોએ જ્યારે કહ્યું કે એ તો એક સંન્યાસી છે ત્યારે જ તેઓની ખાતરી થઈ અને પાછા ફર્યા.

સદાય માથે અને પગે ઉઘાડા. આવી જ સ્થિતિમાં જંગલો અને પર્વતોમાં પણ ફરે. કોઇ કોઈ જગ્યાએ રસ્તામાં પુષ્કળ કાંટા હોય અને તેમાંથી જ્યારે પગમાં કાંટો ભોંકાઇ જાય ત્યારે તરત જ ઊભા રહી હસતા હસતા કાંટાવાળો પગ અદ્ધર ઉપાડી એક પગ ઉપર ચક્કર ચક્કર કુંદડી ફરતાં કવિતાની કડી બોલતા હોય તેમ ( singsong style માં ) "કાંટારામ, કાંટારામ, પગમાં ઘૂસ્યા કાંટારામ." ( "કાંટારામ, કાંટારામ પાવમેં કાંટા ચુભ ગયા, રામ." ) એમ બોલી કાંટો કાઢી નાખે અને ફરી ચાલવા માંડે. આ રીતે દરેક સ્થિતિમાં પૂર્ણાનંદ અનુભવતા અને બ્રહ્મા-નંદથી વિશેષ જગતમાં બીજું કશું મેળવવાનું નથી તેમ પોતાના વર્તન અને દૃષ્ટાંતથી બીજાને સહજમાં સમજાવી દેતા.

મારા વડીલ બંધુ રાજ્યરત્ન દુર્ગાશંકરભાઈના સ્વામીજી સહાધ્યાયી હતા. વી. જે. ટેકનિકલ ઇન્સ્ટિટયુટમાં તેઓ સાથે

અભ્યાસ કરતા. મારા ભાઈ ઘણી વખત કહે છે કે તે વખતના બુટેડ, સુટેડ, ટાઇ-કૉલરમાં સજ્જ થયેલ એકદમ અપટુડેટ મિસ્ટર વિઠ્ઠલરાવ તે જ આજના સ્વામી રામદાસજી છે તે ઘડીભર કલ્પનામાં આવતું નથી. અપટુડેટ પોષાકવાળા બેરિસ્ટર ગાંધી પાછળથી અર્ધનગ્ન ફકીર-- મહાત્મા ગાંધીજી થયા તેવું જ પરિવર્તન સ્વામી રામદાસજીનું છે.

સ્વામીજીનું પ્રવચન પણ એટલું મીઠું અને મુદ્દાસરનું હોય છે કે માણસો સાંભળીને સ્તબ્ધ બની જાય છે. પ્રવચન પૂરું થયા પછી અમે કહીએ કે, "સ્વામીજી, તમો આજે શું સરસ બોલ્યા!" ત્યારે પોતે જવાબ આપતા, "રામદાસને ખ્યાલ જ નથી કે એ શું બોલ્યો. તે વખતે બીજી જ કોઈ શક્તિ રામદાસ મારફત બોલી રહી હોય તેમ રામદાસને લાગે છે. શરીર કે મન છે જ નહિ. તે હોય તેવો ખ્યાલ પણ રામદાસને હોતો નથી." ("રામદાસ ક્યા બોલા ઉસકા ઉસે અભી ખ્યાલ તક નહિ હૈ. ઉસ સમય કોઈ દૂસરી શક્તિ રામદાસકે મારફત બોલ રહી હોગી ઐસા ઉસે માલૂમ હોતા હૈ. શરીર યા મન તો હૈ હી નહિ. વે હૈં ઐસા ખ્યાલ તક રામદાસકો નહિ આતા.") આવા સમદષ્ટિવાળા, તૃષ્ણાત્યાગી, સાચા વૈરાગ્યવાન ભક્તનાં દર્શન કરવાં તે જીંદગીનો અનુપમ લહાવો છે. મહાન પુણ્યોદયનું સૂચન છે--પૂર્વ પુણ્યોનું ફળ છે. તેમનાં દર્શન પામી અમો ધન્ય થયા છીએ--પાવન થયા છીએ.

અત્યારે તો દરિદ્રનારાયણોની સેવાને અંગે આશ્રમમાં અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. અને તે પણ પ્રભુના નામ ઉપર જ. એમને 'બેન્ક બેલેન્સ' જેવું ઓછું જ છે? પૈસા પ્રભુ મોકલે અને પ્રભુના જ કાર્યમાં વપરાય. સ્વામીજી હમેશાં કહે છે કે, "આ પ્રભુનું કાર્ય છે અને પ્રભુ જ ચલાવશે." ("યહ

ઇશ્વરકા હી કાર્ય હૈ. ઇશ્વરહી ઉસે નિભાયેગા." ) જુદી જુદી દિશાઓમાંથી નવાં નવાં ઝરણાં ફૂટતાં જ જાય છે અને જે કાંઇ આવે છે તેનો પ્રભુ અર્થે સદ્વ્યય થાય છે--દરિદ્રનારાયણોની સેવા એટલે કે તેમની મારફત રામની જ સેવા અહોનિશ ચાલ્યા જ કરે છે. તેઓ હમેશાં કહેતા આવ્યા છે કે, "ખાવામાં મજા નથી. ખવરાવવામાં મજા છે. લેવામાં મજા નથી, દેવામાં મજા છે." ("ખાનેમેં મજા નહિ હૈ. મજા હૈ કિસીકો ખિલાનેમેં. મજા દેનેમેં હૈ. લેનેમેં નહિ.")

સૂર્ય પ્રકાશી રહ્યો છે. આંખ હોય તે જુએ. ગંગા વહી રહી છે. ઇચ્છા હોય તે નહાય--ધરાઇને ગંગાના અમૃતનું પાન કરે.

હવે થોડું મારા બાલમિત્ર મગનભાઈ વિષે:—

મગનભાઇ જન્મ્યા છે લોહાણા (ક્ષત્રિય) જ્ઞાતિમાં, પરંતુ આચારે વિચારે છે સાચા બ્રાહ્મણ. ધંધો પણ સાચા બ્રાહ્મણનો-- શિક્ષકનો જ અપનાવેલ. શિક્ષક તરીકેનું પણ તેમનું જીવન સેવામય હતું.

તેમનાં માતા-પિતા પણ સંસ્કારી અને ધાર્મિક વૃત્તિવાળાં. અને તેમના દાદા (પિતાના મોટાભાઈ) જગજીવનદાસ તો ભક્ત અને જ્ઞાની. તેઓ યુવાવસ્થામાં જ બન્ને આંખે અંધ થયેલ. એટલે મગનભાઈને બાળપણથી જ બાપાની સેવા માટે સોંપી દીધેલ. બાપા પાસે કેટલાય સુશિક્ષિત--સંસ્કારી માણસો દરરોજ સાંજે એકઠા થાય અને ધાર્મિક ગ્રંથોનું વાંચન, ચર્ચા અને શંકાસમાધાનમાં સમયનો સદુપયોગ થાય. બાપા પાસે આવનારાઓ પૈકીના એક મારા પિતાશ્રી પણ હતા. મને પણ કોઈ કોઈ વાર મારા પિતાશ્રી તેમની સાથે બાપાને ત્યાં લઇ જતા. અને આ રીતે અમો બન્ને લંગોટીયા મિત્ર. શિક્ષણની શરુઆત પણ બન્નેની એક સાથે

એક જ વર્ગમાં થયેલી. સાથે અભ્યાસ કરી, લગભગ સાથે જ રહી અમો મોટા થયેલા.

મગનલાલને નાનપણથી જ સાધુ–સંતો તરફ પ્રેમ. ક્યાંય પણ હરિકથા કે ધાર્મિક પ્રવચન હોય તો તેમાં તેમની હાજરી ખરી જ. ભગવાં કપડાં તરફ પણ તેટલા જ ગાંડાતૂર. ભગવું જુએ અને પાછળ પડે. પરંતુ તેમાં બધાય કંઈ હીરા થોડા જ હોય ! પાંચીકા પણ નીકળતા. પણ છેવટે રામદાસરૂપી હીરો લાધી ગયો. તેમની સેવા દિવસ અને રાત આદરી. તે એટલે સુધી કે સેવામાં પોતાની જાત અને બાહ્ય જગતનું પણ વિસ્મરણ થઇ ગયું. તેમની સ્થિતિ પણ તે વખતે લગભગ સ્વામીજી જેવી જ હતી. સ્વામીજી રામ મંત્રના જાપ સાથે રામમાં નિમગ્ન—મગનલાલ રામમંત્રના જાપ સાથે સ્વામીજીમાં નિમગ્ન. બન્ને પોતાપોતાના ઇષ્ટદેવના ધ્યાનમાં મસ્ત હતા. એક નિરાકાર રામના—બીજો તેના સાકાર સ્વરૂપ રામદાસના.

શરૂઆતમાં તો તેમનાં માતા–પિતા આ સેવામાં સાનુકૂળ અને સંમત હતાં, પરંતુ પાછળથી પાડોશીઓની સલાહ–સૂચનાથી તેઓ ગભરાયાં. તેમને થયું કે છોકરાને આ શું ઘેલું વળગ્યું છે ? બાવાની સાથે ચાલ્યો જશે તો ? બાવો થઈ જશે તો ? એટલે સ્વામીજી પાછળ ન ફરવા તેમણે તેમને સમજાવ્યા. પરંતુ મગનલાલ સેવામાં અડગ રહ્યા. ત્યારે 'દક્ષિણી ડેલો,' એ નામના તેમના નિવાસસ્થાનનાં, તેમનાં માતા–પિતાને સલાહ–સૂચના આપનાર બધા પાડોશીઓએ એક રાત્રે સભા ભરી, મગનલાલને ત્યાં બોલાવી, સામ, દામ, દંડ ભેદ વગેરે નીતિથી સમજાવ્યા—ચેતવણી આપી. મગનલાલ બુદ્ધિના ચપળ અને સ્વભાવે રમુજી છે. તેમણે સામા અનેક ચપળ અને રમુજી જવાબો આપી તેમને શાન્ત કરતાં કહ્યું: "હું બાવો નહિ થઈ જાઉં તેની તમો સૌને ખાતરી આપું છું. પરંતુ સાથોસાથ વિનવું છું કે આ 'હીરા' નો એકાદ

વખત અનુભવ તો કરી જુઓ. એકાદ વખત પરિચયમાં તો આવો. વગર જાણ્યે, વગર સમજ્યે શીદને મારી અને તેમની પાછળ પડયા છો ?"

પરંતુ સ્વામીજીની આ મુલાકાત વખતે તો તેમને કોઇને પરિચય કરવાની તક ન મળી; કેમકે જે વખતે આ સભા ચાલતી હતી તે જ વખતે સ્વામીજીએ મુચુકુંદની ગુફાનો ત્યાગ કરી દ્વારકા તરફ જવા પ્રયાણ કર્યું. સ્વામીજી બીજી વખત આવ્યા ત્યારે આ માંહેના કેટલાકે તેમનો પરિચય કર્યો અને તે પૈકીના કેટલાક તો સ્વામીજી પાછળ ગાંડાતૂર બની ગયા. હરિલાલ નાનજી ભટ્ટે તો પોતાનો કેમેરા સાથે લઈ આંબાવાડિયામાં જઈ હિંચકા ઉપર બેઠેલી સ્થિતિમાં સ્વામીજીનો ફોટો પણ લીધો, એટલું જ નહિ, પરંતુ પ્રથમની મુલાકાત વખતે મગનલાલે લેવરાવેલ કાર્ડ સાઈઝના બસ્ટનું ઑઈલ પેઈન્ટિંગ કરી મગનલાલને આપ્યું, જે મગનલાલે પૂજામાં રાખેલ.

નાનપણથી જ અમો બન્નેને સાધુ–સંતો તરફ કુદરતી જ આકર્ષણ. જ્યાં જ્યાં ધાર્મિક કથા–વાર્તા કે પ્રવચનો થતાં હોય ત્યાં નિયમિત અમારી હાજરી. બીલખા—આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્ય ગુરુવર્ય મહાત્માશ્રી નથુરામ શર્માજીની સેવા અમો નાનપણથી જ કરતા. જ્યારે જ્યારે મહાત્માશ્રીનો મુકામ જૂનાગઢમાં થતો ત્યારે પ્રવચન સમયે સવાર અને સાંજ આખો કલાક, એક બાજુ મગનલાલ અને બીજી બાજુ હું પંખો લઈ ઊભા રહેતા અને પવન નાંખતા. રાત્રે નાહીને ચરણસેવા માટે જતા. અને ગુરુ–પૂર્ણિમા ઉપર બીલખા—આનંદાશ્રમમાં પણ જતા.

નરસિંહ મહેતાનો જ અવતાર ગણાતા વ્યાસબાપાનો પણ સુરદાસ–જગજીવનદાસ ઉપર અનહદ પ્રેમ હતો અને જૂનાગઢમાં હોય ત્યાં સુધી દરરોજ તેઓ આ સુરદાસને ત્યાં આવતા. બાપાને

લઇને વ્યાસઆપાના પણ પરિચયમાં મગનલાલ સારી રીતે આવેલ અને તેમનો પણ ખૂબ પ્રેમ સંપાદન કરેલ.

વિદ્યાર્થીઓ તરફ પણ મગનલાલનો અસીમ પ્રેમ. આ પ્રેમ પોતાના સમય અને શકિતનો ભોગ આપીને તેમની સેવા દ્વારા તેમણે વ્યકત કરેલ. આને લઇને વિદ્યાર્થીઓનો પણ તેમના તરફ તેટલો જ પ્રેમ. આ શિક્ષણનો ધંધો છોડયા પછી આજ પંદર-ત્રીશ વર્ષે પણ તેમના વિદ્યાર્થીઓના તેમના તરફના પ્રેમનો હું કોઈ કોઈ પ્રસંગે અનુભવ કરું છું ત્યારે તાજુબ થઈ જાઉં છું.

તેઓ વિદ્યાર્થીઓ માટે અખાડો ચલાવતા. આજથી વીશ વર્ષ પહેલાં જ્યારે અખાડા-પ્રવૃત્તિ કાઠિયાવાડમાં નવાઈની વાત હતી અને કેટલેક સ્થળે તો આવી પ્રવૃત્તિ તરફ જુદી જ દષ્ટિથી જોવામાં આવતું ત્યારે તેમણે આ પ્રવૃત્તિની શરૂઆત કરેલ અને તે પણ જૂનાગઢ જેવા પછાત રાજ્યમાં. આ રાજ્યમાં અખાડા-પ્રવૃત્તિની શરૂઆત કરવાનો યશ ભાઈ મગનલાલને ફાળે જાય છે.

શાળામાં નિયત અભ્યાસક્રમની સાથોસાથ અભ્યાસક્રમની ખામીઓ દૂર કરવા તેઓ હમેશાં આધ્યાત્મિક ભૂમિકાના પાયા ઉપર દાખલા અને દષ્ટાંતો દ્વારા માનવતાનું પણ શિક્ષણ આપતા.

આડે દિવસે કોઈ પણ વિદ્યાર્થી કોઈપણ વખતે તેમની પાસે તેમને ઘેર જઇ શકતો અને અભ્યાસમાં પડતી મુશ્કેલીઓ દૂર કરાવી શકતો. પરીક્ષાના સમયે તેઓ સેવાભાવે રાત્રિવર્ગ ચલાવતા અને કોઈપણ વર્ગનો વિદ્યાર્થી તે વર્ગનો લાભ લઇ શકતો.

મગનલાલનો સ્વભાવ રમુજી હોઇ, સર્વ કોઇને તેમનો સંગ ખૂબ પ્રિય થઈ પડે છે. રમુજી સ્વભાવની સાથે તેમનામાં સત્યપ્રિયતા, નિખાલસતા, લોકસેવાની તમન્ના, અને સિદ્ધાંત ખાતર

ભોગ આપવાની સાહસિકતા પણ તેટલી જ છે. સત્યનો પક્ષ લેવા માટે, ન્યાયને માટે, અને ખોટી હાએહા કરી પોતાના હૃદય વિરૂદ્ધનું ન કરવા માટે તેમને અનેક રીતે ખૂબ સહન કરવું પડયું છે. તેમની સ્થિતિ સામાન્ય એટલે આર્થિક રીતે પણ તેમને ઘણું જ સહન કરવું પડયું છે. છતાં દરેક વખતે મેં તેમને પોતાની ફરજ બજાવ્યાનો આત્મસંતોષ અનુભવતા જોયા છે. તેમને ધાર્મિક સાહિત્ય તરફ કુદરતી જ અભિરુચિ છે. તેઓ ઈશ્વર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખવાવાળા છે. અને ભવિષ્યની—આવતી કાલની—ચિંતા ન કરવાનો તેમનો વિશિષ્ઠ સ્વભાવ છે.

હું તો માનું છું કે સ્વામીજીના આશિષ અમારા બન્ને ઉપર હમેશને માટે છે અને તેમનો અમૂલ્ય ઉપદેશ અને આશિષ સંસાર-સાગર તરવાને એક અત્યુત્તમ નાવનું કામ કરી રહેલ છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં પણ સ્વામીજી તરફનો મગનભાઈનો અનન્ય ભક્તિભાવ અને પ્રેમ જ દેખાઈ રહેલ છે. સૌથી વિશેષ ધ્યાન ખેંચે તેવા સ્વામીજીના પત્રો છે. પત્રોની શરૂઆત સને ૧૯૨૪ ની પહેલી મુલાકાતથી જ થાય છે. તેના પરથી જોઈ શકાય છે કે તેમણે કેટલી સંભાળ અને ચીવટથી આ પત્રો સાચવ્યા હશે. મગનભાઈ પાસે સ્વામીજીના પત્રોનો આથી પણ વિશેષ સંગ્રહ છે. આ ગ્રંથમાં તો જરૂર પૂરતા અને સંબંધ ધરાવતા પત્રો જ મૂકવામાં આવેલ છે.

પ્રવાસમાં મગનલાલ સાથે હોય ત્યારે સ્વામીજીએ ટપાલમાં નાખવા આપેલ પત્રોની નકલો કર્યા પછી જ તેઓ અસલ ટપાલમાં નાખતા. એટલે સ્વામીજીના પરિભ્રમણકાળમાં; મગનલાલની હાજરીમાં હિન્દુસ્થાનના જુદા જુદા ભાગના ભક્તો ઉપર લખાયેલા પત્રોની નકલો તેમની પાસે છે. તે ઉપરાંત મગનલાલ સ્વામીજી-ના અનન્ય ભક્ત હોઈને તેઓ, 'આપણા કરતાં વધારે ચીવટ

અને કાળજીથી પત્રો જાળવી રાખશે,' એ માન્યતાથી લીંબડીના ઠાકોરસાહેબ અને મીસ એલિઝાબેથ શાર્પ, તેમના ઉપર આવેલા પત્રો તેમને જ મોકલાવી આપતા; એટલે તે બધા પત્રો પણ તેમની પાસે છે.

અને તેઓ, પોતાના ઉપર આવતા સ્વામીજીના પ્રત્યુત્તરો મેળવવા માટે પણ કેટલી દીર્ઘદૃષ્ટિ અને ચિવટ રાખતા! તે વખતે એટલે કે તેમના પરિભ્રમણકાળ દરમિયાન, સ્વામીજી પોતાની પાસે કશું સાધન રાખતા નહિ. એટલે આવેલ પત્રોના પ્રત્યુત્તર માટે પણ રામજી પર જ આધાર રહેતો. આ વસ્તુસ્થિતિ સમજીને મગનલાલ ખાસ કરીને શરુઆતમાં પોતાના લગભગ દરેક પત્રની સાથે ટિકિટ ચોડેલું પોતાના સરનામાવાળું કવર બીડતા અથવા સરનામું કરેલ રીપ્લાઈ પોસ્ટ કાર્ડ લખતા, જેથી સ્વામીજીને ફક્ત કોરા કાગળ અને પેનસિલની જ જરૂર રહે; અને કેટલીકવાર તો કવરમાં કોરો કાગળ પણ સાથે બીડતા. તેમના આવા સ્વામીજી તરફના પ્રેમ અને ભક્તિભાવને લઇને જ આપણે આજે સ્વામીજીના પરિભ્રમણકાળના પત્રો વાંચવાને ભાગ્યશાળી થયા છીએ.

પરિભ્રમણકાળ વખતે સ્વામીજીની એવી સ્થિતિ હતી કે તેમને વાર, તિથિ કે તારીખનો કંઈ ખ્યાલ ન રહેતો. કોઈના તરફથી કહેવામાં આવે તો જ તેની ખબર પડતી. એટલે તેમના તરફથી લખવામાં આવતા કાગળોમાં તારીખનો હમેશ અભાવ રહેતો. મગનલાલને આપેલા પત્રોમાં તારીખો પણ આપવામાં આવી છે, પરંતુ તે ટપાલની છાપમાંથી લેવામાં આવેલ છે. સ્વામીજીએ લખેલ પત્રમાંની નથી.

આ ગ્રંથ એક ખરા સંતના—સાચા વૈષ્ણવના—સમાગમમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, જીજ્ઞાસુઓને લાવવાની ઉચ્ચ ભાવનાથી

મગનભાઈએ લખેલો છે, અને ગુજરાતી ન જાણનાર **ધર્મપ્રેમી** જીજ્ઞાસુઓને પણ આ પુસ્તકનો લાભ મળે તે હેતુથી આ જ પુસ્તક મગનભાઈએ અંગ્રેજીમાં પણ તૈયાર કરેલ છે. જે પ્રભુની પ્રેરણા થશે ત્યારે પ્રગટ થશે.

જે ઉચ્ચ આશયથી આ પુસ્તક જનતા પાસે મૂકવામાં આવ્યું છે, તે આશય પ્રભુ પાર પાડે તેવી અંતઃકરણની પ્રાર્થના સાથે હું વિરમું છું.

| | |
|---|---|
| સં. ૨૦૦૩. અષાડ શુદ પૂનમ.<br>(ગુરુપૂર્ણિમા.)<br>ગુરુવાર તા. ૩ જુલાઈ, ૪૭.<br>મુકુન્દ હાઉસ, ગઝદર હિલ,<br>કામારોડ, **અંધેરી** (મુંબઈ). | **કાન્તિલાલ મણિશંકર ઉપાધ્યાય**<br>ગુજરાતીના શિક્ષક,<br>કામા ઈન્સ્ટિટ્યુટ, ગઝદર હિલ,<br>કામારોડ, **અંધેરી** (મુંબઈ). |



# ત્રણ સ્વપ્ન

"At the Feet of God" (પ્રભુચરણે) ના નામે બહાર પડેલ સ્વામીજીના પુસ્તકના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે: (૧) કવિતાઓ (૨) પ્રશ્નો અને ઉત્તરો અને (૩) સ્વપ્નો અને વિચારો. આ પૈકીના પ્રશ્નો અને ઉત્તરો છેલ્લા ઉપદેશામૃતવાળા પ્રકરણમાં આપેલ છે. ત્રીજા વિભાગના સ્વપ્નોમાંથી ત્રણ સ્વપ્નો ખાસ અહીં મૂકવા જેવા હોઈ આ નીચે એક પછી એક આપવામાં આવે છે.

( ૧ )

એક સ્વપ્ન આવ્યું—બાલકૃષ્ણ બંસી બજાવતો નૃત્ય કરતો દેખાયો. શરીર પાતળું હતું. રંગ ઘનશ્યામ હતો. તેણે કમર ઉપર પહેરેલ પીતાંબર સિવાયના ભાગમાં શરીર ઉઘાડું હતું. તેની ગરદન ઉપર મોતીની માળા ઝૂલતી હતી. માથે હીરા જડિત મુગટ શોભતો હતો. તેના કાળા વાંકડિયા વાળ મુગટની નીચેથી ખભા ઉપર પડતા હતા. કાંડા ઉપર સોનાનાં કંકણ હતાં અને હીરાજડિત બાજુબંધો કોણીના ઉપરના ભાગમાં પહેર્યા હતા. બંસી સોનાની હતી અને તેના બન્ને છેડે રાતા રેશમના દોરામાં પરોવેલાં મોતીનાં ઝૂમખાં લટકતાં હતાં. પગની ઘૂંટી સોનાના નૂપુરથી શોભતી હતી. તેનો ચહેરો! શ્રી કૃષ્ણનો ચહેરો! તેના ઉપર સ્વર્ગનું તેજ પથરાયેલું હતું આંખો—તેનો દૃષ્ટિપાત મોહક અને મંત્રમુગ્ધ કરે તેવો

હતો. તેના ઓષ્ઠ સ્મિત કરતા હતા. કેવું સરસ સ્મિત! સ્મિત કે જે આખા બ્રહ્માંડને આકર્ષી શકે. તેના ગાલો—અહા! કેવા ફુમાશદાર અને પ્રકાશિત! મોહક આંખો અને મધુર ઓષ્ઠનું સ્મિત, આ સુંદર ગાલો ઉપર પ્રતિબિંબિત થતું હતું. અર્ધ-ખુલ્લા રાતા ઓષ્ઠમાંથી દૂધિયા દાંતનું દર્શન થતું હતું. સુંદર કાન રત્ન, હીરા વગેરેથી જડિત કુંડલોથી શોભતા હતા. નૃત્ય વખતનો કેવો અદ્ભુત દેહમરોડ! જાણે હવામાં તરતા હોય! બંસીમાંથી કેવું મધુર સંગીત નીકળતું હતું! સાંભળનારાના આત્મામાં અવર્ણનીય આનંદની ઊર્મિઓ ઉપર ઊર્મિઓ ઉછાળતું હતું. ખરેખર તે સ્વર્ગીય સંગીતનું મૂર્ત સ્વરૂપ હતું. જાણે ભાવાવેશ, પ્રેમ અને આનંદે મૂર્ત માનવી સ્વરૂપ ધર્યું હતું! તેની સુંદર આકૃતિવાળા નાના પગો નાચતા હતા અને જાદુઈ બંસીના સ્વર્ગીય સંગીત સાથે તાલ લેતા હતા. અહા! કેવું દૃશ્ય! દેવો પણ આવા દૃશ્યની ઈર્ષ્યા કરે. તારી લીલા દિવ્ય છે, હે કૃષ્ણ!

[ There was a dream—The boy Krishna was seen dancing playing upon his flute. He was slender, blue in colour—except an yellowish cloth worn round his waist he was bare of clothing—on his neck was hanging a string of pearls. His head was adorned with a crown of gold set in gems. His black curls of hair were falling over his shoulders from beneath the crown. There were gold bracelets on his arms —and gold belt set with gems round his upper arms. The flute was of gold—and at both ends of which were hanging clusters of pearls strung

on red silk thread. His ankles were adorned with bangles made of gold. His face—Sri Krishna's face! There was a heavenly glow upon it. The eyes—Oh the look of them was simply —bewitching, enchanting. The lips—those sweet charming lips—were smiling—Oh what a smile—a smile that can draw to him all the worlds. His cheeks—Oh how soft and radiant are those cheeks—the reflection of those enchanting eyes and of the smile of those charming lips was dancing on those lovely cheeks. Those half opened—bloodred lips—were revealing the finest set of milk-white teeth. Those beautiful ears, were decked with rings and pendants set in diamonds, emeralds and rubies. What a gait when Krishna dances. He is swimming in the air. O the sweetness—of the music that was coming out of the blessed flute. It sent thrills after thrills of unutterable bliss into the soul of the hearer. Altogether he was—a veritable personification of the most heavenly music. Ecstacy, bliss and love seemed to have assumed human form. His well-shaped small feet were dancing—keeping time with the eternal music of his magic flute. Oh what a sight—the very Gods might envy for such a sight. Glorious—Glorious indeed is Thy play—O Krishna! ]

૨

બીજું સ્વપ્ન—બુદ્ધનો ચહેરો! અહા, કેવો સરસ ચહેરો! આંખો બંધ હતી. ઓષ્ઠ બીડેલા હતા. પહોળું લલાટ લીસું અને ખાલી (અલંકાર રહિત) હતું ગાલ ભરેલા હતા, પરંતુ કુમાશથી ગોળ વળેલા હતા હડપચી સંપૂર્ણતાએ પહોંચેલ આકારમાં કંડારેલી હતી. નીચાં ઢળેલાં પોપચાં ઉપર નિર્મળતા અંકાયેલી હતી. ઓષ્ઠ એક માત્ર શાન્તિના સૂચક હતા. નરમ ગાલ પર શીત પ્રકાશ પથરાયેલો હતો. સ્વસ્થતા અને દૃઢતા હડપચી ઉપર અંકિત થયેલી હતી. વિશાળ લલાટ ઉપર કુલીનતા અને ભવ્યતા મુદ્રિત થયેલી હતી. ઉઘાડા માથા ઉપર કાળા ભમર, મોજાં જેવા વાળ હતા જે તેમના ભવ્ય અને સુંદર ખભાઓ ઉપર ઝૂલતા હતા. તેમની આરસ જેવી ગરદન ભવ્ય અને સુંદર હતી. અહા, કેવો સરસ ચહેરો! તે ચહેરા ઉપર સ્વર્ગ આવીને ઊતર્યું હતું. તે ચહેરો જોવો એટલે શાશ્વત શાન્તિનો ઉપભોગ કરવો. હે ધન્ય ચહેરા! તું મૂર્ત સ્વરૂપ ધરેલ શાન્તિ પોતે જ છે.

[Another dream—Face of Buddha. Oh what a face. The eyes were closed—the lips were shut—the broad forehead was smooth and bare—the cheeks were full but softy curved—the chin was chiselled to a perfect shape—the ears were exquisite in symetry. Serenity was stamped upon these lowered eyelids. The lips were indicating nothing but peace. There was a cool lustre upon those soft cheeks. Calmness and firmness reigned upon that chin. Nobility and grandeuer were enth-

roned upon that vast forehead. The bare head presented coal black wavy hair gently resting on his majestic shoulders His marble neck was superb and handsome. O what a face! Heaven was upon that face. To look on it is to enjoy ever-lasting peace. O blessed face! Thou art Shanti personified. ]

૩

ત્રીજું સ્વપ્ન—ઓરડામાં ઝાંખો પ્રકાશ હતો. હાથાવાળી ખુરશી ઉપર જગવિખ્યાત મહાત્મા ગાંધી બેઠા હતા. તેમની કમર ઉપર નાનો ખાદીનો ટુકડો વીંટાળેલો હતો. તેમનો વર્ણ શ્યામ હતો. શરીર દુબળું અને વળેલું હતું, પરંતુ ચહેરા પર દૈવી તેજ હતું. તેમની આંખો તેજસ્વી હતી અને મનનશીલ દેખાતી હતી. રામદાસ તેમની સન્મુખ બે વારને અંતરે જમીન ઉપર બેઠો હતો. નવાઇની વાત તો એ હતી કે તેમના શરીરમાંથી પ્રતિકાર ન થઇ શકે તેવાં દશ્યમાન આકર્ષક કિરણો વહી રહ્યાં હતાં. રામદાસને લાગતું હતું કે તે તેમના તરફ લોહચુંબક નાની સોયને ખેંચે તેમ કોઇ શક્તિશાળી બળ વડે ખેંચાઇ રહ્યો હતો. રામદાસથી વધારે વખત બેસી શકાયું નહિ—તે ઊભો થયો. પણ સ્થિર રહી શક્યો નહિ. તે મહાત્મા ગાંધી તરફ બેધ્યાનપણામાં ખેંચાયો. તેની ટટાર સ્થિતિ બદલાઇ અને તે કાટખૂણે વળેલ સ્થિતિમાં—તેનું માથું મહાત્મા તરફ નમેલ સ્થિતિમાં—ઊભો રહ્યો. શરીરને પડતું અટકાવવા તે ખુરશી તરફ ચાલ્યો અને ખુરશીના પાછળના ભાગમાં જઇ સમાધિસ્થ સ્થિતિમાં ઊભો.

[ Another dream — There was a hazy light in the room. On an armchair was sitting the

world-renowned Mahatma Gandhi—a short piece of white Khaddar covered his waist. He was dark in colour—lean and bent—but on his face—was the very light of God. His eyes were brilliant—and there was a contemplative look in them. Ramdas was sitting on the floor about two yards in front of him. Wonder of wonders—almost visible rays of irresistible attraction were issuing out of him. Ramdas felt he was being drawn towards him with a powerful force—as though a strong magnet was drawing towards it a tiny needle. Ramdas could sit no longer. He stood up, but could not maintain the posture. He was unconsciously drawn to Mahatma Gandhi. Now his erect posture changed and he stood at an angle—his head leaning towards the Mahatma. To avoid a fall—he moved towards the chair and walked up to the back of the chair—and there he stood—in a state of trance. ]



# ઉપદેશામૃત

## (૧) ઉક્તિઓ

(૧) જીંદગીમાં જે બનાવો બનવાના છે તે બન્યે જ જાય છે. બનાવો તરીકે તે સુખરૂપ કે દુઃખરૂપ હોતા નથી. પરંતુ મનની વૃત્તિ — દૃષ્ટિકોણ — તેને સુખરૂપ કે દુઃખરૂપ બનાવે છે.

(૨) બહારની વસ્તુઓ અને સ્થિતિસંયોગો ક્ષણિક છે. શાશ્વત સુખ કે જેની મનુષ્યો આકાંક્ષા રાખે છે તે, તે આપી શકે તેમ છે જ નહિ. છતાં તેમાંથી સુખ અને શાન્તિ મેળવવા તે પ્રયાસ કરે છે માટે જ તે દુઃખી છે.

(૩) ઘણી વખત આપણે આપણી ખોટી કિંમત આંકી માનીએ છીએ કે આપણે મહાન છીએ; સર્વગુણસંપન્ન છીએ. પરંતુ ઈશ્વર સિવાય બીજો કોઇ મહાન નથી અને સર્વગુણસંપન્ન પણ નથી.

(૪) અહંતા–મમતારહિત મનુષ્ય ગમે તે પ્રવૃત્તિમાં જોડાય છતાં કર્મ તેને બંધનકર્તા થઇ શકતાં નથી.

(૫) સત્યની ઝાંખી કરવા માટે મનુષ્યે માત્ર એક જ વસ્તુ કરવાની છે અને તે અહંતાનો ત્યાગ છે.

(૬) અહીંયાં તમારું કંઇ નથી એ સત્યને ભૂલતા નહિ. બધું—તમારી જાત સહિત—વિશ્વના નાથની માલિકીનું છે. મારું–તારું એ અહંતાનું મુખ્ય લક્ષણ છે.

(૭) સ્વાર્થ એ બધા પાપનું મૂળ છે. તમો આ પાપને બીજામાં, હોય તે કરતાં વધારે પ્રમાણમાં જુઓ છો, જ્યારે તમારા પોતાનામાં તે સંપૂર્ણરીતે ભરેલું હોય છે.

(૮) **અહંતાને દૂર કરવાનો ઇશ્વર–ભક્તિ એ એકમાત્ર માર્ગ છે.**

(૯) જ્યાં સુધી કર્તાપણાનો અહંકાર ગયો નથી ત્યાં સુધી સ્થિતિસંયોગોનું કોઇ પણ પરિવર્તન આપણને સુખી બનાવી શકશે નહિ—શાન્તિ આપી શકશે નહિ. પ્રભુની ઇચ્છા જ દરેક કાર્યમાં કામ કરી રહી છે અને મનુષ્યનું કર્તૃત્વનું અભિમાન મિથ્યા છે. એવો આપણને સાક્ષાત્કાર થયા પછી જ સંયોગોનું કોઇપણ પરિવર્તન આપણને અસર કરી શકશે નહિ.

(૧૦) પ્રેમ, નમ્રતા અને સેવાને તમારા જીવનનો મુદ્રાલેખ બનાવો.

(૧૧) જ્ઞાન એ પાયો છે, કર્મ એ તે ઉપરનું બાંધકામ છે અને ભક્તિ એ તેની ઉપરનો ઘુમ્મટ છે. આ ત્રણે મળીને સાક્ષાત્કારનું મંદિર સંપૂર્ણ બનાવે છે.

(૧૨) હર્ષ અને શોક, લાભ અને હાનિ, વિજય અને પરાજય—એ સર્વે મનનાં ઉપજાવેલાં છે. સર્વશ્રેષ્ઠ શાશ્વત આનંદ જ એકમાત્ર સત્ય છે.

(૧૩) ઇશ્વર દયાળુ અને પ્રેમાળ છે. અહીંની આપણી ટૂંકી અને ક્ષણિક જીંદગીની સાથે સંબંધ ધરાવતા પદાર્થોની પ્રાપ્તિ–અપ્રાપ્તિ ઉપર અવલંબન રાખીને તેને માપશો નહિ. જીવનનો હેતુ જીંદગી લંબાવવાનો નથી, પરંતુ આત્માના સાક્ષાત્કારનો છે.

(૧૪) આપણે આપણા શરીરને, ઇશ્વરના હાથમાં તેની ઇચ્છા પ્રમાણેનો ઉપયોગ કરવાના સાધન તરીકે મૂકી દઇએ. જ્યારે આપણને ભાન થશે કે તેની ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ થાય છે ત્યારે આપણે મુક્ત થઇશું. મુક્તિની સ્થિતિ મેળવવાની નથી પરંતુ અનુભવવાની છે.

(૧૫) આ જીંદગી, રોદણાં રોઇને પૂરી કરવાની નથી. બધાને માટે એક સરખી રીતે, જીવન એ એક લડત છે. ખરો લડવૈયો તે છે કે જે ભાવ–અભાવની લાગણી વગર પોતાની લડત લડયે જાય છે અને છતાં મુક્ત અને શાન્ત રહે છે.

(૧૬) જનતામાં જનાર્દનનાં દર્શન કરી તેની સેવા કરવી, તેનાથી મહાન બીજું કોઇ જીવન નથી.

(૧૭) મુક્તિ એ જીંદગીનો હેતુ છે. તે હેતુની સિદ્ધિ માટે બંધનો સ્વીકારવાનાં છે.

(૧૮) મનુષ્યજીવન એ શાશ્વત આનંદના ઉપયોગ માટે છે. તેમ કરવાને બદલે મનુષ્ય, આ જીવનને ચિંતા, ફિકર, શંકા અને ભયથી વ્યાકુળ બનાવી દે તો તે ઇશ્વરે આપેલ, ભાગ્યે જ મળતી, અમૂલ્ય બક્ષિસને વેડફે છે.

(૧૯) નિષ્કામ પ્રવૃત્તિ અને આત્માની શાન્તિમાં જેણે આનંદ જોયો છે તેને લાભ–હાનિ, માન–અપમાન કે સ્તુતિ–નિંદાની પરવા હોતી નથી.

(૨૦) પ્રમાદી અને બેદરકાર મનુષ્ય માટે ઇશ્વરકૃપા નથી, પરંતુ ઉદ્યમી અને ધૈર્યવાન મનુષ્ય માટે જ ઇશ્વરકૃપા છે.

(૨૧) તમારો ગુરુ, ઇશ્વર અને માર્ગદર્શક તમારી અંદર જ છે. તેના સતત સ્મરણ દ્વારા સામર્થ્ય અને શાન્તિ મેળવો.

(૨૨) ઇશ્વરના સતત સ્મરણ અને તેની શરણાગતિથી દૃઢ ઇચ્છાશક્તિ કેળવી શકાય છે અને દૃઢ ઇચ્છાશક્તિથી મનને વશ કરી શકાય છે તેમ જ શંકા અને ભયથી મુક્ત કરી શકાય છે.

(૨૩) ઇશ્વરસાક્ષાત્કારમાં ચંચળ અને વાસનાઓથી ભરપૂર મન જ વિઘ્નરૂપ છે. એટલે મનનો નિગ્રહ અને વાસનાઓનો ક્ષય સત્યનાં દર્શન માટે પ્રથમ જરૂરી છે.

(૨૪) સંસાર તો જેવો છે તેવો જ રહેવાનો. તેનું સ્વરૂપ બદલાવવું તે આપણા હાથની વાત નથી. પરંતુ સંસારને જેવો

છે તેવો જ રહેવા દઇ, આપણો પોતાનો તેના પ્રત્યેનો દષ્ટિકોણ બદલાવવો તે આપણા હાથની વાત છે.

(૨૫) શાસ્ત્રોનું અને ધાર્મિક પુસ્તકોનું વાંચન ગમે તેટલું કરવામાં આવે છતાં તે સત્યનું દર્શન કરાવી શકતું નથી. મનના મળ, વિક્ષેપ અને આવરણ એ ત્રિવિધ દોષો, જે સત્યના દર્શનમાં અંતરાયરૂપ છે, તે દૂર કરવા માટેની સતત સાધના જ આપણને સત્યનું દર્શન કરાવવામાં મદદરૂપ થાય છે.

(૨૬) આપણી આધ્યાત્મિક ઉન્નતિ આપણે માટે બીજો કોઇ કરી શકે નહિ. જેમણે જ્ઞાન પ્રાપ્ત કરી સાક્ષાત્કાર કરેલ છે, તેઓ ફક્ત આપણને માર્ગ બતાવી શકે. આ માર્ગે ચાલી ધ્યેયની પ્રાપ્તિ આપણે પોતે જ કરવાની છે.

(૨૭) અત્યારના આપણા સ્થિતિસંયોગો ઇશ્વરે જ નિર્માણ કર્યા છે એટલે તેને માટે બડબડાટ કર્યા વગર સમાધાનપૂર્વક રહેવું. આપણે ઇશ્વરનું સ્મરણ ભૂલીએ નહિ, તો કોઇપણ સ્થિતિ સંયોગો આપણે માટે ખરાબ નથી.

(૨૮) જપ આપણા મનની શુદ્ધિ કરે છે અને આપણને સત્યનું જ્ઞાન મેળવવાને શક્તિમાન બનાવે છે.

(૨૯) સ્મરણ મનની શુદ્ધિ કરે છે, સત્સંગ સત્ય જ્ઞાન આપે છે અને ગુરુકૃપા આપણે પોતે જ સત્–ચિત્–આનંદસ્વરૂપ છીએ તેનું ભાન કરાવે છે.

(૩૦) સ્મરણ અને ધ્યાન મનની અને હૃદયની આપણી નબળાઇઓ દૂર કરવા માટે આપણને શક્તિ અને હિંમત આપે છે.

(૩૧) સંન્યાસ કોઇ પાસેથી લઇ શકાતો નથી તેમ કોઇને દઇ શકાતો નથી. સંન્યાસ એ તો ઇશ્વરને અને ઇશ્વરની સેવાને આપણું અને આપણા સર્વસ્વનું સમર્પણ છે. તે એક એવું ઊર્મિનું મોજું છે કે જે આપોઆપ આપણા હૃદયના ઊંડાણમાંથી ઉદ્ભવ પામે છે.

(૩૨) યાદ રાખો કે અહીં આ દુનિયામાં આપણે એકલા આવ્યા છીએ અને અહીંથી એકલા જ વિદાય લેવાની છે. લક્ષ્મી કે સ્વજનને સાથે લઈને આવ્યા નથી અને જતી તખતે પણ સાથે લઇ જઈ શકવાના નથી.

(૩૩) અહીં આપણે હજાર વર્ષનું આયુષ્ય ભોગવીએ અને જે ઇચ્છીએ તે બધા દુન્યવી પદાર્થો મેળવીએ, છતાં જ્યાંસુધી નાશવંત પદાર્થોમાંથી તૃષ્ણાનો નાશ ન થાય ત્યાંસુધી ખરા સુખી થવાના નથી.

(૩૪) બાળકના જેવું નિર્દોષપણું, બધા તરફની શુદ્ધ પ્રેમમય સમદૃષ્ટિ અને બધાના હિત માટેની આનંદમય પ્રવૃત્તિ, એ પૂર્ણતાએ પહોંચેલાનાં લક્ષણો છે.

(૩૫) ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો અને જે જે સંયોગોમાં તે તમોને મૂકે તે તે સંયોગોને સાનુકૂળ બની રહો.

(૩૬) ખરો ભક્ત લાભથી આનંદિત થતો નથી અને હાનિથી દિલગીર થતો નથી. તેને ઇશ્વરમાં એટલી બધી શ્રદ્ધા અને વિશ્વાસ હોય છે કે ગમે તેવા સંયોગોમાં ઇશ્વરે તેને મૂકેલ હોય છતાં, તે હમેશાં સંતુષ્ઠ જ રહે છે.

(૩૭) સર્વને ચાહવું એ ખરી ભક્તિ છે અને સર્વની સેવા કરવી એ ખરી પૂજા છે.

(૩૮) બહારના સંયોગોના દબાણને લઈને તમારા મનની સમતુલા ગુમાવશો નહિ. સંયોગો વાદળાંની પેઠે આવે છે અને જાય છે. તમો દરેક સંયોગોમાં તમારા અચલ અને શાશ્વત સ્વરૂપને દૃઢતાથી વળગી રહેજો.

(૩૯) સત્યનું ચિંતન સત્યનો સાક્ષાત્કાર કરાવે છે.

(૪૦) ઈશ્વરની ઇચ્છા અને તેની શક્તિ સારા વિશ્વના ભાવિનું નિયંત્રણ કરી રહેલ છે. તેને શાન્તિપૂર્વક શરણે થવું એ મનની સમતુલા જાળવવાનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે.

(૪૧) જે કંઇ થાય તે ભલા માટે જ માનવું.

(૪૨) સંસારી જીવનમાં તમારે ભાગે જે કંઇ ફરજો બજાવવાની આવી પડી હોય તેનો ત્યાગ કરશો નહિ. આ બધી ફરજો આનંદથી ઇશ્વરની સેવા સમજીને જ બજાવજો.

(૪૩) બધી બાબતોમાં ઇશ્વરની ઇચ્છા જ કામ કરી રહી છે, એ સમજવા માટે તમારે સંપૂર્ણરીતે ઇશ્વરનું શરણ સ્વીકારવું જોઇએ. આમ કર્યા પછી જ તમો જાણશો કે જે કંઇ થાય છે તે તેની ઇચ્છાથી જ થાય છે અને ભલા માટે જ થાય છે.

(૪૪) દરેક સ્થિતિ અને સ્થિતિના ફેરફારો ઇશ્વર તરફથી જ યોજવામાં આવે છે. આપણું ભલું શામાં છે તે, તે જાણે છે તેનો હેતુ આપણને તેના તરફ લઈ જવાનો છે. અને આ હેતુ પાર પાડવા માટે જ તે આપણા જીવનમાં બનતા બધા પ્રસંગો ઉભા કરે છે.

(૪૫) ભગવાનનું સ્થાન ભક્તના હૃદયમાં છે. ભક્તનું હૃદય તે જ તેનું મંદિર છે—નિવાસસ્થાન છે.

(૪૬) ભક્તિ અને પ્રેમ વગરનું જ્ઞાન નીરસ છે. જ્ઞાન માત્ર સારાસારવિવેકબુદ્ધિ આપે છે અને આત્માની અમરતાનું ભાન કરાવે છે, જ્યારે પ્રેમ જીવનને મધુર બનાવે છે. પ્રેમાનંદ એ પૂર્ણાનંદ છે. તમો અમર છો એ તો સ્વયંસિદ્ધ વસ્તુ છે. પરંતુ પ્રેમ એ સાદાઇ, પવિત્રતા, સ્વાર્પણ, નમ્રતા, દયા અને ક્ષમાની સુવાસ છે.

(૪૭) ઇશ્વરના નામમાં માયાનો પડદો ચીરીને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવવાની શક્તિ છે.

(૪૮) ભક્તિ એ આદિ છે. ભક્તિ એ અંત છે. મધ્યમાં જ્ઞાન આવે છે જે આપણી અમરતાનું અને ઇશ્વર સાથેના તાદાત્મ્યનું આપણને ભાન કરાવે છે. ભક્તિ જ જ્ઞાન તરફ લઇ જાય.

છે. પરંતુ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ જ્ઞાનયુક્ત ભક્તિ ચાલુ રહે છે અને તે આપણને ઈશ્વરનું વિશ્વરૂપ દર્શન કરાવે છે.

(૪૯) ભક્તિ એ જ આદિ છે. ભક્તિ એ જ અંત છે. ભક્તિ એ જ માર્ગ છે અને ભક્તિ એ જ ધ્યેય છે. જ્ઞાન અને કર્મ એ તેના ટેકા છે કે જેના ઉપર ભક્તિનો ઘુમ્મટ બાંધવામાં આવેલ છે.

(૫૦) પ્રાપ્ત સ્થિતિસંયોગો માટે બબડાટ કરવો નહિ. સ્થિતિસંયોગોના પરિવર્તનથી ઈશ્વર–સાક્ષાત્કાર થશે તેમ માનવું ભૂલ ભરેલું છે.

(૫૧) પ્રારબ્ધવાદ નિરાશાવાદ તરફ લઈ જાય છે. જ્યારે શરણાગતિ આશાવાદ તરફ લઈ જાય છે.

(૫૨) શરણાગતિ અહંત્વના સંપૂર્ણ નાશ પછી જ સિદ્ધ થાય છે. આપણે ઈશ્વરના હાથમાં પૂતળાં છીએ. તે સૂત્રધાર છે, અને પોતાની ઈચ્છાનુસાર પૂતળાંને તે નચાવે છે.

(૫૩) જે સ્થિતિસંયોગોમાં આપણે છીએ તે જ સ્થિતિ–સંયોગોમાં રહીને આપણે મુક્તિ અને આનંદનું સુખ મેળવી શકીએ તેમ છીએ. ફક્ત મનને ભાવ–અભાવ અને આસક્તિ રહિત કરી, અહંતાનો ત્યાગ કરવાનો છે.

(૫૪) પ્રેમની સિદ્ધિને અર્થે ઈશ્વર જ જુદા જુદા પ્રકારનાં રૂપો ધારણ કરીને આ વિશ્વનાટક ભજવી રહ્યો છે.

(૫૫) ઈશ્વર આપણી કસોટી કરે છે, પરંતુ આપણો ત્યાગ કદી કરતો નથી.

(૫૬) જે બની ગયું છે તેને માટે દુઃખી થવું અને જે નથી બન્યું તેને માટે ચિંતા કરવી નકામી છે.

(૫૭) ભક્ત તે છે કે જે ઈશ્વરનું હમેશાં સ્મરણ કરે છે અને પોતાનાં બધાં કર્મો તેને અર્પણ કરે છે.

(૫૮) આકાશમાં વાદળાંઓ આવે છે અને જાય છે, પરંતુ આકાશ અલિપ્ત રહે છે; તેવી જ રીતે સંસારમાં સુખ અને દુઃખ

આવે છે અને જાય છે, પરંતુ તેનો આપણા અક્ષય, સત્, ચિત્, આનંદ સ્વરૂપને સ્પર્શ થઈ શકતો નથી. તે તો આકાશની જેમ અલિપ્ત જ રહે છે.

(૫૯) જે ઈશ્વરની ઈચ્છાને અધીન થયો છે તે સંતુષ્ઠ રહી શકે છે.

(૬૦) જીવનનાં સુખ-દુઃખ ભાસ માત્ર છે, સત્ય નથી. તેનું અસ્તિત્વ માત્ર અજ્ઞાનદશામાં જ છે.

(૬૧) દુઃખ, હાનિ, નિરાશા, નિષ્ફળતા—એ બધાનો અનુભવ આત્માની ઈશ્વર તરફની પ્રગતિમાં મદદરૂપ છે.

(૬૨) બધાં કર્મો ઈશ્વરની શક્તિનાં છે એમ માની, તેને સમર્પણ કરી, ઈશ્વર સાથેનું તાદાત્મ્ય સાધવાથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઈ, જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થાય છે.

(૬૩) પુનર્જન્મ તેને માટે છે કે જેણે વ્યક્તિગત ચૈતન્ય અને વિશ્વગત ચૈતન્યના અભેદનો સાક્ષાત્કાર કર્યો નથી. અજ્ઞાન જીવ કે જેની વાસનાનો ક્ષય થયો નથી તેને વાસનાની તૃપ્તિ માટે ફરી જન્મ લેવો પડે છે. જે ક્ષણે તે પોતાની ઈચ્છાને ઈશ્વરેચ્છાને અધીન કરે છે તે જ ક્ષણે તેની વાસનાઓનો ક્ષય થઈ જાય છે અને તે વિશ્વગત ચૈતન્યની સાથે પોતાનું તાદાત્મ્ય અનુભવે છે.

(૬૪) જીવનમાં આવતી મુશ્કેલીઓ આપણા આત્માની સુષુપ્ત શક્તિઓને જાગૃત કરે છે. મુશ્કેલીઓથી આપણું મનોબળ દૃઢ થાય છે; અને તેથી જીવનની લડતમાં અજ્ઞાનરૂપી અંધકાર સાથેના મુકાબલામાં આપણે અભય બનીને લડવાને શક્તિમાન થઈએ છીએ.

(૬૫) નિરાશા એ આપણને દ્વંદ્વાતીત સ્થિતિમાં દૃઢ કરવાને જ આવે છે. સફળતા અને નિષ્ફળતાની જીવનનાં ક્ષણે ક્ષણે ત્વરિત ગતિએ બદલાતાં જતાં દશ્યોમાં કંઈ કિંમત નથી. સફળતા અને નિષ્ફળતા તે

માત્ર સૂર્ય આગળથી પસાર થતાં કાળાં ધોળાં વાદળાં સમ છે. આ વાદળાંઓની, જેમ સૂર્ય ઉપર કંઇ અસર થતી નથી, તેમ સફ્ળતા અને નિષ્ફળતાની, શાશ્વત સત્ય એવા આપણા આત્મા ઉપર કંઇ અસર નથી. તે માત્ર આ દોડયા જતા પડછાયાને જોઇને હસે છે.

(૬૬) તમો તમારો ભાગ ભજવો. ઇશ્વર તેનો ભાગ અવશ્ય ભજવશે.

(૬૭) ભક્તિમય જીવન એ કોઇ અવ્યવસ્થિત જીવન નથી, પરંતુ તે ફરજ અને જવાબદારીના ભાનવાળું જીવન છે અને શાન્ત અને આનંદી સ્વભાવ તેનું લક્ષણ છે.

(૬૮) ગૃહસ્થ તરીકેનું જીવન ઇશ્વરસાક્ષાત્કારમાં કદી વિઘ્નરૂપ નથી.

(૬૯) જીંદગીના કડવા પ્રસંગોના અનુભવો પછી જ જીવનની ખરી કિંમત સમજાય છે.

(૭૦) દુઃખ કોઇ બહારના સ્થિતિસંયોગોમાં નથી. પરંતુ આપણા અજ્ઞાન મનની અંદર જ છે.

(૭૧) સમુદ્રમાં ડૂબતા માણસના હાથમાં આવી ગયેલ લાકડાનું પાટિયું જેમ તેને ડૂબવા દેતું નથી, તેમ ઇશ્વરનું નામ પણ એક એવું પાટિયું છે કે જે તેને વળગેલાને ડૂબવા કે મરવા દેતું નથી.

(૭૨) જ્યારે દુઃખ અને શોક તેની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે સમજવું કે મહત્ત્વના ફેરફાર સાથે અને આપણા ભલા માટે, નવા અને ઉજ્જવળ ભાવિની શરૂઆત થવાની છે.

(૭૩) પરિવર્તન એ કુદરતનો કાયદો છે એટલે નિત્ય પરિવર્તન પામતા સંસારના બનાવો માટે આશ્ચર્ય પામવા જેવું કે શોક કરવા જેવું કંઇ નથી.

(૭૪) દુઃખ જેવું કંઈ નથી. દુઃખનો અનુભવ થાય છે તેને માટે આપણું રોગી મન જવાબદાર છે. આ રોગ તે માયા અથવા અજ્ઞાનનો રોગ છે. આ રોગને ટાળવાનો, ઇશ્વરનું સ્મરણ એ જ એક માર્ગ છે.

(૭૫) વિશ્વપ્રેમ, એ આખું વિશ્વ અને તેમાં વસતાં પ્રાણીઓ, આપણું કુટુંબ હોય તેવા ભાવનો આપણને અનુભવ કરાવે છે.

(૭૬) હાથી જેવા મોટા થઇને અંકુશના ગોદા ખાવા કરતાં કીડી જેવા નાના થઇને સાકરની મીઠાશ માણવી વધારે સારી છે.

(૭૭) શાન્તિની પ્રાપ્તિ માટે નમ્રતા જરૂરી શરત છે.

(૭૮) દુઃખાનુભવમાંથી જ શક્તિ, હિંમત અને પવિત્રતાની પ્રાપ્તિ થાય છે.

## (૨) સાધકોએ પાળવાના નિયમો

સાધક કે જે ઇશ્વરસાક્ષાત્કાર માટે પ્રયત્ન કરી રહ્યો છે તેણે નીચેના નિયમો ચુસ્તતાથી પાળવા જોઇએ. આ નિયમો કોઈ બંધન સમજીને પાળવાના નથી, પરંતુ તેના હૃદયમાં અને બહાર સર્વ દિશામાં, સર્વ સ્થળે વ્યાપી રહેલા રામની આજ્ઞાનુસાર તે પાળી રહ્યો છે એમ માનીને પાળવાના છેઃ—

(૧) પોતાનો આદર્શ રામ છે અને તેની પ્રાપ્તિ પોતાના જીવનનું મુખ્ય ધ્યેય છે, એટલે તેના સંબંધીની વાતચીત અને વાંચન સિવાય બીજી કોઇ વાત કે વાંચનમાં પ્રવૃત્ત થવું નહિ.

(૨) બપોરે અથવા તો દિવસના ભાગમાં સૂવું નહિ.

(૩) બહુ ઓછું બોલવું.

(૪) જાગૃતાવસ્થામાં હોય ત્યારે, વાતો અને વાંચનના સમય સિવાયનો બાકીનો બધો સમય રામના નામના જપમાં ગાળવો.

(૫) રાત્રે બહુ જ હળવો ખોરાક લેવો.

(૬) ઇચ્છા માત્રને દાબી દેવી.

(૭) વિશ્વને રામની પ્રતિકૃતિરૂપે જોવું. પોતાની દિવ્ય લીલા માટે રામે જ તમામ પ્રાણીઓ તથા પદાર્થોનું રૂપ ધારણ કર્યું છે એમ સમજવું.

(૮) કોઇ દિવસ કોઈની સાથે વિવાદમાં ઊતરવું નહિ કે વિતંડાવાદ કરવો નહિ.

(૯) વહેલી સવારના અને સાંજના થોડા કલાકો હમેશાં પ્રાર્થના અને ધ્યાનમાં ગાળવા.

(૧૦) પોતાની વાણી, વિચાર અને કૃત્યો શ્રીરામને અર્પણ કરવાં અને પોતે શરીર, મન, બુદ્ધિ અને આત્મા સહિત તેને શરણે જવું.

(૧૧) પોતાને વ્યક્તિગત મહત્ત્વ આપતી વાતોનો ત્યાગ કરવો.

(૧૨) કોઇની ટીકા કરવી નહિ, તેમ જ બીજાને તેમ કરવામાં ઉત્તેજન આપવું નહિ.

(૧૩) આ બધા નિયમો પોતાને બંધનરૂપ થયા સિવાય પોતે પાળી શકે તે માટે તેણે નિત્ય પ્રભુને પ્રાર્થના કરવી.

(૧૪) મનની અંદર કોઇ જાતની શંકાને સ્થાન આપવું નહિ.

(૧૫) મનની અંદર ફક્ત શુદ્ધ અને પવિત્ર વિચારોને જ આવવા દેવા. મેલા, અશુદ્ધ, અપવિત્ર વિચારોને કદી અંદર પ્રવેશ કરવા દેવો નહિ.

(૧૬) પોતા સંબંધી કંઇપણ વાતચીત કરવી નહિ.

(૧૭) કોઇપણ વાતની પુનરુક્તિ સામા માણસની માગણી સિવાય અથવા તો અનિવાર્ય જરૂરિયાત સિવાય કરવી નહિ.

(૧૮) કોઇની પાસેથી માનની આશા રાખવી નહિ.

(૧૯) સૌની પ્રત્યે મિત્રતા અને પ્રેમભરી રીતે વર્તવું.

(૨૦) રામનું કોઇપણ ક્ષણે વિસ્મરણ કરવું નહિ.

(૨૧) સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું. સ્ત્રી માત્ર તરફ માતૃવત્ દૃષ્ટિથી અથવા તો પ્રભુની દિવ્ય શકિતની પ્રતિકૃતિરૂપે જોવું.

(૨૨) તીખા તમતમતા પદાર્થો ખાવા નહિ. મરી મસાલા વગરનો સાત્ત્વિક ખોરાક લેવો. મુખ્યત્વે દૂધ અને ફળ લેવાં અને જે કંઇ લેવું તે પ્રમાણસર લેવું.

(૨૩) ઊંઘ પણ પ્રમાણસર લેવી.

(૦૪) દુનિયાદારી માણસનો સંગ ત્યજવો.

(૨૫, પોતાનો વખત મોટે ભાગે એકાન્તમાં ગાળવો.

(૨૬) પોતાની ઇચ્છાને રામની ઇચ્છાને અધીન કરી, અહંભાવનો ત્યાગ કરવો, અને તે રીતે પોતાના રામ સાથેના તાદાત્મ્યનો અનુભવ કરી શાશ્વત શાન્તિ અને સુખની પ્રાપ્તિ કરવી.

## (૩) પ્રશ્નોત્તરી.

પ્રશ્ન–જીવનનું ધ્યેય શું ?

ઉત્તર–શ્રીરામનો સાક્ષાત્કાર.

પ્ર૦–શરણાગતિ એટલે શું ?

ઉ૦–પ્રભુની ઇચ્છાને અધીન થવું તેનું નામ શરણાગતિ.

પ્ર૦–આ શરણાગતિ કેમ પ્રાપ્ત થાય ?

ઉ૦–પ્રભુના સતત સ્મરણથી આવી શરણાગતિ પ્રાપ્ત થાય છે.

પ્ર૦–રામ, એ કોણ છે ?

ઉ૦–રામ, એ પ્રેમ, પ્રકાશ અને આનંદરૂપ છે. તે શાશ્વત સત્ય છે.

પ્ર૦–આપણે તેનાં દર્શન કયાં કરી શકીએ ?

ઉ૦–આપણે તેનાં આપણા હૃદયમાં અને આપણી આસપાસ આખા વિશ્વમાં દર્શન કરી શકીએ. પ્રભુ જ વિશ્વરૂપ ધારણ કરીને પ્રકટ થયેલ છે. પરમાત્મા કે જે નિરાકાર, નિર્ગુણ

અને શાશ્વત છે, તેણે જ જગતમાં આપણે જોઈએ છીએ તે બધાં વિવિધ પ્રકારનાં રૂપો લીધાં છે. બધાં રૂપોમાં આપણે તે શાશ્વત સત્યનાં જ દર્શન કરીએ.

પ્ર૦—શરણાગતિનું ફળ શું?

ઉ૦- શરણાગતિ શુદ્ધ, શાશ્વત સુખ આપનારી છે.

પ્ર૦—કેવી રીતે?

ઉ૦—જ્યારે ભક્ત પોતાની ઇચ્છાને ભગવાનની ઇચ્છાને અધીન કરે છે ત્યારે તે માત્ર સાધનરૂપ બની જાય છે અને તેની જવાબદારી માત્ર ચાલી જાય છે. તેનું વ્યક્તિત્વનું ભાન સમષ્ટિના ભાનમાં ઓસરી જાય છે. પછી તેનાં વાણી, વિચાર અને કાર્ય, બધી શંકા, ઇચ્છા અને બંધનથી મુક્ત થઈને, આદિ સત્યમાંથી જ ઉદ્‌ભવે છે અને તે પોતે શાશ્વત આનંદથી ભરપૂર બની રહે છે. પોતે અહંભાવ રહિત હોઈ તેના શબ્દો, વિચારો કે કૃત્યોની તેના ઉપર કંઇ અસર થતી નથી. તે હવે પાપ અને દુઃખથી મુક્ત છે. તે આસક્તિરહિત અને આનંદપૂર્ણ સાક્ષી બનીને જ વિશ્વ અને તેની અંદરના સર્વ કંઇને પ્રભુની દિવ્ય લીલા તરીકે જ જુએ છે.

પ્ર૦- આપણે પ્રભુનાં દર્શન કરી શકીએ?

ઉ૦—હા. જરૂર. તેનાં તેની કૃતિમાં દર્શન કરો. તે બધે ભરપૂર ભરેલો છે. એવી કોઈ પણ જગ્યા નથી કે જ્યાં તે ન હોય. જે કંઇ છે તે તેનું સ્વરૂપ જ છે.

પ્ર૦—જો પ્રભુ એક જ હોય તો તે અનેકરૂપે કેમ ભાસે છે?

ઉ—એકે અનેક રૂપો પોતાની દિવ્ય લીલા માટે ધારણ કર્યાં છે.

પ્ર૦—અનેકતા દેખાવાનું કારણ શું છે?

ઉ૦—સત્ત્વ, રજસ્ અને તમસ્ – એ ત્રણ ગુણો અનેકતાનું કારણ છે. આ માંહેના એક યા બીજા ગુણના વધતા ઓછા પ્રમાણને લઈને જ ભિન્નતા દેખાય છે.

પ્ર૦–ઇશ્વરની ઇચ્છાને સંપૂર્ણ રીતે શરણ થયા પછી આ ગુણો સાથેનો સંબંધ કઇ જાતનો હોય છે?

ઉ૦–ઇશ્વરની સંપૂર્ણ શરણાગતિ સ્વીકાર્યા પછી ભક્ત આ ત્રણે ગુણોથી પર થાય છે. એટલે કે ત્રિગુણાતીત અવસ્થા પ્રાપ્ત કરે છે અને પોતે જ સત્યસ્વરૂપ બની જાય છે. સર્વશક્તિમાન ઇશ્વરના હાથમાં ફક્ત તે સાધનરૂપ બની રહે છે. ઈશ્વરી કાર્ય પરિપૂર્ણ કરવા માટે જ તે પોતાનું અસ્તિત્વ ધરાવે છે. ખરી રીતે જોતાં તે ઇશ્વરાવતાર બની જાય છે.

## (૪) પ્રભુ સાથેની પ્રશ્નોત્તરી.

—૧—

પ્ર૦–પ્રભુ, તને અમે રામ કહીને બોલાવીએ છીએ. નામ અને રૂપ સાથે જ હસ્તિ ધરાવે છે તો તારું સ્વરૂપ કેવું છે?

ઉ૦–હું નામ રૂપથી રહિત છું. પરંતુ આ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટે તારે મને નામ અને રૂપવાળો માનવાનો છે. આ વિશ્વ એ જ મારું સ્વરૂપ છે.

પ્ર૦–પ્રભુ, તું તો એક છો, જ્યારે આ વિશ્વ વિવિધતાથી ભરેલું છે. લાખો–કરોડો જાતનાં રૂપો દેખાય છે. આમ કેમ છે?

ઉ૦–હું નિરાકાર અને નામ રહિત છું, પરંતુ અનેકરૂપે થવાની મને ઇચ્છા થઈ એટલે મારે વિવિધ રૂપ ધારણ કરવાં પડયાં છે; કેમકે તેમ કર્યા સિવાય અનેકરૂપે થઈ શકાય નહિ.

પ્ર૦–પ્રભુ, તું તો શાશ્વત છે છતાં તારાં સ્વરૂપો કેમ નાશવંત છે?

ઉ૦–એમ જ હોવું જોઈએ. જ્યારે એક જ સત્ય છે ત્યારે અનેક મિથ્યા હોવાં જ જોઇએ. રૂપ પ્રકટ થાય છે, થોડો સમય રહે છે અને પછી નાશ પામે છે. જન્મ, પરિવર્તન, વૃદ્ધિ અને નાશ એ રૂપોનો ધર્મ છે.

પ્ર૦—પ્રભુ, તમારા સ્વરૂપનો નાશ થયા પછી તમારું અસ્તિત્વ કઇ રીતે રહી શકે ?

ઉ૦—જેવી રીતે સોનાના દાગીનાને ગાળી નાખવામાં આવે ત્યારે તેના ઘાટનો નાશ થાય છે, પરંતુ સોનું જેમનું તેમ રહે છે અને જેવી રીતે બરફનો કટકો ગરમીને લઈને ઓગળી જાય છે ત્યારે તેનો આકાર જતો રહે છે, પરંતુ જેમાંથી તે બનેલ છે તે પાણીરૂપે તો તે રહે જ છે, તેમ રૂપનો નાશ થવા છતાં પણ મારું અસ્તિત્વ રહે છે.

પ્ર૦—તમને અનેક થવાની કેમ ઇચ્છા થઈ?

ઉ૦—મને લીલા કરવાની ઇચ્છા થઈ અને લીલા એકથી થઈ શકે નહિ—તેમાં એક કરતાં વધારે જોઇએ—એટલે મેં અનેક રૂપો ધારણ કર્યાં.

પ્ર૦—આ લીલાથી તમોને શું લાભ ?

ઉ૦—પરમાનંદની પ્રાપ્તિ.

પ્ર૦—પ્રભુ, આ સંસાર તો દુઃખથી ભરેલો જોવામાં આવે છે, ત્યારે તમો પરમાનંદની પ્રાપ્તિની વાત કઈ રીતે કરો છો ?

ઉ૦—હું જ દુઃખી, સુખી, ક્રુદ્ધ વગેરેનો પાઠ ભજવું છું.

પ્ર૦—દુઃખીનો પાઠ ભજવતાં છતાં દુઃખની અસરથી પર તમો કેમ રહી શકો ?

ઉ૦-પાઠ એ તો દેખાવ માત્ર છે. એ પાત્રને અસર કરી શકે નહિ. નાટકમાં કોઈ પાત્ર રોવાનો પાડ કરતો હોય છે, ત્યારે ફક્ત રોવાનો ઢોંગ કરતો હોય છે. પરંતુ તેજ વખતે અંદરથી તેનું હૃદય તેની અસરથી મુક્ત હોય છે. એ જ પ્રમાણે બીજી બધી લાગણીઓ અને ઊર્મિઓ માટે સમજવું.

પ્ર૦—આ તમારી લીલા શાની બનેલી છે ?

ઉ૦-તે સત્ત્વ, રજસ્ અને તમસ્- એ ત્રણ ગુણોની બનેલી છે.

પ્ર૦—આ અનેકતાની અંદર ભિન્નતા કેમ દેખાય છે?

ઉ૦—આ ત્રણ ગુણોનાં જુદા જુદા પ્રમાણનાં અસંખ્ય મિશ્રણોથી અનેકતામાં ભિન્નતા માલૂમ પડે છે. આ ત્રણ ગુણોના સમુચ્ચયને પ્રકૃતિ કહે છે.

પ્ર૦—ત્યારે પ્રભુ, તમો પ્રકૃતિથી ભિન્ન છો?

ઉ૦—પ્રકૃતિ મારે લીધે હસ્તી ધરાવે છે. પરંતુ હું પ્રકૃતિથી ભિન્ન છું.

પ્ર૦—પ્રકૃતિ શાશ્વત છે?

ઉ૦—વ્યક્તિગત દૃષ્ટિએ નહિ, પરંતુ સમષ્ટિગત દૃષ્ટિએ તે શાશ્વત છે. તેનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, પરાવલંબિત અસ્તિત્વ છે. હું જ એક સ્વતંત્ર અસ્તિત્વ ધરાવું છું.

પ્ર૦—જો દુઃખ અને શોક મિથ્યા હોય તો દયા, કરૂણા, દાન પ્રેમ, સત્ય, ભલાઈ, પવિત્રતા વગેરે ગુણોની આ સંસારમાં શી જરૂર છે?

ઉ૦—સાક્ષી તરીકે આ જગતની લીલા જોવાની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે, અનેકતામાં એકતાનો સાક્ષાત્કાર કરવાની જરૂર છે. એકતાનો સાક્ષાત્કાર, વિશ્વપ્રેમ, પવિત્રતા, સત્ય, દયા અને દાનથી થઈ શકે છે.

પ્ર૦—આ સાક્ષાત્કાર એ શું છે?

ઉ૦—આ સાક્ષાત્કાર તમોને આ ચાલી રહેલી ત્રણ ગુણોની લીલાનો આનંદસ્વરૂપ સાક્ષી બનાવી દે છે, અને તેમ થવાથી તમો સુખ-દુઃખ આદિ દ્વંદ્વોમાંથી મુક્ત થાઓ છો અને તેનાથી અલિપ્ત રહી શકો છો. આનું નામ સાક્ષાત્કાર છે. આ સાક્ષાત્કારથી તમો પોતે મારાસ્વરૂપ બની જાઓ છો.

—૨—

પ્ર૦—પ્રભુ, કર્મ શું છે?

ઉ૦—મનની વિચારની પ્રવૃત્તિ, જીહ્વાની વાણીની પ્રવૃત્તિ અને

શરીરની કાર્યોની પ્રવૃત્તિ એ કર્મ છે.

પ્ર૦– વિચાર, વાણી અને કાર્યનો અરસપરસ શું સંબંધ છે?

ઉ૦–કેટલીકવાર વિચાર વિચારરૂપે જ રહે છે, વાણીમાં કે કાર્યમાં પરિણમતો નથી. કેટલીકવાર વિચાર વાણીરૂપે પરિણમે છે અને કાર્યમાં પરિણમતો નથી. કોઈવાર વિચાર વાણી અને કાર્ય બન્નેમાં પરિણમે છે અને કોઈવાર વિચાર સીધો કાર્યમાં પરિણમે છે.

પ્ર૦–કર્મ કેટલી જાતનાં છે?

ઉ૦–કર્મ બે જાતનાં છે. કામ્ય અને નિષ્કામ.

પ્ર૦–કામ્ય કર્મ એટલે શું?

ઉ૦–ફળની ઈચ્છા રાખીને કરવામાં આવેલ કર્મ એ કામ્ય કર્મ છે.

પ્ર૦–નિષ્કામ કર્મ એટલે શું?

ઉ૦–કર્મની ઈચ્છા રાખ્યા વગર કરવામાં આવેલ કર્મ એ નિષ્કામ કર્મ કહેવાય છે.

પ્ર૦–એ બેમાંથી કઈ જાતનાં કર્મ કરવા યોગ્ય છે?

ઉ૦–નિષ્કામ કર્મો કરવા યોગ્ય છે.

પ્ર૦–નિષ્કામ કર્મો શા માટે કરવા યોગ્ય છે?

ઉ૦–કારણ એ છે કે નિષ્કામ કર્મથી દુ:ખ-શોકની પકડમાંથી મુક્ત થઈ શકાય છે.

પ્ર૦–કામ્ય કર્મ શા માટે દુ:ખ-શોકનાં કારણ બને છે?

ઉ૦–તમારાં કર્મનાં જે ફળની તમો ઈચ્છા રાખો છો તે હમેશાં દુ:ખ-શોકથી ભરેલાં હોય છે, કેમકે જે જે પદાર્થોની તમો પ્રાપ્તિ ઈચ્છો છો તે બધા પદાર્થો સ્વભાવથી જ નાશવંત છે, એટલું જ નહિ, પરંતુ પ્રાપ્ત થયા પછી પણ જ્યાંસુધી તે

કબજામાં રહે છે, ત્યાંસુધીને માટે પણ તે દુઃખનું કારણ થઈ પડે છે.

પ્ર૦—ત્યારે મનુષ્યો શા માટે આવા પદાર્થોની પાછળ પડયા છે? અને શા માટે આવા પદાર્થો મેળવવા માટે જ કર્મો કરી રહ્યા છે?

ઉ૦—આનું કારણ અજ્ઞાન છે. સત્યાસત્યના વિવેકનો અભાવ છે.

પ્ર૦—ત્યારે સત્ય શું છે?

ઉ૦—આવા પદાર્થોની પાછળ પડવું એ દુઃખનું મૂળ છે એમ સમજવું એ સત્ય છે.

પ્ર૦—ત્યારે આ અજ્ઞાનનો નાશ કઇ રીતે થાય?

ઉ૦—તમો આ શરીર નથી, પરંતુ તમારા હૃદયમાં બિરાજી રહેલ શાશ્વત, સર્વશકિતમાન, સર્વવ્યાપી, શાન્તિસ્વરૂપ, આનંદ-સ્વરૂપ અને પ્રેમસ્વરૂપ પરમાત્મા છો, એ સત્યના જ્ઞાનથી આ અજ્ઞાનનો નાશ થાય છે.

— ૬ —

પ્ર૦—પ્રભુ, તમોએ મન, વચન અને કર્મથી તેની આખી જીંદગી તમોને અર્પણ કરી દેવા માટે, રામદાસ પાસે સંન્યાસ લેવ-રાવ્યો છે. તમોએ, તમો જ એકમાત્ર કર્તા છો અને તમારી જ ઇચ્છા સર્વોપરિ છે, એવો રામદાસને સાક્ષાત્કાર કરાવ્યો છે. છતાં હજુ રામદાસનું મન ભટકતું હોય તો કોણ જવાબદાર છે? પ્રભુ, મનને હજુ કેમ ભટકવા દો છો?

ઉ૦—વત્સ, જે કંઇ છે તે હું જ છું. જ્યાં જ્યાં તારું મન જાય છે ત્યાં ત્યાં હું જ છું અને તારું મન મારામાં જ આવીને ઠરે છે.

પ્ર૦—જો એમ જ હોય તો પછી રામદાસને એમ કેમ લાગે છે કે તેનું મન ભટકે છે? તે બતાવે છે કે તું જ સર્વસ્વ છો એ

માન્યતામાં તેનું મન હજુ અચલ નથી. નહિ તો તેનું મન ભટકે છે તેવું તેને લાગત જ નહિ. પ્રભુ, તેને આવી શ્રદ્ધામાં હજુ નિર્બલ કેમ રાખ્યો છે ?

ઉ૦—વત્સ, જ્યારે તું કહે છે કે મન ભટકે છે, ત્યારે તે શબ્દો દ્વારા જે કંઈ તું સમજી શકતો નથી, તે વ્યક્ત કરવા જાય છે. હું જ દરેક વસ્તુની અંદર અને બહાર વ્યાપી રહેલ છું—વસ્તુતઃ હું જ સર્વ કંઈ છું. બધાં રૂપો મારાં જ છે. બધાં કાર્યો મારાં જ છે. બધા વિચારો મારા જ છે. આમ કેમ ? અને કેવી રીતે ? તે તું સમજી શકીશ નહિ, પરંતુ તે જ એક મહાન સત્ય છે. આ વસ્તુ તું સમજી શકે નહિ, પરંતુ અનુભવી શકે.

પ્ર૦—આ વસ્તુ શા માટે રામદાસ સમજી ન શકે ?

ઉ૦—કેમકે આ વસ્તુ સમજણ શકિતની—બુદ્ધિની—મર્યાદાની બહારની છે.

પ્ર૦—ત્યારે પ્રભુ, મને સમજાવો કે બુદ્ધિની જરૂર જ શું છે ? અને તેનાં કર્તવ્યો શું છે ?

ઉ૦—વત્સ, બુદ્ધિની જરૂરિયાત, તું કંઇ જાણતો નથી એ જાણવા માટે છે.

પ્ર૦—ત્યારે આ જીવન શું છે ?

ઉ૦—હમેશને માટે યાદ રાખ કે તે એક સ્વપ્ન માત્ર છે. હું, અગોચર, શાશ્વત, નિરાકાર, સનાતન સત્ય છું અને તે જ તું પોતે છો. આ સ્થિતિનો સાક્ષાત્કાર કરવા માટે હું જ એકમાત્ર કર્તા છું અને મેં જ બધાં રૂપો ધારણ કર્યાં છે, એમ તારે માનવાનું છે. ખરી રીતે મને રૂપ નથી કે હું કર્તા નથી.

પ્ર૦— પ્રભુ, ત્યારે તમો શું છો?

ઉ૦—હું બુદ્ધિથી અગ્રાહ્ય અને વર્ણનાતીત છું. તું પ્રશ્ન પૂછે છે અને હું ઉત્તર આપું છું તે પણ માત્ર સ્વપ્ન જ છે. બે છે જ નહિ. હમેશને માટે એક, એક અને એક જ છે.

—૪—

પ્ર૦—પ્રભુ, તમો કહો છો કે આ જીવન એ સ્વપ્ન છે; તો તેમાં શંકા જેવું લાગે છે, કેમકે વસ્તુઓ સત્ય ભાસે છે—ખાસ કરીને દુ:ખ અને દર્દ.

ઉ૦—જેમ ઝાંઝવાનું જળ સત્ય જળ જેવું દેખાય છે છતાં તેનું અસ્તિત્વ નથી, તેમ દુ:ખ અને દર્દ માત્ર દેખાય છે, તેનું ખરું અસ્તિત્વ નથી.

પ્ર૦—પરંતુ દર્દ અનુભવાય છે. તેને દૂર કરી શકાતું નથી. દર્દથી માનવી ચીસો પાડે છે.

ઉ૦—તેવી જ રીતે સ્વપ્નમાં પણ તમો દર્દ કે ભયને લઈને ચીસો પાડો છો, પરંતુ જાગૃત થયા પછી, આમ કર્યા બદલ તમો તમારી પોતાની જ નજરે મૂર્ખ લાગો છો. સ્વપ્નમાં થયેલ અનુભવ જેટલો મિથ્યા છે તેટલો જ અહીંનો અનુભવ પણ મિથ્યા છે.

પ્ર૦—પરંતુ આ સત્યનો અનુભવ કેમ કરવો?

ઉ૦—તમો સુખ-દુ:ખથી પર છો એવો સીધો સાક્ષાત્કાર કરીને અથવા તો એ સ્થિતિએ પહોંચ્યા પહેલાં તમો દુ:ખ-દર્દના સ્પર્શ વગરના આનંદસ્વરૂપ છો એવો સાક્ષાત્કાર કરીને.

પ્ર૦—પછી દર્દનું શું?

ઉ૦—પછી દર્દ તમોને દર્દ જેવું લાગશે જ નહિ. તે તમોને અસર કરશે નહિ અથવા તો તેમાં શુદ્ધ આનંદનો ભાસ થશે.

પ્ર૦—પરંતુ આનો સાક્ષાત્કાર કેમ કરવો?

ઉ૦—મને શાશ્વત શાન્તિસ્વરૂપ અથવા શાશ્વત આનંદસ્વરૂપ અથવા તો બન્ને સ્વરૂપ સમજી મારું ધ્યાન કરો. આમ કરવાથી તમોને દરેક સ્થિતિસંયોગોમાં શાન્તિ અને આનંદ જ પ્રાપ્ત થશે.

પ્ર૦—શાન્તિ અને આનંદની આ સ્થિતિ કેવી હોય છે!

ઉ૦—આ દ્વંદ્વાતીત અને ત્રિગુણાતીતની સ્થિતિ છે અને તેથી જ તે શાશ્વત છે. તેનાં બે સ્વરૂપ છે, અપરોક્ષ અને પરોક્ષ. અપરોક્ષ તે આનંદ અને પરોક્ષ તે શાન્તિ.

પ્ર૦—અપરોક્ષ—આનંદની સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે?

ઉ૦—આ માયાવી વિશ્વનું અસ્તિત્વ અંશતઃ સ્વીકારવાથી આ આનંદની પ્રાપ્તિ થઈ શકે છે. મેં લીલા માટે આ વિશ્વરૂપ ધારણ કર્યું છે અને તમો પણ મારુંજ સ્વરૂપ છો એમ તે વખત પૂરતું માનવાનું છે. આમ માનવાથી મારી સાથે અભેદ ચાલુ રાખીને તમો સાક્ષી તરીકે આ વિશ્વનાટક જોઈ શકો છો અને આનંદ મેળવી શકો છો.

પ્ર૦—હવે પરોક્ષ—શાન્તિની સ્થિતિ કઈ રીતે પ્રાપ્ત કરવી?

ઉ૦—તમારા મનને સંપૂર્ણ રીતે વિલય કરીને આ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે. કેમકે આ સ્થિતિમાં સાક્ષી તરીકે વિશ્વનાટક જોવાનું નથી. તેને માયાવી—મૃગજળ સમાન ગણીને ફેંકી દેવાનું છે. મનની તેમ જ ઇંદ્રિયોની તમામ વૃત્તિઓ અને પ્રવૃત્તિઓને દબાવી દઈને મનને અચલ અને શાશ્વત શાન્તિમાં વિલય કરી શકાય છે.

પ્ર૦—આનંદ અને શાન્તિ—એ બે સ્થિતિમાંથી કઈ સ્થિતિ ઉત્તમ છે?

ઉ૦—બન્ને સ્થિતિ એક સરખી સારી છે.

પ્ર૦--તારા બાળકે કઇ સ્થિતિ પસંદ કરવી?

ઉ૦—બધાં મારાં બાળકો જ છે. તેઓ શરીરના અસ્તિત્વ સુધી આનંદની સ્થિતિમાં રહે અને શરીરનો નાશ થયે શાન્તિની સ્થિતિમાં સ્થિત થાય.

પ્ર૦—આનંદની સ્થિતિ પ્રાપ્ત કરવા કઇ રીતે પ્રયાસ કરવો?

ઉ૦—આ વિશ્વને મારું સ્વરૂપ જ સમજીને સૌથી પ્રથમ મારા માટે તીવ્ર પ્રેમ જાગ્રત કરો. પછી આ જ પ્રેમ વિશ્વપ્રેમમાં ફરી જશે; કેમકે વિશ્વ એ હું જ છું. વિશ્વની સાથે—તેની અંદરના દરેક પ્રાણી પદાર્થ સાથે—એકતા અનુભવતા વિચરો. આમ પ્રેમથી વિશ્વ સાથે સંલગ્ન થવાનું પરિણામ આનંદમાં આવશે.

પ્ર૦—શાન્તિની પ્રાપ્તિ કેવી રીતે થાય?

ઉ૦--સમાધિસ્થિતિ પ્રાપ્ત કરવાથી—મારામાં સંપૂર્ણરીતે વિલય પામવાથી.

પ્ર૦--બન્ને સ્થિતિનો અનુભવ મળી શકે?

ઉ૦--હા. પોતાની ઇચ્છા પ્રમાણે આનંદની કે શાન્તિની સ્થિતિમાં રહી શકાય છે.

પ્ર૦—ત્યારે તો આ જગત લીલા અને સ્વપ્ન બન્ને થયું.

ઉ૦—તે લીલા પણ નથી અને સ્વપ્ન પણ નથી. તે કંઇક જ નથી. એકમાત્ર હું જ છું.

પ્ર૦—ત્યારે તો પ્રભુ, તમો એક કોયડો છો. આ કોયડાનો ઉકેલ શું?

ઉ૦--ઉકેલમાં માત્ર એટલું જ કહી શકાય કે, "હું એક અજ્ઞેય રહસ્ય છું"

—૫—

પ્ર૦–પ્રભુ, કર્મયોગ શું છે?

ઉ૦–મન મારામાં રાખીને—મારી સાથે એકાત્મભાવ અનુભવતાં, કાર્યો કરવામાં આવે તે કર્મયોગ છે.

પ્ર૦–કેવી સ્થિતિમાં આવી રીતે કર્મો થઈ શકે?

ઉ૦–જ્ઞાનની પ્રાપ્તિ પછી જ આવાં કર્મો સંભવી શકે છે. પછી કર્મો સ્વયંસ્ફુરિત બની જાય છે. દિવ્ય શકિત જ તમારામાંથી આ કાર્યો રૂપે વહે છે.

પ્ર૦–આ કર્મોનો પ્રકાર કેવો હોય છે?

ઉ૦–આ કર્મો સમુદ્રના મહાન મોજાંની પેઠે વિશાળ ક્ષેત્રમાં પથરાયેલાં હોય છે. તેનો મુખ્ય હેતુ ધિક્કાર, ભેદભાવ અને અધર્મને સ્થાને પ્રેમ, એકતા અને ધર્મની સ્થાપના કરવાનો હોય છે.

પ્ર૦–કર્મયોગની કસોટી શું?

ઉ૦–સંપૂર્ણ સમત્વ અને લોકકલ્યાણ—એ કર્મયોગની કસોટી છે.

પ્ર૦–આ કર્મો માટે યોગ્યતા કેવી રીતે મેળવવી?

ઉ૦–તેણે મારી ઇચ્છાને સંપૂર્ણરીતે અધીન થવું. સમષ્ટિભાનમાં વ્યક્તિત્વનું ભાન ગુમાવી દેવું. આમ થયા પછી તે મારા હાથનું આવાં કાર્યો માટે પસંદ કરેલું એક સાધન બની જાય છે. પછી મારાં મહાન કાર્યો તેની મારફત ઉદ્‌ગમ પામે છે. તેઓ મહાન વિભૂતિઓ—ઇશ્વરી કાર્ય કરનારા અવતારો એટલે કે વિશ્વના રક્ષકો—બની જાય છે.

પ્ર૦–અહંકાર અથવા તો 'હું'પણું એ શું છે?

ઉ૦–પોતાના જુદા વ્યકિતગત અસ્તિત્વની ખોટી ભ્રાન્તિ એ 'અહં' છે.

પ્ર૦–આ 'અહં'ના અસ્તિત્વનું શું કારણ છે?

ઉ૦–તેનું અસ્તિત્વ અજ્ઞાનને લઇને છે. મેં પોતેજ વિશ્વનાટકને

માટે—લીલાને માટે—આ અજ્ઞાનરૂપી બુરખો પહેર્યો છે અને એકમાંથી અનેકરૂપે થયો છું. દરેક રૂપમાં આ અજ્ઞાનજન્ય 'અહં'ને મેં જ પકડી રખાવ્યું છે

પ્ર૦–આ અજ્ઞાનનો શી રીતે નાશ થાય ?

ઉ૦–જ્ઞાનનો ઉદય થયે, મારી કૃપાથી.

પ્ર૦–જ્ઞાન શું છે ?

ઉ૦–બધે એકમાત્ર હું જ છું, હું અદ્વિતીય છું, શાશ્વત સત્ય છું, દરેકના હૃદયમાં બિરાજમાન છું અને હું જ એકમાત્ર કર્તા–કારવતા છું એવો સાક્ષાત્કાર તે જ્ઞાન છે. આવું જ્ઞાન, અજ્ઞાનને 'અહં' સાથે નસાડી મૂકે છે. પછી ખાતરી થાય છે કે ભેદભાવ ખોટો છે—દેખાવ માત્ર છે. આ બધાં જુદાં જુદાં રૂપો જે અસ્થિર, ક્ષણિક અને નાશવંત છે તે માત્ર શાશ્વત સત્યનું જ પ્રાકટ્ય છે.

પ્ર૦–જગત તરફ જ્ઞાનીની કેવી દૃષ્ટિ હોય છે ?

ઉ૦–જ્ઞાની સર્વત્ર, સર્વ રૂપમાં મને જ જુએ છે અને કહે છે, "તે તું જ છો. સર્વ કંઇ તું જ છો, પ્રભુ !"

પ્ર૦–ભકત કોણ છે ?

ઉ૦–જ્ઞાન પ્રાપ્ત કરી, મારામાં જ તલ્લીન રહેતો મનુષ્ય ભકત છે.

પ્ર૦–ભકતની જગત તરફ કેવી દૃષ્ટિ હોય છે ?

ઉ૦–તે મારાથી નિરાળો રહેવા છતાં મારી સાથે સતત સંલગ્ન હોય છે. હું તેનામાં રહું છું અને તે મારામાં રહે છે. તે હમેશાં મારું સાન્નિધ્ય ઇચ્છે છે અને મારી પ્રેમપૂર્વક આરાધના કરી બદલામાં મારો અનંત પ્રેમ સંપાદન કરે છે.

પ્ર૦–આમ કરવામાં તેનો હેતુ શો હોય છે ?

ઉ૦—તેનો હેતુ ભક્ત તરીકેનો સૂક્ષ્મ અહંકાર પોતાનામાં રહેવા દઈને, મારા અને તેના પરસ્પરના પ્રેમના મિશ્રણમાંથી શાશ્વત આનંદ મેળવવાનો હોય છે.

પ્ર૦—તે જગતમાં કઈ રીતે વિચરે છે ?

ઉ૦—તે જગતને મારારૂપે જ જુએ છે અને જગતની અંદરના દરેકને એક સરખા પ્રેમથી ચાહીને, પ્રેમનો સમુદ્ર ઊભો કરે છે અને તેમાં તરતો તરતો શાશ્વત આનંદ મેળવે છે.

પ્ર૦ ભક્તનો અહંકાર કેવા પ્રકારનો હોય છે ?

ઉ૦—આ અહંકાર, બાળકનો માતા પ્રત્યે, સેવકનો સેવ્ય પ્રત્યે, પ્રેમીનો તેના પ્રેમપાત્ર પ્રત્યે અથવા તો મિત્રનો મિત્ર પ્રત્યે જેવો હોય છે, તેવો હોય છે. ભક્તનું જીવનધ્યેય 'પ્રેમ, સેવા અને નમ્રતા'નું હોય છે. તે ઇંદ્રિયોના ભોગોની ઇચ્છાથી રહિત હોય છે. તે શુદ્ધ, ક્ષમાશીલ, અક્રોધી, શાન્ત, સંતોષી, નિરુપદ્રવી, દયાળુ, સત્યવાદી, નમ્ર અને આનંદી હોય છે.

— ૬ —

પ્ર૦—શરણાગતિ એટલે શું ?

ઉ૦—ઇશ્વરેચ્છાને બિનશરતી રીતે અને સંપૂર્ણપણે અધીન થવું તે શરણાગતિ છે.

પ્ર૦—આવી શરણાગતિ કઈ રીતે પ્રાપ્ત થાય ?

ઉ૦—ઇશ્વરની ઇચ્છા જ સાચી છે, તે જ એકમાત્ર સત્ય છે, અને તે જ જગતના તમામ પ્રાણી પદાર્થને ઉત્તેજીત કરે છે, પ્રેરે છે, માર્ગદર્શન કરે છે, દોરે છે અને તેમની મારફત કાર્ય કરે છે; તમારા વિચારો, શબ્દો અને કાર્યો, તમારી અંદર ઓતપ્રોત થઈને રહેલ પ્રભુની દિવ્ય શક્તિના જ વિચારો, શબ્દો અને કાર્યો છે—એમ ખાતરીપૂર્વક હમેશને માટે જાણીને. તમો હિતકારક, સદા કાર્યપ્રવૃત્ત, સર્વગ્રાહક અને સર્વશક્તિ-

માન શાશ્વત શક્તિના સંપૂર્ણ અંકુશ નીચે છો એમ સમજીને.

પ્ર૦—પરંતુ આમ કરતાં શંકાઓ ઊભી થાય છે. તેનું નિવારણ કેમ કરવું ?

ઉ૦—શંકાઓ બતાવે છે કે શરણાગતિ સંપૂર્ણ નથી. શંકાનો ત્યાગ કરવો. દેહભાનથી પર થાઓ એટલે શંકાઓ અદૃશ્ય થઈ જશે. ચાલતાં, તંદ્રામાં, નિદ્રામાં આ જ સ્થિતિમાં રહો.

પ્ર૦—દેહભાનથી પર કેમ થવાય ?

ઉ૦—તમારા મનને હમેશાં, એક અને અદ્વિતીય, શાશ્વત, નિરાકાર અને એકમાત્ર સત્ય-શ્રારામમાં સંલગ્ન કરીને.

પ્ર૦—પછી શરીરના હલન ચલન અને કાર્યોનું શું ?

ઉ૦—શરીરનાં હલન ચલન અને કાર્યો, મનથી મુક્ત ગણતરી અને યોજના કર્યા વગર, સ્વયંસ્ફુરિત થયા કરશે. આમ થશે ત્યારે કાર્યો મન ઉપર કોઈ જાતની અસર કરી શકશે નહિ. બંધનયુક્ત મન ઉપરની અસરો જ શંકાઓને સ્થાન આપે છે. મનને શ્રીરામમાં, મુક્તિ, શુદ્ધિ, શાન્તિ અને આનંદ મેળવવા દો.

પ્ર૦—પછી પ્રભુની ઈચ્છા કઈ રીતે કામ કરશે ?

ઉ૦—જ્યારે તમો એકાગ્રતાથી અને પ્રમત્ત સ્થિતિમાં શ્રીરામમાં જ રહો છો ત્યારે તમારાં બધાં કાર્યો સંવાદી જ બને છે અને ઈશ્વરની ઈચ્છા તમારા મારફત કાર્ય કરે છે. હવે તમો ઈશ્વરની ઈચ્છાનો પ્રતિકાર કરતા નથી, પરંતુ તેની સાથે સંવાદી બનો છો. ઈશ્વર પવિત્ર છે, મુક્ત છે, તેથી તમારા વિચારો, શબ્દો અને કાર્યો પણ પવિત્ર અને સંવાદી થશે. આમ થાય ત્યારે શરણાગતિ સંપૂર્ણ બને છે.

પ્ર૦—સંપૂર્ણ આત્મસમર્પણ માટે સૌથી વિશેષ જરૂરનું શું છે ?

૯૦--શ્રીરામ અને તેની ઇચ્છામાં અચલ શ્રદ્ધા. આનાથી જરા પણ ઓછું નહિ. તેનું શરણુ લહો. ભય, શંકા, ચિંતા અને બધી નબળાઇનો ત્યાગ કરો. તમોએ સર્વશકિતમાન પ્રભુનો અંકુશ અને માર્ગદર્શન સ્વીકારેલ છે. તેને તમારું તેની ઇચ્છામાં આવે તે કરવા દો. 'હું' અને 'મારા'નો ત્યાગ કરો. કોઈ યોજના ઘડો નહિ. ભૂત કે ભવિષ્યના કંઇપણને તમારી શાન્તિમાં વિક્ષેપ પહોંચાડવા દો નહિ. શ્રીરામ કર્તા-કારવતા છે અને તમો તેના બાળક અને સેવક છો. તમારા 'હું' અને 'મારા'નું અસ્તિત્વ જ નથી. તે-તે જ સર્વકંઇ છે. તેને અધીન થાવ--શરણે જાવ—તેના ઉપર બધું છોડી દો. હમેશાં ઉત્સાહી, શાન્ત અને આનંદી બનો અને આ જ સ્થિતિમ કાયમ રહો. આ તમારું ધ્યેય છે. તમો હમેશાં શ્રીરામમાં છો અને શ્રીરામ હમેશાં તમારામાં છે. તમો અને તે એક જ છો. આ જ એક સત્ય છે.

ૐ ૐ ૐ



# પરિશિષ્ટ.

( આ પુસ્તક મુદ્રણાલયમાં હતું તે દરમિયાન પૂજ્ય મહાત્મા ગાંધીજીનું અવસાન થયું અને માર્ચ ૧૯૪૮ ના 'વિઝન'ના અંકમાં નીચેના મથાળા નીચે અગ્રલેખરૂપે સ્વામીજીની સ્મરણાંજલિ આવી; એટલે તેનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરી લેવામાં આવેલ છે. )

## મહાત્મા ગાંધી

અખિલ વિશ્વની અનોખી વિભૂતિ--મહાત્મા ગાંધી આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે. આપણે જાણીએ છીએ કે તેઓના માત્ર સ્થૂલ શરીરનો જ નાશ થયો છે, તેમની અંદર રહેલું અમર તત્ત્વ તો આપણી સાથે જ હજુ છે અને વર્તમાનના તેમ જ ભવિષ્યની પેઢીના તેમના પ્રશંસકો અને પૂજકોના હૃદયમાં સૈકાઓ સુધી રહેશે. તત્ત્વતઃ મહાત્મા ગાંધી સંત હતા--દેવાંશી પુરુષ હતા. તેમણે વિશ્વભરના તેમના અનુયાયીઓના હૃદયને પ્રભુ પ્રત્યે શ્રદ્ધાવાન બનાવેલ છે અને તેમને દૈવીપ્રેમ, નીતિ અને સત્યના પંથે દોરેલ છે. તેમનો અહિંસાનો સિદ્ધાંત એ અન્ય કોઈ નહિ પરંતુ આ પૃથ્વી પરના ચેતન માત્રની સર્વશ્રેષ્ઠ એકતાના સાક્ષાત્કારના પાયા ઉપર રચાયેલા વિશ્વપ્રેમનોજ સિદ્ધાંત છે. માનવજાતનું કલ્યાણ કરવાની તેમની સહૃદય આતુરતાએ, પીડિતો, દરિદ્રનારાયણો અને દલિતો પ્રત્યેની તેમની અનુકમ્પાએ, કોમી હુલ્લડોમાં પરસ્પરના જાનમાલનો નિર્દય રીતે નાશ કરવા પ્રવૃત્ત થયેલ જનતામાં શુભ ભાવના. પ્રેમ અને ઐક્ય સ્થાપવા માટેના તેમના તીવ્ર રટણે, હરિજનો—કહેવાતા અસ્પૃશ્યો તરફના અન્યાયને નિર્મૂલ કરવા માટેના તેમના અવિશ્રાન્ત શ્રમે તેમને જગતના ભૂતકાળના ઈતિહાસમાં સૈકાઓ સુધી શોધ્યા ન જડે તેવા અજોડ માનવજાતના તારણહાર તરીકે પૂરવાર કરેલ છે.

મહાત્મા ગાંધીએ સામાન્યતઃ જગતના અને પ્રધાનતઃ હિન્દના કલ્યાણ માટે અવિશ્રાન્ત પરિશ્રમ ઉઠાવેલ છે. દિવસે દિવસે, વધારે અને વધારે પ્રતીતિ થતી જાય છે કે તેમના સ્થૂલ દેહના નાશ પછી તેમનો અવિનાશી આત્મા દુનિયાને તેની પ્રકૃતિ-જન્ય એકતાના ભાન તરફ વધારે વેગપૂર્વક જાગૃત કરી રહેલ છે. તેમના સ્થૂલ દેહના નાશથી જોકે આખી દુનિયા ઉપર દિલગીરીનું મોજું ફરી વળ્યું છે, પરંતુ તેણે બતાવી આપ્યું છે કે તેમનો ઉજ્જવળ આત્મા હજુ દુનિયાના જુદા જુદા ભાગોમાં વસતા લોકોનાં હૃદયોને, આખી માનવજાતના ભાવિનું જે નિયંત્રણ કરી રહેલ છે તે એકમાત્ર સર્વોત્કૃષ્ટ સત્ય—મહાન પ્રભુ તરફ અંગુલિ-નિર્દેશ કરીને જાગૃત કરવા અવિરત પ્રેરણા અર્પી રહ્યો છે અને ઓપ ચડાવી રહ્યો છે. તેમના પૃથ્વી પરના અસ્તિત્વકાળમાં મનુષ્યજાતને પ્રભુની વધારે નજદિક લઇ જવાનો પ્રયત્ન કરતો તેમનો આત્મા, શરીરના ત્યાગ પછી, સૂક્ષ્મ રીતે વિશ્વબંધુત્વની સ્થાપના તરફ તેને દોરી રહેલ છે. તેમનો પ્રેમ અને સત્યનો સંદેશો, તેઓ સદેહે હતા ત્યારે જેટલો અસરકારક નીવડતો તેના કરતાં અત્યારે ચડિયાતા પ્રમાણમાં ઝીલાતો અને ઊંડી અસર નીપજાવતો અનુભવાય છે. યથાર્થરીતે તેમણે પૃથ્વી ઉપર શાન્તિ અને સદ્‌ભાવની સ્થાપના માટેની મહત્ત્વની આવશ્યકતા તરફ આપણને જાગૃત કર્યા છે. મહાત્મા ગાંધીની કક્ષાના આધ્યાત્મિક પ્રતિભાસંપન્ન સંતો નાશ પામતા જ નથી. તેમણે આપેલા અનુપમ બલિદાનના પરિણામે દુનિયા ઉપરના માનવીના હૃદયમાંથી અસહિષ્ણુતા અને વેરવૃત્તિ ભુંસાઇ જાઓ અને દુનિયા ઉપર પ્રેમ અને ભ્રાતૃભાવનું સ્થાપન થાઓ કે જેથી સમસ્ત માનવજાત શાન્તિ અને એકતાથી સંપીને સાથે રહી શકે.

આ ઉન્નત અને ઉજ્જવળ આત્માને આપેલ સ્મરણાંજલિ, તેમના ભક્તિભાવપૂર્ણ હૃદય અને ઈશ્વરમાં અખૂટ શ્રદ્ધાનો ઉલ્લેખ

કર્યા સિવાય અપૂર્ણજ રહેવાની. રામનામના સતત સ્મરણથી પ્રભુ સાથે સતત સંલગ્ન થઇને તેઓ એક પ્રકાશવાન વિભૂતિ બની ગયા કે જેમણે પોતાનું જીવન જનતાને જનાર્દન સમજી, તેની સેવામાં સમર્પી દીધું. ખરેખર, આત્માને પરમાત્મા સાથે સંલગ્ન કરવા માટે, તેના સર્વશક્તિમાન અને પુણ્યશ્લોક નામનું ઉચ્ચારણ કરી—ગાન કરી, તેનું સતત સ્મરણ કરવા જેવો બીજો એકે વધારે સરળ માર્ગ નથી.

[

## Mahatma Gandhi.

### By Swami Ramdas.

Mahatma Gandhi, the outstanding world figure of the day, has departed from our midst. We know that only the physical part of him has perished, but that his immortal spirit still abides with us and dwells and will dwell always in the hearts of his admirers and devotees of the present generation and also of the coming generations for ages and ages. Essentially Mahatma Gandhi was a saint or God-man. He infused in the hearts of his followers, all over the world, faith in God and led them on the path of divine love, righteousness and truth. His principle of non-violence, is nothing but the principle of universal love based on the realisation of the supreme unity of all life on this earth. His deep anxiety for the welfare of humanity, his compassion

towards the sufferers, the poor and the down-trodden, his sustained concern in bringing about goodwill, amity and harmony among people who sought to ruthlessly destroy each other's life and property, as displayed in the communal riots, and his untiring effort for the removal of injustice done to the Harijans or the so-called untouchables, mark him out as a Benefactor of humanity, unparalleled in the history of the world for many centuries past.

Mahatma Gandhi toiled indefatigably for the good of India in particular and the world at large in general. Every day it is becoming more and more evident, after the mortal part of him was confined to the flames, that his imperishable spirit is working with a greater intensity for awakening the world to the consciousness of its inherent unity. While the wave of mourning passes over the world, his ever-glowing spirit seems still to inspire and galvanise the hearts of the people in different parts of the earth to the awareness of the supreme Truth or God—the one great Master that determines the destinies of the human race. By striving to bring humanity nearer God when walking on the earth, he is yet, after leaving it subtly working towards

the formation of a universal brotherhoood. His message of love and truth is producing a greater and more far-reaching effect on the minds of people now than when he was alive in the flesh. He has veritably roused us all to the supreme need of the establishment of peace and goodwill on earth and that strife, discord and war must disappear from the face of it. Saints of Mahatma Gandhi's spiritual eminence do not die. As a result of the supreme sacrifice which he made, may hatred and illwill be eradicated from the hearts of men all over the world. May mutual love and friendliness prevail so that the entire humanity live together in harmony and peace.

The above tribute to this exalted and illumined soul cannot be complete without making mention of his predominantly devotional nature and unshakable faith in the name of God. By unbroken communion with the Divine through the practice of Ramnam he became a radiant Vibhuti who dedicated his life for the service of God in Humanity. Verily, there is no easier way of linking the soul with God and beholding Him everywhere—in all beings and creatures—than constantly remembering Him by the utterance or singing of His holy and all-powerful Name. ]

સમાપ્ત.